Digitization by eGangotri and Sarayu Trust. Funding by MoE-IKS
ॐ
શ્રી શ્રી
મા આનંદમયી ના
સાંનિધ્યમાં
લે.
ગોસ્વામી રઘુનાથદાસ મહારાજ
CC0. In Public Domain. Sri Sri Anandamayee Ashram Collection, Varanasi

# શ્રી શ્રી મા આનંદમયી

ના

# સાન્નિધ્યમાં

★

ખંડ ૨ જો.

★

અંતેવાસી

બ્રહ્મચારી રઘુનાથદાસ ગોસ્વામી

( શ્રી. કાન્તિભાઈ વ્યાસ )

( સ્વામી ભજનાનંદ ગિરિ )

| પ્રથમ | સંવત | પ્રત |
| --- | --- | --- |
| સંસ્કરણ | ૨૦૧૦ | ૧૦૦૦ |
| | ઈ. સ. ૧૯૫૪ | |



-: કિંમત :-

રૂા. ૨-૦-૦

स्वामी : પ્રકાશક : भागवतानंद गिरि

~~બ્રહ્મચારી શ્રી મધુમથદાસ ગોસ્વામી~~

( શ્રી. કાન્તિભાઇ વ્યાસ )

શ્રી શ્રી મા આનંદમયી આશ્રમ,

બી ૨/૯૪, ભદૈની, બનારસ ( યુ. પી. )

: પ્રાપ્તિસ્થાન :

મહેન્દ્રકુમાર ફુલચંદ મહેતા

સાચોરાની ખડકી, મામુનાયકની પોળ,

ગાંધીરોડ, અમદાવાદ-૧.

: મુદ્રક :

'સંદેશ લિમિટેડ'વતી

શાંતિલાલ વાડીલાલ શાહ

: મુદ્રણસ્થાન :

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ,

ઘીકાંટા, પિત્તળીયા બંબા સામે,

અમદાવાદ.

# ભૂમિકા

આ પુસ્તકને ગુજરાતી પ્રજા સમક્ષ મૂકતાં મને અત્યંત હર્ષ થાય છે. પ્રસ્તુત પુસ્તક, માતાજી જ્યારે ૧૯૪૮ ની ૧૪ મી જાન્યુઆરીથી ૯મી ફેબ્રુઆરી સુધી અલ્હાબાદના અર્ધ કુંભમેળામાં રહેલાં, તે વખતના એમના વાર્તાલાપની મારી નોંધપોથીના આધારે તૈયાર કરવામાં આવ્યું છે. જ્યાંસુધી શક્ય હતું ત્યાંસુધી માના વાર્તાલાપને માની ભાષામાં જ ઊતારવા પ્રયત્ન કર્યો છે. ગંગાના પવિત્ર પ્રવાહમાંથી લોકો પોતપોતાની શક્તિ અનુસાર ગંગાજળ ભરી લાવે છે. કોઈ ઘડા ભરી લાવે છે, તો કોઈ ફક્ત ખોબો જળ જ ભરી લાવે છે. મેં પણ, તેવી જ રીતે માના વાર્તાલાપરૂપી શુદ્ધ પવિત્ર જ્ઞાનગંગામાંથી મારી શક્તિ અનુસાર માના વાર્તાલાપને ઝીલવા પ્રયત્ન કર્યો છે. માના શ્રીમુખમાંથી નીકળેલો પ્રત્યેક શબ્દ આમાં લખાયો છે તેવો મારો દાવો નથી. જ્યાંસુધી શક્ય હતું ત્યાંસુધી માના ભાવને સરળ ભાષામાં ઊતારવા પ્રયત્ન કર્યો છે, છતાં કોઈ કોઈ જગ્યાએ માની કેટલીક વાતો લખવી રહી ગઈ હશે તે માટે પરમ પૂજ્ય માના શ્રીચરણે ક્ષમા પ્રાર્થું છું:—

હે મા! તું તો અંતર્યામી છે, સર્વજ્ઞ છે. તારાથી કશું યે અજાણ્યું નથી. તારું કથામૃત લખવામાં જો કોઈ જગ્યાએ કોઈ અક્ષર યથાર્થભાવે વ્યક્ત ન થયો હોય તો તારી કૃપાએ સર્વ પૂર્ણ-રીતે ઠીક થઈ જાઓ અને તારા કથામૃતનું પાન કરનારા પાઠકોના હૃદયોને આંદોલિત કરીને શ્રીભગવત્ચરણે સ્થાપિત કરો એ જ પ્રાર્થના!

વાંચકના મનમાં માનો સાચો પરિચય મેળવવાની ઇચ્છા થાય તે સ્વાભાવિક છે. પરંતુ પુસ્તકો દ્વારા માનો સાચો પરિચય મળવો મુશ્કેલ છે. જેવી રીતે એક સામાન્ય પ્રદીપ સૂર્યનો પરિચય ન આપી શકે, તેવી રીતે પુસ્તક પણ માનો સાચો પરિચય ન આપી શકે. સૂર્ય જેવી રીતે સ્વયંપ્રકાશિત છે, મા પણ તેવી જ રીતે સ્વયંપ્રકાશિત છે. મા જન્મથી જ પૂર્ણ છે. માએ કહ્યું છે

કે, "હું વાસ્તવમાં બાલ્યાવસ્થામાં જેવી હતી તેવી જ આજ પણ છું. પૂર્ણત્વ, અખંડત્વ જેને કહેવામાં આવે છે તે અક્ષુણ્ણ રહેતાં છતાં આ સાધનાના ખેલો થયા હતા અને થઇ રહ્યા છે." માનું સ્વરૂપ ભાવાતીત, ગુણાતીત છે. ખંડભાવમાં રહીને માનો વાસ્તવિક પરિચય કેવી રીતે મેળવી શકાય ? આ અખંડ સ્વરૂપનું વર્ણન ખંડભાષામાં કરવું મુશ્કેલ છે. માના સંબંધમાં પણ લખવા જતાં કલમ અટકી જાય છે. માને આપણે સાધારણ બુદ્ધિથી કેવી રીતે સમજી શકીશું ? મા દેશકાળથી પર છે. માના પરમભક્ત પૂ. ભાઇજીએ 'માતૃદર્શન'માં લખ્યું છે કે, "મા સાક્ષાત બ્રહ્માંડ જનનીનું મૂર્ત સ્વરૂપ છે. એ સર્વ દેવમયી પરમ દેવતા છે, મંત્રદ્રષ્ટા ઋષિ છે. એમનામાં ઇચ્છાઅનિચ્છા જેવું કંઇ નથી. એમની પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એમની ઇચ્છાથી થતી નથી. અખંડ માતૃભાવનો સર્વતોમુખી પ્રકાશ શ્રીમામાં તમામ વાતોમાં, કાર્યોમાં અને એમના અલૌકિક વ્યવહારમાં દેખાઈ આવે છે." માના સંબંધમાં લખવા જતાં પૂ. ગોપીનાથજી કવિરાજજીએ પણ લખ્યું છે કે,

"It is very difficult for a man to conceive a personal or the Impersonal actually embodied in such a person. Mother Herself has Confessed to some person. that She never loses Her supreme self--consciousness Samadhi, She is where She always has been. She knows no change, no modification, no alternation. She is always poised in the selfsame awareness as a supreme and integral universality, transcending all limitations of time, space and personality and yet comprehending them all in a great harmony. Mother represents an integral self-awaerness which never tolerates even in the slightest degree an idea of separation or distinction from the igtegral Central

Being." (આવી અતીત પ્રતિભાને અથવા તો આવી વ્યક્તિમાં રહેલી પ્રતિભાને સમજવી મુશ્કેલ છે જ. માતાજીએ અમુક અંશે જણાવેલું જ છે કે તેઓ પોતાની ઉચ્ચ જાગૃત અવસ્થાથી કદાપિ છૂટાં પડેલાં હોતાં નથી. પોતે સમાધિમાં હોય યા ન હોય તો પણ તેઓ સર્વદા તે સ્થિતિમાં હોય છે. તેમનામાં નથી હોતી કોઇ વધઘટ, નથી હોતો કોઈ ફેરફાર. સ્થળ, કાળ અને વૈયક્તિક ઉપાધિઓથી પર છતાં ય આ બધાંને પોતામાં સમાવિષ્ટ કરતાં તેઓ સદાસર્વદા વિશ્વવ્યાપી સર્વોચ્ચ અદ્વૈત તત્ત્વની આનંદાવસ્થામાં મગ્ન હોય છે. અખંડ ચૈતનના પ્રવાહથી અવિચ્છિન્ન કે વિભક્ત નહિ થતી સતત જ્ઞાનાવસ્થાનાં તેઓ પ્રતીક છે.)

મા આવી રીતે અતિ દુર્જ્ઞેય, અતિ દુર્ગમ હોવા છતાં પણ સંતાનના આર્તનાદે તેને પોતાની અમૃતમય ગોદમાં લઈ લે છે, અને પોતાનો આત્મપરિચય પણ આપે છે. મા પાસે કોઈ જાતના ભેદભાવ નથી. માની પાસે સર્વ ધર્મના, સર્વ જાતિના, સર્વ ભાવના સાધકો આવે છે. મા સર્વ સાધકોને ભગવત્મુખી બનાવે છે. માનાં દર્શન એક વાર કર્યાં પછી અનેક ભકતો મા માટે પાગલ થઈ જાય છે. મામાં કોઇ અદ્ભુત આકર્ષક શક્તિ છે. મા કૃપા કરીને તેને એક વાર દર્શન આપે એટલે તે માથી વિમુખ થઈ શકતો નથી. માતૃદર્શનની સાથે સાથે જ એક અવિચ્છિન્ન સંબંધ તેની અંદર થઇ જાય છે. સાધક જાણે કે ન જાણે. મા તેની હર સમય, પ્રતિક્ષણ તેની સાથે અંતરાત્મા રૂપે રહીને આધ્યાત્મિક પથમાં સહાય કરે છે, રક્ષણ કરે છે અને અંતે પરમચરમ લક્ષ્યે પહોંચાડી દે છે. મારી તો ગુજરાતી ભાઇઓને પ્રાર્થના છે કે માના સંપર્કમાં આવો અને માના સત્સંગનો લાભ ઉઠાવવા પ્રયત્ન કરો. આ તો સ્વાનુભવનો વિષય છે. માના સાનિધ્યમાં કેટલી શાન્તિ અને આનંદ છે તેનો જ્યારે જાતે અનુભવ કરો ત્યારે જ સમજી શકાશે. આ માતૃપ્રેમનું વર્ણન થઈ શકે નહિ. નારદ ભક્તિસૂત્રમાં ભગવત્પ્રેમનું વર્ણન કરવા જતાં નારદ મહારાજે લખ્યું છે કે ભગવત્પ્રેમ મૂકા-

સ્વાદાનવત્ છે, એટલે કે જેવી રીતે મૂંગો માણસ કોઈ વસ્તુના સ્વાદનું વર્ણન કરી શકતો નથી, તેવી રીતે ભગવત્પ્રેમનું વર્ણન કોઈ કરી શકતું નથી. જેને તેનો અનુભવ થાય તે જ ફક્ત સમજી શકે છે. એમ માના સાંનિધ્યથી થતા આનંદનું વર્ણન પણ થઈ શકે તેમ નથી હોતું. માના પ્રત્યેક કાર્યમાં કંઇ ને કંઈ ઊંડું રહસ્ય જરૂર હોય છે. મા જે કંઇ કરે છે, તેની દ્વારા કેવળ માત્ર કલ્યાણ જ થાય છે, અકલ્યાણ થતું નથી એમ માએ સ્વયં કહ્યું છે.

આવાં જગતજનની મા ક્યાં રહેતાં હશે? તેમનાં દર્શન ક્યારે અને ક્યાં થઇ શકે? આવી જાતના પ્રશ્નો વાંચકને થાય તે સ્વાભાવિક છે. મા કોઇ જગ્યાએ કાયમ રહેતાં નથી. માના કાર્યક્રમો ઘણુંખરું અનિશ્ચિત હોય છે. મા સારા યે ભારતવર્ષમાં ભ્રમણ કરે છે. મા આવી રીતે ભ્રમણ કરતાં હોય છે, તે જોઇને એક ભાઇએ માને કહેલું કે, "મા, તમે તો ઘણાં અશાન્ત છો. હર સમય ફર્યા કરો છો. એક જગ્યાએ જંપીને બેસતાં નથી." માએ સુંદર જવાબ આપેલો, "આ શરીર તો ક્યાંય જતું પણ નથી અને આવતું પણ નથી. સારું યે જગત એક બગીચો છે. હું તો માત્ર બગીચામાં જ ફરું છું." એક મહાત્માએ પણ માને કહેલું કે, "તમે આશ્રમ બનાવવાનું છોડી દો અને જ્યાંત્યાં ફરવાનું છોડી દો." માએ ઉત્તર આપેલો કે, "પિતાજી! યે શરીર તો કભી આશ્રમ બનાતી હી નહિ હૈ ઔર કભી ઘૂમતી હી નહિ હૈ." માના નામે અનેક આશ્રમો ચાલે છે, પરંતુ તે આશ્રમોની સાથે માને વ્યક્તિગત રીતે કોઈ સંબંધ નથી. માના નામે તેના ભક્તો આશ્રમો બનાવે છે. માને તેની સાથે કાંઇ લેવાદેવા નથી. મા તો કહે છે, "સારુંયે જગત મારો આશ્રમ છે. હું તો ઊડતું પક્ષી છું. આજે અહીં તો કાલે વળી ક્યાં!" કોઇ માને પૂછવા જાય કે, "મા! તમે અહીં ક્યાં સુધી રહેશો?" મા તેની લાક્ષણિક શૈલીમાં ઉત્તર આપે છે, "પિતાજી! જા હોયે જાય. એક નિઃશ્વાસકા વિશ્વાસ નહિ હૈ." માના સંબંધમાં અથવા માની ગતિવિધિ સંબંધમાં જાણવાની

ઈચ્છા થાય તો નીચેના સરનામે પત્ર લખવાથી ખબર પડી શકશે. શ્રી શ્રી મા આનંદમયી આશ્રમ, બી ૨/૯૪ ભદૈની, બનારસ (યુ.પી.). માનાં દર્શન કરવાની ઈચ્છા જાગ્રત થાય તો ક્યા ભાવથી મા પાસે જવું જોઈએ, તે સંબંધમાં પૂ. ભાઈજીએ લખ્યું છે કે, "માની પાસે જવાની ઈચ્છા જાગૃત થાય, એમના ચરણસ્પર્શ કરવાની આકાંક્ષા જાગે, તો કંઈ નહિ તો યે એ સમય પૂરતું પણ ચિત્ત દર્પણની માફક સ્વચ્છ કરવું જરૂરી છે. જે જેટલો ક્ષુધિત, પિપાસુ, શ્રદ્ધાશીલ અને શરણાગત થઈ શકશે, તે તેટલોજ તૃપ્તિલાભ કરશે. માના દરવાજા સર્વ લોકો માટે, સર્વ સમયે ખુલ્લા છે. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે પણ માનો સંગ કરે છે." ભાઈજી કહેતા, "માની પાસે ભેદાભેદ નથી. ભાવ જ એમના આકર્ષણવિકર્ષણનું સૂત્ર છે. જેનો જેવો ભાવ, તેવો તેને લાભ થશે. માની પાસે જે જેટલો શૂન્યદેહ અને મન લઈને નિરાશ્રયની માફક ઉપસ્થિત થઈ શકશે, તે તેટલો જ સહજતાથી પૂર્ણતાને રસ્તે અગ્રેસર થઈ શકશે."

ગુજરાતના વાચકવર્ગને મારી નમ્ર વિનંતિ છે કે આ પુસ્તકને ખૂબ ધીરજપુર્વક સમજવા પ્રયત્ન કરજો. માની વાણીમાં ઘણાં ગૂઢ તત્ત્વો સમાએલાં હોય છે.

બંગાળી તથા અન્ય ભાષાઓમાં માતાજી વિષે જે સાહિત્ય પ્રગટ થયું છે તેની યાદી પરિશિષ્ટ ક માં આપવામાં આવી છે. પરિશિષ્ટ ખ માં ભાઈજી રચિત માતાજીનું ભજન આપ્યું છે. પરિશિષ્ટ ગ માં માતાજીનું ધ્યાન, ગાયત્રી, પ્રણામ વગેરે આપ્યું છે. પરિશિષ્ટ ઙ માં માતાજીના આશ્રમોની યાદી આપી છે.

હું સાહિત્યકાર નથી. લગભગ ૧૩ વર્ષ થયાં માએ કૃપા કરીને તેમના શ્રીચરણે મને આશ્રય આપ્યો છે. એટલે ઘણુંખરું બંગાળી ભાષાના સંપર્કમાં જ વધારે રહેવાનું થાય છે, અને પરિણામે ગુજરાતી ભાષા સાથેનો સંપર્ક લગભગ તૂટી ગયા જેવો

થયો છે. એટલે ભાષામાં માતાજીના ભાવને સરળ રીતે સમજાવવામાં જો કોઇ જગ્યાએ દોષો રહી ગયા હોય તો, આશા રાખું છું કે સુજ્ઞ વાચક વર્ગ મને ક્ષમા કરશે.

અંતમાં શ્રીપરમકૃપાળુ, જગતજનની માના શ્રીચરણકમળે પ્રાર્થના કરું છું કે ગુજરાતના આત્માનુસંધાનેચ્છુ સાધક વર્ગને આ પુસ્તક આત્મોન્નતિના માર્ગે આગળ લઇ જવામાં સહાયરૂપ થાઓ એ જ પ્રાર્થના ! અસ્તુ ! ૐ મા !

શ્રી શ્રી મા આનંદમયી આશ્રમ
બી. ૨/૯૪, ભદૈની.
બનારસ (ઉત્તર પ્રદેશ)

બ્રહ્મચારી રઘુનાથદાસ ગોસ્વામી
(કાન્તિભાઇ વ્યાસ).
સ્વામી ભાગવતાનંદ ગિરિ

તા. ક. તાં. ૬–૬–૧૯૫૪ ના રોજ માએ મારું નામ બદલીને રઘુનાથદાસ ગોસ્વામી રાખ્યું છે. તેની ઘટના આ પ્રમાણે છે.

તા. ૫–૬–૧૯૫૪ જેઠ સુદ પાંચમના રોજ મારા પિતાશ્રીની તૃતીય વાર્ષિક સંવત્સરી હતી. આ દિવસે મેં માતાજીને ભોગ ધરાવેલો. માને જ્યારે ખીર ખવરાવવામાં આવતી હતી ત્યારે માએ કહ્યું, "કાલે બધાંના મોંથી ખીર ખાઇશ." હું જ્યારે શ્રાદ્ધ કરીને ઉપર આવ્યો ત્યારે માએ મને કહ્યું, "કાન્તિભાઇ, આજ ખીર ખાતી વખતે એવો ખ્યાલ આવ્યો છે કે તું આવતી કાલે બધાંને ખીર ખવરાવ. પરમાનંદ કહે છે કે રૂા. ૩૦) ખર્ચ આવશે." મેં કહ્યું, "મા, તમે કહો છો તો જરૂર બધાંને ખીર ખવરાવશું." આમ માના આદેશે તા. ૬–૬–૧૯૫૪ના દિવસે ખીર કરવામાં આવી હતી. મા પોતે જ કહેવા માંડયાં, "કાન્તિભાઇની ખીર હું જ પીરસીશ." એમ કહીને મા ખીર પીરસવા માંડયાં. પૂ. હરિબાબાના ભક્તોને જ માએ પહેલાં ખીર પીરસી. માએ કહ્યું, "આ શરીરે આજ સુધીમાં કોઇની પાસે ભિક્ષા માગી નથી. આજે પહેલી જ વાર ભિક્ષા માગી છે. કોઈ ખાસ કારણસર આ ઘટના બની ગઈ છે." આમ બોલ્યા બાદ લગભગ એકાદ કલાક પછી ઓચિંતા મા મને

શોધતાં શોધતાં પોતાના નિવાસ સ્થાનથી નીકળીને કહેવા માંડ્યાં, "કાન્તિભાઈને બોલાવો." હું તરતજ માની પાસે હાજર થયો. માએ મને કહ્યું, "ચૈતન્ય મહાપ્રભુએ જેવી રીતે રઘુનાથદાસ પાસેથી માગીને ભિક્ષા ખાધી હતી, તેવી રીતે આ શરીરે તારી પાસેથી ભિક્ષા માગી છે. માટે આજથી તારું નામ રઘુનાથદાસ ગોસ્વામી. ગોસ્વામી એટલા માટે કે તું શ્રીમદ્ભાગવતનો પાઠ સારો કરે છે." એટલામાં ભક્તોમાંથી કોઇ એક ભક્તે કહ્યું, "મા, રઘુનાથદાસ ગોસ્વામીની તો પૂજા થાય છે. જ્યારે મહાપ્રભુનું કીર્તન થાય છે, ત્યારે છ ગોસ્વામીની પૂજા થાય છે. તેમાં એક રઘુનાથદાસ ગોસ્વામી છે." આ સાંભળતાંજ માએ મને નવા નામથી સંબોધન કરતાં કહ્યું, "રઘુનાથદાસ ગોસ્વામી, નમો નારાયણ." આમ કોઈ અદ્ભુત રીતે માની કૃપાએ મારું નામ બદલાઇ ગયું છે. માની કૃપા પારાવાર છે. માની પ્રત્યેક ક્રિયામાં કંઇને કંઇ રહસ્ય છૂપાયેલું હોય છે. આમ નામ પરિવર્તનનું શું રહસ્ય હશે તે તો મા જ જાણે!

# 'મા' ની ટૂંકી જીવનરેખા

## ૧ અલૌકિકતાનું અવતરણ

પરમાનંદનો એક એવો પ્રદેશ છે, જ્યાં અમર સંતોની જ આણ પ્રવર્તે છે; જ્યાં રાત્રીઓ શાશ્વત દિનમાં વિલીન થાય છે અને મસ્તી સઘળાં દુઃખોને હદપાર કર છે. મા એવા પ્રદેશનાં વાસી છે. આ મૃત્યુલોક પર આવ્યાં, ત્યારે પણ જાણે પોતે એ 'મૂળ ભોમ'ના ગુણો લઈને જ અવતર્યાં ! આ ભોમમાં તો માનવીને નસીબે જીવનના શ્રીગણેશ જ મંડાય છે રુદનથી. મા પોતે જ કહે છે, રોઉં શા માટે ? હું તો એ વખતે દિવાલના જાળિયામાંથી બહારનું આંબાનું ઝાડ જોઈ રહી હતી, અને તે ય ક્યારે ? રાત્રીના લગભગ ત્રણ વાગે ! ઈ. સ. ૧૮૯૬ના એપ્રીલની ૩૦ મીને ગુરુવારે રાત્રે ત્રણ વાગે માના જીવનપ્રવાહની ગંગોત્રીમાંથી આનંદનાં નવાં નવાણ ફૂટ્યાં અને ત્યાર પછી તો—

વહે નિરંતર અખંડ આનંદધારા.

એ આનંદધારાથી અનેક યાત્રીઓ પુનિત થયા. એમાંના ઢાકાના શ્રી. જ્યોતિશ્ચન્દ્રરોયે, માના ખરા સ્વરૂપની ઝાંખી પામીને હોય કે પછી એ અખંડઆનંદની મસ્તીમાં સહજપણું સ્ફૂર્યું માટે હોય તેમ, માને આનંદમયા કહીને પુકાર્યાં. નિર્મલાસુંદરી ત્યારથી 'આનંદમયી' નામે જ ઓળખાયાં.

અત્યારે જેમ ભક્તોને છે તેમ જન્મસમયે નિર્મલાસુંદરી એમની માને બહુ મોંઘામૂલાં હતાં. એમના અવતરણ પહેલાં જ એમની માએ એક બાળકને જન્મ આપેલો, પણ બેચાર 'દિ'ની મહેમાની ચાખી એમને છોડી, એ ચાલ્યું ગયેલું. એટલે જન્મના બીજા જ દિવસે વિધુમુખીદેવી એમને તુળસી ક્યારે ગોઠમડાં ખવરાવી આવ્યાં; તુળસીમાને આ બાળકીની સોંપણી કરી. આઠ માસ સુધી નિયમિત એ રીતે તેઓ નાની 'નીરી'ને તુળસી ક્યારે લઈ જઈ આળોટાવતાં. પછી તો નીરી પોતે જ ત્યાં જઈને એ વિધિ પતાવી આવતી. આમ જન્મતાં-

વેંત જ એનું જીવન ઈશ્વરાર્પણ કરાયું. પણ એમ ન હોત તો ય એ તો 'દેવના દીધેલ' હતી, 'માગી લીધેલ' હતી. એમનાં દાદી કાલીમાની પ્રાર્થના કરવા ગયેલાં. મારા વિપિનને દીકરો આવે તેને બદલે દીકરી આવે એ!! મોંમાંથી સરી પડેલી પ્રાર્થના-વાણી ફળી.

મા પોતે પોતાના જન્મ વિષે કહેતાં કોઈવાર વાત કરે છે, "મારા જન્મ પહેલાં જ મારા પિતાજી ઘર છોડી ચાલ્યા ગયા હતા. અને ભગવાં પણ ધારણ કર્યાં હતાં; હરિસંકીર્તનમાં જ સમય વ્યતીત કરતા હતા. આ શરીરનો જન્મ થયો ત્યારે પણ તેમનો એવો જ વૈરાગ્ય ભાવ હતો."

માતાની ભક્તિ, દાદીની પ્રાર્થના કે પિતાનો વૈરાગ્ય ગમે તેમાં નિર્મળાદેવીની અલૌકિકતાનાં મૂળ શોધવાં જઈએ, છતાંય ન સમજાય એવું અનોખાપણું એમનામાં નાનપણથી જ તરી આવતું. એક દિવસ વાતચીતમાં એમણે એમની માને કહ્યું:

"મા, મારા જન્મના તેરમે દિવસે શ્રીનંદન ચક્રવર્તી મને જોવા આવેલાને? માએ યાદ કર્યું. વાત આશ્ચર્યકારક હતી."

પોતે જ્યારે વર્ષ અને દસ માસની હતી, ત્યારનો એક પ્રસંગ એકવંદ નિર્મળાએ પોતાની માને યાદ દેવરાવેલો. પડોશી ચંદ્રનાથ ભટ્ટાચાર્યને ત્યાં કીર્તન હતું. પોતાને કાખમાં ઘાલીને મા ત્યાં લઈ ગયેલી. કીર્તન દરમ્યાન કોણ જાણે શું થયું તે નિર્મળાને નિદ્રા આવી ન હોય તેમ ઢળી પડી. એને ઢળી પડતી જોઈને માએ છણકો કર્યો, 'અરે! આમ સૂઈ શું જાય છે? કીર્તન તો સાંભળ.' મા કહે છે, "મોટા થયા પછી કીર્તનમાં જે હાલત થાય છે એવી જ હાલત એ વખતે પણ મારી થતી હતી."

ત્રણેક વર્ષની નીરીને જ્યારે હાથે કોળિયો ભરીને ખાતાંય નહોતું આવડતું ત્યારે એની મા એને જમાડતી. જમતાંજમતાં કયારેક એ સૂનમૂન બની એકીટશે અવકાશમાં જોઇ રહેતી. મા એને

ધમકાવતી. 'ખાવામાં જીવ રાખને; ત્યાં શું જોઇ રહી છે?' નીરી અણધાર્યો જવાબ આપતી, જોને મા, કેટકેટલી દેવમૂર્તિઓ ત્યાં આવજા કરે છે!.' મા કહેતી, 'આ નીરી તો સાવ સીધી* છે એને કંઇ ગતાગમ જ નથી.'

નીરીના દાદાજી શિક્ષક હતા. નીરીને પણ નિશાળે બેસાડી. અમણે એને ક, ખ......અને અ......આ......વગેરે શીખવ્યું. તે એ એક જ દિવસમાં શીખી ગઈ! વર્ગમાં શિક્ષક ભણાવતા ત્યારે તે એક ચિત્તે સાંભળતી ને એમ ને એમ જ એને બધું યાદ રહી જતું.

એકવાર ઇન્સ્પેક્ટર સાહેબ શાળામાં આવ્યા. નીરીએ ઘેરથી તો વાંચીને તૈયારી કરી હોય જ શાની? એણે પુસ્તક ઉઘાડીને એક પાના પર નજર ફેરવી લીધી. દૈવવશાત્ ઇન્સ્પેક્ટરે એની પાસે એ જ પાઠ વંચાવ્યો. એણે રોકટોક એ પાઠ વાંચ્યો. ઇન્સ્પેક્ટર ખુશ થયા અને નીરીને પહેલા નંબરે બેસાડી. પણ શાળામાં એણે બહુ દિવસો કાઢ્યા નહિ. એનું શાળાનું ભણતર ત્યાં જ અટક્યું. એ શાળા અને એનું ભણતર એને નાનાં લાગ્યાં હશે કે અગમની વિશ્વશાળામાંથી અલખના પાઠ લઇ જ એ આવી હશે? क्या जाने।

卐

## પ્રકરણ ૨ — પાનીમેં મીન પિયાસી

'હાય, હાય! આ તે કંઇ વહુ છે! ચૂલા પાસેય મોઢું ઘોરે છે. કોઇને કોઈવાર કાળી ટીલી ચોંટાડવા જ આવી લાગે છે. મોઢને જરાયે શરમેય આવે છે?...આ દાળ–શાક તો બળી ચાલ્યાં...!'

---

* 'સીધી' ભોટ, ગમાર, ભોળી. માને નાનપણમાં બધા મશ્કરીમાં 'સીધી' કહેતાં. એટલે જ એક દિવસ નીરી એક કળશો લઇને તળાવે ગઈને પાણી ભરી લાવી. વાંકી વળીને મા સામે ઊભી રહી બોલી, 'લો, કહો છો ને કે હું 'સીધી' છું? હવે તો વાંકી થઈ ગઇ ને?'

× તેરેક વર્ષની નિર્મળા સાસરે આવી છે, પણ જીવ ચૂલામાં ને ચોકડીમાં ચોંટતો નથી. આંખો ખોજે છે અંતરની ખીણોમાં છુપાયેલાં અજવાળાં. ચૂલે મૂકેલાં શાક–દાળ બળવા માંડે છે. જેઠાણી બરાડી ઊઠે છે, 'હાય, હાય! આ તે કંઇ વહુ છે......?' 'વહુ' જાગે છે; પણ—

'જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે.'

એ દર્શન જ એને થાય છે. છતાં ચૂપચાપ ઘરનું કામ કરે છે. પણ બિચારાં જેઠ–જેઠાણી ચાર વર્ષમાં જ સ્વર્ગે સિધાવે છે.

બેકાર રમણીબાબુને અષ્ટગ્રામમાં ઢાકાના નવાબની જાગીરમાં 'સેટલમેન્ટ' ખાતામાં નોકરી મળતાં, નિર્મળાસુંદરી ત્યાં આવે છે. લાંબો ઘૂંઘટ કાઢી બધે હરેફરે છે. એ જગજડતાનો ઘૂંઘટ હૈયે વહેતી ગુપ્તગંગાના ઘૂઘવાટાને છુપાવી શકતો નથી. જયશંકર સેનની÷પત્ની એ ઘૂઘવાટાને જાણી જાય છે. નિર્મળાનું નામ પાડે છે ખૂશીકી મા! નિર્મળા વહુ 'મા' બને છે. સેનબાબુનો પુત્ર શારદા સેન ભક્તિથી પ્રેરાઇ 'ખૂશીકી મા' ને ઠાકુર દયાનંદ કૃત એક પુસ્તક ભેટ આપે છે. પણ જ્યારે જ્યારે 'મા' આ પુસ્તક ઉઘાડે છે ત્યારે ત્યારે હૈયામાં

---

× ૧૨ વર્ષ અને ૧૦ માસની ઉંમરે, માઘ માસમાં વિક્રમપુરના શ્રી. રમણમોહન ચક્રવર્તીને ત્યાં 'મા' નાં લગ્ન થયાં. રમણીબાબુ તે વખતે વિક્રમપુરના આટપાડા ગામમાં પોલીસ હતા. લગ્ન પછી તરત જ તેમની નોકરી તૂટતાં, 'મા' ને જેઠ–ખેતીમોહન-બાબુ સાથે રહેવા જવું પડ્યું. એ ચાર વર્ષ જેઠ સાથેના સહવાસમાં એમણે સેવા દ્વારા સૌનાં મન જીતી લીધેલાં. સૌને એ પ્રિય બનેલાં. માત્ર એમનો ભાવાવેશ કોઇ સમજી શકેલું નહિ. કેટલાંક એને ગાંડપણ કહેતાં તો કેટલાંક ભૂતપ્રેતાદિકનો પ્રભાવ.

÷ જેના મકાનમાં તેઓ અષ્ટ ગામમાં રહેતા હતા તે મકાનમાલિક.

ગૂંગળાતાં ભક્તિનાં પૂર ઘોડાવેગે બહાર ધસી આવે છે અને પુસ્તક પુસ્તકને ઠેકાણેજ રહી જાય છે.×

* * *

'ઘેલાની તે કંઈ દુનિયા વસે છે?'

'કેમ?"

'આ...પેલો સેન...મોશાયનો સાળો હરકુમાર...મુઓ. જ્યારે જુઓ ત્યારે પેલી નિર્મળા વહુની પૂંઠે જ દેખાય'

'અરે, મોઇ! આજ તો હું દાતણ કરતી'તી ને સવારના પહોરમાં મેં એને સેન મોશાયના ઘરમાં પેસતાં જોયો અને પૂછયું, કાં રોય? શું કામે પધાર્યો?' તો કહે છે, 'ખૂશીકી 'મા'નાં દર્શન કરવા!' બઇ, આવું તો કંઈ જોયું નોતું! આ તો બધું નવતર લાગે છે!'

'એની યે 'મા' સેનની યે 'મા' ને એના દિકરાની યે 'મા' મને તો દાળમાં કંઇ કાળું લાગે છે.'

'મા' શેની? ઢાંગી છે ઢાંગી.'

'અરે વળગણ છે, કંઇક વળગણ.'

ગામને મોઢે કંઇ ગરણું બંધાય છે?' 'લોગ કહે મીરાબાઈ રે આવરી.' મીરાંને ય લોકોએ ક્યાં છોડી'તી? પણ હરકુમાર એમ લોકાપવાદ આગળ નમતું જોખે એવો નહતો.

૧૭, ૧૮, વર્ષની નિર્મળા વહુને એ 'મા' કહી સંબોધતો અને એનું કારણ હતું. જે મકાનમાં નિર્મળા રહેતી હતી એ જ મકાનમાં એની મા પણ રહેતી, ને ત્યાં જ એણે દેહ પણ છોડેલો. એટલે 'મા'ની જોડે એને આ સૂક્ષ્મ સંબંધ હતો. એની માના જ ઘરમાં એ જ ભૂમિ પર રહેતી પૂજ્ય વ્યક્તિને એ 'મા' ન કહે તો શું કહે?

---

× આ કારણે જ બીજાં કોઇ પુસ્તકો પણ તેઓ વાંચી નથી શકતાં. તેઓ જ કારણ આપે છેઃ "એવું કાંઇ નથી કે ગીતા (ગ્રંથ)માં જે લખ્યું છે એનો આ પ્રભાવ પડે છે, પણ કેવળ એક જ ખ્યાલ કે 'આ ઈશ્વર સંબંધી કથા છે.' એ એક જ વાત મને ભાવાવેશમય કરી દે છે.'

ને એકવાર હૃદય એને 'મા' તરીકે પૂજતું થયું પછી એની ભક્તિ ન કરે તો કરે શું ? સવાર—સાંજ એ માનાં દર્શન કરવા આવતો. 'મા' એની લાજ કાઢતી ને બોલતી પણ નહિ. છતા એ એને બોલાવવાના અનેક પ્રયત્નો કરતો.

ચૂલામાં લીલું લાકડું આવી ગયું હોય, ખૂબ ધૂણી થઈ ગઈ હોય..., ઘૂંઘટ સાથે વાંકી વળી, આંખો ચોળતી 'મા' ફૂંક મારતી હોય..., એ થોડીવાર હરકુમાર જોઈ રહેતો. આખરે સૂકકાં લાકડાં લાવી આપી કહેતો. 'લો, આનાથી રસોઈ બનાવો' મા ચૂપચાપ લાકડાં લઇ લેતી.

'મા'નું મૌન એને ખટકતું. એક દિવસ તો એણે સુણાવી દીધું. 'તું તો સાવ પથ્થર જેવી છે. 'મા' 'મા' કહીને મરી જઉં છું. પણ તું તો મોં ઉઘાડે એ જ બીજી ! એક પથ્થરાને આટલીવાર 'મા' 'મા' કીધું હોય તો એમાંય જીવ આવત......બાળકના આગળ માને વળી શરમાવાનું કેવું ?' આખરે રમણિઆણુએ 'મા'ને સમજાવ્યાં ત્યારે માનું મૌન તૂટ્યું, લાજ છૂટી.

પણ હરકુમારની ભક્તિયે એક ડગલું આગળ વધી. સવાર સાંજનાં દર્શન તો ચાલુ હતાં જ. પણ હવે તો જમવા ટાણે પણ એ હાજર થઇ જતો. પ્રસાદ માટે હાથ લંબાવતો. મા પ્રસાદ તો દેતાં જ નહિ. પણ મોં ફેરવીને કહેતાં, "એના સામે તો નહિ જ ખાઉં." કેટલાય દિવસ આવું ચાલ્યું. રમણિઆણુ પાસે ફરિયાદ ગઇ. એમણે ચુકાદો આપ્યો. હવે આટલી એની ઇચ્છા જ છે તો તું જરા ખાવાના વખતે થોડું એને પણ આપ.' ને એને પ્રસાદ પણ મળવા લાગ્યો. પછી તો એ નિયમિત આવવા લાગ્યો. કોઇવાર બોલી ઊઠતો, 'મા' તને હજી કોઇએ ઓળખી નથી અને એકવાર ! એના મોંએથી ભવિષ્યવાણી સરી પડી :

'તું જો જે ! હું તો તને મા કહું છું જ. પણ એટલા માટેજ સમજી શકું છું કે એકવાર બધાં તને 'મા' કહીને બોલાવશે.'

卐

## ૩:–પૂર્ણબ્રહ્મ નારાયણ

તમે એમને કેમ કાંઈ કહેતા નથી ? કેમ કાંઇ પૂછતા નથી ? આ બધાં ધતિંગ કેમ ચલાવ્યે રાખો છો ? નિશિકાન્ત ભટ્ટાચાર્ય નામે માના એક મામાના દીકરા ભાઇ હતા. માની આસનપ્રાણાયામ વગેરે પ્રવૃત્તિઓ પર બહુ ધ્યાન ન આપવા માટે, અને એમ કરતાં માને અટકાવવા માટે અનેકવાર તેઓ ભોલાનાથજીને ધમકાવતા. એજ રીતે એકવાર ધમકાવી રહ્યા હતા. મા એક ઓરડામાં, ખૂણામાં બેઠાં બેઠાં સાંભળી રહ્યાં હતાં.

એકદમ એમનો ભાવ બદલાઇ ગયો. સાડી માથેથી સરી પડી. વાળ વિખરાઇ ગયા. નિશિકાન્તની તરફ ફરીને એમણે ગર્જના કરી, 'શું બકે છે ?'

નિશિબાબુ તો ડરી ગયા. એટલે માએ એ જ રૂપમાં પણ કાંઇક હસીને ડાબા હાથે એમની દાઢી પકડી, મૃદુ સ્વરમાં કહ્યું.

'બી ગયા ? બીશો મા; બીશો નહિ.'

'તમે છો કોણ ?' હિંમત આવતાં નિશિબાબુએ પૂછ્યું.

'પૂર્ણબ્રહ્મ નારાયણ.' સૌ ચકિત બન્યા.

'તું કોણ છે ?' ભોલાનાથજીએ પૂછ્યું.

'મહાદેવી, મહાદેવ !'

'હું કોણ છું ?'

'મહાદેવ.'

નિશિબાબુ:–તમે સંધ્યા વગેરે કરો છો. તો શું તમારી દીક્ષા થઇ ગઇ છે ?'

'હા, થઇ ગઇ છે.'

'અને રમણિબાબુએ પણ દીક્ષા લીધેલી છે. ?

'ના. પાંચ માસમાં

સૌર અગહનં કી ૧૫ તારીખકો, બૃહસ્પતિવાર દ્વિતીયા તિથિ કો હોગી ?

'નક્ષત્ર ?'

'પેલા જાનકીબાબુને પૂછો. બોલાવો. અત્યારે એ તળાવકિનારે બેઠા બેઠા માછલાં પકડે છે.' ખરું જોતાં આ! સમય તો જાનકીબાબુને કચેરી જવાનો હતો, છતાં એમની તપાસ કરતાં તેઓ ત્યાંથી જ મળ્યા. એમને બોલાવ્યા. પંચાંગ જોયું તો વાર, તિથિ, તારીખ બધું બરાબર બંધ બેસે!

જાનકીબાબુ:—'આપ કોણ છો?'

'પૂર્ણબ્રહ્મ નારાયણ.'

'તમે તો શયતાની છો.'

'નહીં. પૂર્ણબ્રહ્મ નારાયણી.'

'ઠીક......તો પરિચય આપો.'

માએ ઊભા થઇ ભોલાનાથજીને માથેથી પગ સુધી આંગળી ફેરવી. એમની આંખો ઊંચે ચડી ગઇ. શરીર બેહોશ બની ગયું. દશા સમાધિસ્થ બની. એક કલાક ઉપર ચાલ્યું. આસુ શાળાએથી આવ્યો. જોયું તો, કાકા બેહોશ, માની વળી અજબ જ હાલત, સૌ ચૂપચાપ ભયભીત. એણે જોરથી રોવા માંડ્યું. આખરે જાનકીબાબુએ માને પ્રાર્થના કરી. ભોલાનાથને ઠીક કરવા વિનંતિ કરી. માએ ફરીથી અંગુલિસ્પર્શદ્વારા તેમને જાગ્રત કર્યા. એ કહેવા લાગ્યા, "અરે, હું ક્યાં હતો? કેટલો આનંદ! અવર્ણનીય અનુભવ!" માએ પોતાની સ્થિતિ પ્રાપ્ત કરી.

વર્ષો બાદ એક ભાઇએ માને પૂછેલું, "મા, જો પૂર્ણબ્રહ્મ તમારું શરીર છોડીને પણ પાછા ચાલ્યા જાય છે, તો અમારું શું યે થાય?"

મા: કોણ કોને છોડી જવાનું છે! હું પોતે જ એ છું.

× × ×

ભોલાનાથજી*ની બદલી અષ્ટગ્રામથી બાજીતપુર થઇ. 'મા' ત્યાં આવ્યાં. અહીંથી જ નિયમિત ને વ્યવસ્થિત સાધન—ભજન, જપજપા-

---

* આ દરમ્યાન 'મા'ના ભક્તોની સંખ્યા સારી એવી થઇ. રમણિબાબુ પણ 'મા'ની ભક્તિમાં જોડાયા. ભક્તો એમને 'ભોલાનાથજી'ના નામે ઓળખવા લાગ્યા, ને ઓળખે છે.

દિક શરૂ થયાં. દિવસે એ અનાસક્તપણે સઘળાં ઘર કામો કરતાં. રાત્રે જ્યારે ભોલાનાથ સૂઇ જતા ત્યારે એક ખૂણામાં આસન વાળીને જપ–તપ વગેરે સાધન શરુ કરી દેતાં.

આત્મસ્ફૂરણાથી જ જુદાં જુદાં આસન, મુદ્રા, પૂજાવિધિ વગેરે ક્રિયાઓ એમના શરીરમાં આપોઆપ થતી× જે ઓરડામાં આ ક્રિયાઓ થતી તેયે તેઓ નિર્મળ રાખતાં. એની આસપાસનો ભાગ પણ તે લીંપીગૂંપીને સ્વચ્છ રાખતાં. એમની ક્રિયાઓ કોઇ કોઇવાર

× માની સાધનાક્રિયા બાબતમાં એક સ્પષ્ટીકરણ કરવું જરૂરી છે. માએ, ખરું કહીએ તો, જીવનમાં કોઇપણ પ્રકારની સાધના કરી જ નથી. જન્મથી જ મા પૂર્ણજ્ઞાની છે. એવું કહેવાય છે કે તેમના શરીરમાં બધી સાધનાઓનો પૂર્ણ વિકાસ થયો હતો; પણ તેમાંના કોઈમાં માનો કંઇ હિસ્સો કે અંગત પ્રયત્ન ન હતાં. ક્યારેક લોકો જોઇ જતા. કોઇને એમાં ગાંડપણ લાગતું. કોઇને ઢોંગ લાગતો. કોઇને રોગ–લાગતો. કોઈ એને ભૂતપલીતનો વળગાડ કહેતું તો કોઇ એને મેલી વિદ્યાની સાધના કહેતું. ને એ પ્રમાણે ભોલાનાથજીને પણ લોકો વૈદ્ય, ડૉક્ટર, ભૂવાની સલાહ લેવાનું કહેતા. ભોલાનાથજીએ ભૂવાઓને બતાવ્યું. ભૂવા બિચારા કયા ભૂતને એમનાં શરીરમાંથી કાઢે. સર્વ 'ભૂતો'માં વસેલો 'મહાભૂત' એના સર્વોત્તમ સ્વરૂપે એમાં વસેલો હોય ત્યાં? કાલીકચ્છના ડૉક્ટર મહેન્દ્ર નન્દીએ માને જોઇ ભોલાનાથને સલાહ આપી, 'આ તો એક ઊંચી અવસ્થા છે, બીમારી–ફીમારી નથી. આતું પ્રદર્શન જ્યાં ત્યાં ન કરતાં.'

૧૯૨૨ના વૈશાખમાં માના ભાવોમાં વિશેષ પરિવર્તન આવવા લાગ્યું. એ જ વર્ષના શ્રાવણની પૂર્ણિમાની રાત્રીએ આપોઆપ માની દીક્ષાક્રિયા મનોમન થઇ ગઇ. ત્યારપછી પાંચ માસ સુધી 'મા' આસન, પ્રાણાયામ, મુદ્રા વગેરે કરતાં જ રહ્યાં.

એ જ સાલમાં ભોલાનાથજીને પણ માએ દીક્ષા આપી અને આંતરબાહ્ય શુદ્ધિ, શુચિ રાખવાનો ઉપદેશ આપ્યો. માને ઓળખનાર ભોલાનાથજીએ એમનું ગુરુપદ સ્વીકાર્યું. 'મા' એમનાં પણ મા બન્યાં.

× × ×

૧૯૨૨ના પોષથી એમણે પૂરી ત્રણ સાલ સુધી મૌન પાળ્યું. સંસારીના ઘેરે ન જવું એવું પણ લીધું. આ દરમ્યાન જ ૧૯૨૪માં ભોલાનાથની નોકરી છૂટી ગઇ. માને લઇ એ ઢાકા આવ્યા. ખૂબ મુશ્કેલી બાદ શાહબાગમાં નવાબી બગીચામાં મેનેજરની જગા મળી. અહીં પણ માનું મૌન તો ચાલુ જ હતું. એ દરમ્યાન ખાવાપીવામાં પણ તરહતરહના પ્રયોગો કરતાં રહ્યાં. લગભગ આઠ નવ માસ સુધી તો માત્ર ત્રણ જ કોળીઆ ભોજન લેવાનું વ્રત રાખેલું. પણ એ પછી, જે મળે તે ફળ ખાવાનું વ્રત રાખેલું. પણ એ માટે કોઇપણ પૂર્વપ્રબંધ કરવાની મના કરેલી. એ પૂરેપૂરાં વીતરાગીવૈરાગી બન્યાં. એક પછી એક વસ્તુનો ત્યાગ કરતાં જ ગયાં. એમના ત્યાગના મૂળમાં સહજોત્થ વૈરાગ્ય હતો. નહિતર—

'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના.'

કશાથી એ લુબ્ધ ન બનતાં છતાં બાળકોના પ્રત્યે અખુટ પ્રેમ રાખતાં. રાગ ને ત્યાગનો એમનામાં સુમેળ સધાયો. શરીર સૌંદર્ય તો હતું જ, એમાં તપનું તેજ ભળ્યું, તે વખતે એમની સાથે એમનો નાનો ભાઇ માખન અને ભોલાનાથનો ભત્રીજો આશુ રહેતા હતા. એ બંને શાળાએ જતા. એમને માટે સવારમાં રસોઈ બનાવવી, વાસણ માંજવાં, પૂજા બાદ ભોલાનાથને જમાડવા વગેરે કામો એ કરતાં. સગાંસ્નેહી દરેકની એ સંભાળ રાખતાં. મા છોકરાંની સંભાળ ન રાખે તો કોણ રાખે?

મા હવે માખન, આશુ, સેનબાબુ, શારદાબાબુ, હરકુમાર રોય કે અન્ય ભક્તોનાં જ 'મા' રહ્યાં નહોતાં; અષ્ટગ્રામ, વિદ્યાકૂટ, બિહાર કે યુ. પી. નાં જ એ રહ્યાં નહોતાં. પોળ, ગામ, પ્રાંતની સીમાઓ વટાવી એમનો આનંદઉદધિ દિક્‌વ્યાપી બન્યે જ જાય છે. અને એ 'સાગરને નથી સીમા તીર.'

**'અબ તો બાત ફૈલ પડી.'**

૨૦–૨૦ વર્ષનાં માની અપૂર્વતાથી આકર્ષાઇ એને 'ખૂશીકી મા,' 'દેવી,' 'બેટી' કહીને એમની પાછળ ઘેલા થનાર એમનાથી

ઉંમરમાં ક્યાંઇ મોટા ભક્તો એમની આજુબાજુ વીંટળાવા લાગ્યાં. પછી તો—

'અબ તો બાત ફૈલ પડી, જાને સબ કોઇ.'

વિઘ્નસંતોષી લોકોને ગમે કે ન ગમે, ભજનકીર્તનની મહેફીલમાં એ મગ્ન રહેવા લાગ્યાં. એમની અપૂર્વતાએ એક કાનેથી બીજે કાને, એક ગામથી બીજે ગામ, એક પ્રાંતથી બીજે પ્રાંત વાતો ફેલાવી. ૧૯૨૯થી ૧૯૫૦ સુધીનો માનો જીવન અહેવાલ આપવો હોય તો પુસ્તકો ને પુસ્તકો ભરાય એટએટલાં પર્યટનો, પરિભ્રમણો એમણે કર્યાં. હિન્દનો એકેય પ્રાંત એમના પગ તળેથી પાવન થયા વિનાનો રહ્યો નથી. ને નાના ખેડૂતથી માંડીને જવાહરનાં પત્ની (કમળા) સહિત ઘણાં એમનાથી અંજાઇ, એમનાં દર્શને કૃતકૃત્ય બન્યાં છે.

મા પાસે કમળા નહેરુ તો અવારનવાર આવતાં જ. પણ કોઈ કોઇવાર ગાંધીજી–જવાહર–સરદાર પણ આવતા. ગાંધીજીએ જ શ્રી. જમનાલાલ બજાજને મા પાસે મોકલેલા ને પછી શ્રી. બજાજ તો માના પરમ ભક્તોમાંના એક બની, અનેકવાર આવી, માની સાથે દિવસોના દિવસો પસાર કરતા.

માએ એકવાર ઇ: ૧૯૪૨ના ફેબ્રુઆરીમાં પૂ. ગાંધીજીને સેવા-ગ્રામમાં જઇને દર્શન આપ્યાં હતાં.

× × ×

સૌ પહેલાં ઢાકામાં '૨૯માં રમણાશ્રમ શરૂ થયો, ત્યાર પછી અનેક સ્થળે આશ્રમો બંધાયા છે. હિમાલયનાં શિખરોથી માંડીને રામેશ્વરમ્ સુધીનો મુલ્ક, એમની ચરણરજે પાવન થયો છે અને અશિક્ષિત ખેડૂતથી માંડીને ઉચ્ચોચ્ચ પદવીધર સુધીનાં લોકો એમનાં વચનામૃતથી પુનિત બન્યાં છે. નાનું–મોટું, કાળું–ધોળું, હિન્દુ, મુસલમાન કોઈ એમને મન પરાયું નથી. કોઇ સ્થળ પણ એમને મન અજાણ્યું નથી. જ્યાં જાય ત્યાં એવી રીતે જ વરતે જાણે એ સ્થળથી તેઓ ચિરપરિચિત ન હોય! એમનો આગવો જ કોઇ સંપ્રદાય નથી. તેઓ કહે છે, 'હું જાણીબૂઝીને કાંઇ કરતી જ નથી. જ્યારે જે વખતે તમારે અનુકૂળ જે કાંઈ હોય છે તે જ તે વખતે

મારાથી આપોઆપ કરાઇ જાય છે.' અનિષ્ટ રિવાજો ધર્મના નામે પણ મા ચલાવી લેતાં નથી. એમનાં નિકટતમ શિષ્યા ગુરુપ્રિયાદેવીના પિતાના નામે દર વર્ષે બલિ આપવાની પ્રથા હતી તે એમણે બંધ કરાવેલી.

કોઇ કોઇવાર હજી યે, મા અજ્ઞાતવાસમાં ચાલ્યાં જાય છે. '૩૨માં એમણે પહેલવહેલું અજ્ઞાતવાસ માટે ઢાકા છોડેલું. તેઓ, ભાઇજી અને ભોલાનાથ જે પ્રથમ ગાડી મળે તેમાં ચડી બેસવું એવું નક્કી કરી નીકળી પડેલાં. અને દેહરાદૂન પાસે આવેલા રાયપુર ગામના એક પૂરાણા શિવમંદિરમાં આવી, નવદસ માસ ગાળેલા.

૧૯૩૮માં મા કુમ્ભ મેળામાં ગયેલાં. તે જ અરસામાં કિશનપુર આશ્રમમાં ભોલાનાથજીનો દેહ પડયો. માને ને એમને લૌકિક સંબંધ તો ક્યારે હતો કે માને દુઃખ થાય? પણ એમનો એક પરમ શિષ્ય ગયો.

× × ×

ગુજરાતમાં મા આવેલાં ત્યારે એમનાં મુખમાંથી ઝરતી વાણી ઝીલવા માટે પ્રયત્ન કરેલો. ગંગાના પ્રવાહમાંથી કેટલુંક ભરી શકાય? થોડાંક પાનાં બાદ જ એ ગંગાજળનો સંગ્રહ ગુજરાત સમક્ષ ખુલ્લો મૂકીએ છીએ. પણ તે વખતની માની વાતચીતની ઢબ યાદ કરતાં, ૧૯૨૯ના ડિસેમ્બરમાં ઢાકામાં ભરાયેલી Indian Philosophical Congress વખતનો વાંચેલો અહેવાલ યાદ આવે છે. દૂર દૂરથી હિન્દના ખૂણેખૂણેથી પ્રસિદ્ધ દાર્શનિકો ને ફિલસૂફો ભેગા થયેલાં. એમની સાથે ત્રણ કલાક માએ અવિરત સવાલ જવાબોની ઝડી વરસાવેલી. બધાં આશ્ચર્ય પામેલાં. એક ભાઇએ લખ્યું છે: "મા હસી હસીને જવાબ વાળતી, જરા યે અટક્યા વિના, જરા ય પ્રયાસ વિના, જવાબો જાણે સહજપણે જ ફૂટતા. એવું યે નહોતું લાગતું કે એ ખૂબ વિચારપૂર્વક જવાબો આપે છે." બીજા એક ભાઇનો પણ આવો જ અભિપ્રાય છે: "There was no hesitation, not the least conscious thinking, not the least sign of nervousness."

રાજકોટ } પ્રો. કનુભાઇ જાની એમ. એ.

# અનુક્રમણિકા

ॐ भवताप विनाशिन्यै आनन्दघन मूर्तये ।
ज्ञानभक्तिप्रदायिन्यै मातस्तुभ्यं नमोनमः ॥

# શ્રી શ્રીમા આનંદમયીના સાંનિધ્યમાં

## ખંડ : ૨ જો

### પ્રયાગ-ત્રિવેણી તટે-અર્ધકુંભમેળો

તા. ૧૩ જાન્યુઆરી ૧૯૪૮-પોષ સુદ ૨, ૨૦૦૪, મંગળવાર.

આજે મા કલકત્તાથી આવવાનાં છે. માના સ્વાગત માટે ચારે તરફ તૈયારીઓ ચાલી રહી છે. ત્રિવેણી સંગમ પર, યમુના તટ પર, મા અને ભક્તોના નિવાસ માટે વિશાળ તંબૂઓ, ઝૂંપડીઓ વગેરે તૈયાર કરવામાં આવ્યાં છે. માના નિવાસનો દરવાજો યમુના નદી તરફ રાખવામાં આવ્યો છે. એક કમ્પાઉન્ડમાં માની ઝૂંપડી સુંદર રીતે તૈયાર કરવામાં આવી છે. માની પાસેના તંબૂમાં બહેનો માટે વ્યવસ્થા છે. માના રસોડા પાસે કાતુમા માટે તંબૂ નાખવામાં આવ્યો છે. માની પાછળ બ્રહ્મચારી મોહનાનંદજી (મહંત, શ્રી બાલાનંદ આશ્રમ, દેવઘર, વૈદ્યનાથ, બિહાર.) માટે ઝૂંપડી કરવામાં આવી છે. મોહનાનંદજીના આવ્યા પહેલાં તેમાં શ્રી હરિબાબાને રાખવામાં આવ્યા હતા. માની પાછળ ડૉ. પન્નાલાલનો તંબૂ છે. પ્રવેશદ્વારથી ડાબી બાજુએ એક વિશાળ હોસ્પિટલ માટે તંબૂ છે. આમાં પુરુષો માટે વ્યવસ્થા કરવામાં આવી છે. આ જ તંબૂમાં માનો જાહેર દરબાર, પાઠ, કીર્તન વગેરે કરવાનાં છે. ચારે તરફ સુંદર વાતાવરણ છે. પાણી, વિજળી, રસોઈ

વગેરેની સુંદર વ્યવસ્થા કરવામાં આવી છે. આજે સવારે નવ વાગ્યે મા આવવાનાં છે. સ્વાગત માટે ભક્તો સ્ટેશને ગયા છે. માનાં દર્શન માટે ભાવિક ભક્તો ખૂબ આતુરતા-પૂર્વક રાહ જોઈ રહ્યા છે. જાણે પ્રાણનો પરમપ્રિય પ્રીતમ દૂર દેશથી ન આવી રહ્યો હોય! પરંતુ ગાડીનો સમય થઈ જવા છતાં ગાડી આવતી નથી. ક્ષણે ક્ષણે આતુરતા વધતી જાય છે. હવે જાણે વિરહ અસહ્ય થઈ પડતો હોય તેમ લાગે છે. એવામાં ખબર આવી કે માની ગાડી મોડી આવશે. મા લગભગ ૧૧ વાગ્યે આવ્યાં. ત્યારે જ ભક્તોના પ્રાણમાં જાણે પ્રાણ આવ્યો! ભક્તો માના ચરણમાં આળોટવા માંડયા! ખ્યારી પ્રાણપ્રિય મા પોતાની સહજ હાસ્યમયી મૂર્તિથી, કુશળ સમાચાર પૂછીને બધાનાં હૃદયને આનંદિત કરવા માંડયાં. ત્યાર બાદ માનું નિરીક્ષણકાર્ય શરૂ થયું. પૂ. હરિબાબાની ઝૂંપડી જોઈને માએ ડૉ. પન્નાલાલને કહ્યું, “ જલદી જલદી પિતાજીની ઝૂંપડીને સુંદર રીતે સજાવી દો. ” બધાં તંબૂઓ, ઝૂંપડાં વગેરેનું નિરીક્ષણ કર્યા બાદ, માએ આજે જ ચાર વાગ્યે કાશી જવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. ભક્તો નિરાશ થયા, પણ માની ઈચ્છા આગળ શું ચાલે ? માના ખ્યાલ આગળ કોઈનું કંઈ જ ચાલે નહિ. કાલે જ સાંજે પાછા ફરવાની વાત કબૂલ રાખીને, મા કાશી તરફ રવાના થયાં. કારણ આવતી કાલે કાશીમાં ચાલતા મહાયજ્ઞનો વાર્ષિકોત્સવ થવાનો છે. મા સાંજે ૪–૩૫ વાગ્યે મોટરમાં ફક્ત ગુરુપ્રિયા દીદી, બુની, કમલાદિ અને ડૉ. પન્નાલાલને લઈને ગયાં.

## પ્રયાગ-ત્રિવેણી તટે-અર્ધકુંભમેળો

**તા. ૧૪ જાન્યુઆરી ૧૯૪૮-પોષ સુદ ૩, ૨૦૦૪, બુધવાર.**

માતાજી આજે લગભગ ૪ વાગ્યે કાશીથી પાછાં ફર્યાં. માતાજીને યોગ્ય સમયે પાછાં આવેલાં જોઈને ભક્તોમાં આનંદનું સુંદર મોજું ફેલાઇ ગયું. આજે સાંજે ૪ાા વાગ્યે કુંભનું પ્રથમ સ્નાન શરૂ થવાનું છે. માએ આવીને તરત જ કુંભસ્નાનમાં જવા માટે તૈયારી કરાવવા માંડી. ચારે તરફ ફરતાં જાય છે અને વ્યવસ્થા માટે ભિન્ન ભિન્ન વ્યક્તિઓને ભિન્ન ભિન્ન આદેશો આપતાં જાય છે. આજનું સ્નાન કુંભનું પ્રથમ સ્નાન છે. સ્નાનનો યોગ આજે સાંજના ૪ાા થી આવતી કાલના સવારના ૮ાા સુધીનો છે. બરોબર સ્નાન સમયે જ અમે બધાં માની સાથે નૌકામાં બેસવા માટે યમુના કિનારે ગયાં. કિનારા ઉપર નાવડાં તૈયાર જ હતાં. બધા ભક્તો વ્યવસ્થિત રીતે બેસી ગયા બાદ, માના આદેશથી બધાં નાવડાં સડસડાટ યમુના મૈયાની ગોદમાં રમવા માંડયાં. ધીરે ધીરે આનંદથી વિહાર કરતાં કરતાં અમે ત્રિવેણી સંગમ તરફ ઊપડયાં. આ વર્ષનો કુંભ તે અર્ધકુંભ છે. પૂર્ણ કુંભ ૧૨ વર્ષે ભરાય છે. અર્ધ કુંભ દર ૬ વર્ષે ભરાય છે. સારાયે ભારતવર્ષના ખૂણેખૂણામાંથી મહાત્માઓ પધારે છે. ભિન્ન ભિન્ન સંપ્રદાયના મહાત્મા-ઓના અખાડા ચારે તરફ દૃષ્ટિગોચર થાય છે. હજારોની સંખ્યામાં મહાત્માઓ આવ્યા છે. ભિન્ન ભિન્ન પ્રકારના સાધુઓ છે. બિલકુલ નગ્ન સાધુઓનો પણ સંપ્રદાય છે. ઉદાસીન, નિરંજની અખાડા, નિર્વાણી અખાડા, વૈષ્ણવો, શૈવો વગેરે અનેક પ્રકારના સાધુઓ આવ્યા છે. આવા પરમકલ્યાણકારી સંત મહાત્માઓના સમાગમ માટે,

ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રાંતોમાંથી અનેક મુમુક્ષુઓ પણ આવ્યા છે. આ બધા આજે કુંભનું પ્રથમ સ્નાન હોવાથી, ત્રિવેણી સંગમે ભેગા થયા છે. નાવડામાં બેઠાં બેઠાં, કિનારા ઉપરના લાખો માણસોનાં દર્શન થતાં હતાં. જ્યાં આટલી વિશાળ સંખ્યામાં માનવ સમુદાય ભેગો થઈને, ભગવદ્-ભાવને જાગૃત કરવા પ્રયત્ન કરે, ત્યાં તીર્થ ન હોય તો પણ તીર્થ થઈ જાય ! અમારાં નાવડાં માના નાવડાની સાથે યમુનાના નીરની ઉપર ગેલ કરતાં, મોજાંઓ ઉપર કૂદતાં નાચતાં દોડી રહ્યાં છે. છેવટે સંગમે પહોંચ્યાં. પરમ કલ્યાણ-કારી, અખંડભાવઘનમૂર્તિસ્વરૂપા સાક્ષાત્ જગજ્જનનીના સાન્નિધ્યમાં, જીવનમાં પ્રથમ વાર જ કુંભસ્નાન કર્યું. સ્નાન બાદ માને પ્રણામ કર્યા. માના અનેક ભક્તો ખૂબ આનંદ-પૂર્વક સ્નાન કરીને, જીવનના અમૂલ્ય આનંદનો ઉપભોગ કરી રહ્યા છે. હું તો માની પાસે નાવડામાં જઈને બેઠો હતો. અંદર ખૂબ જ આનંદ થતો હતો. અહો ! કેટલાયે જન્મજન્માંતરોના પુણ્ય પ્રતાપે, સાક્ષાત્ ભગવતી જગજ્જનનીનાં સાન્નિધ્યમાં બેસીને, કુંભસ્નાનનો યોગ મળે છે. બધાંએ સ્નાન કરી લીધા પછી, માએ નાવડાંને પાછાં લઈ જવાનો આદેશ આપ્યો. બધાં તંબૂમાં પાછાં આવ્યાં. માનો દરબાર ભરાયો. માની સામે જ પૂ. હરિબાબા એક આસન પર બેઠા. પૂ. હરિબાબા બંધની (Dam) વાતો કરી રહ્યા હતા. એવામાં ઝુસીના પ્રસિદ્ધ મહાત્મા શ્રી. પ્રભુદત્ત બ્રહ્મ-ચારીજી આવ્યા.

## પ્રયાગ-ત્રિવેણી તટે-અર્ધ કુંભમેળો

**તા. ૧૫ જાન્યુઆરી ૧૯૪૮-પોષ સુદ ૪-૨૦૦૪ ગુરુવાર.**

આજે અર્ધકુંભમેળામાં સાધુઓનું જબરજસ્ત સરઘસ નીકળવાનું છે. અમે બધાં સવારે લગભગ ૬।। વાગ્યે

માની સાથે સાધુઓનાં દર્શન કરવા નીકળ્યાં. અમારા નિવાસથી થોડુંક ચાલીને આગળ આવ્યાં, તો જણાયું કે એક વિશાળ રસ્તો ખાલી પડયો છે. રસ્તાની બંને બાજુએ અસંખ્ય દર્શનાતુરોની ભીડ જામી છે. તપાસ કરતાં માલુમ પડયું કે આ રસ્તા ઉપર થઈને સાધુઓનું સરઘસ પસાર થશે. રસ્તા ઉપર પોલીસની પણ સારી વ્યવસ્થા હતી. મા અને અમે બધાં, રસ્તાની બાજુમાં જ એક જગાએ બેઠાં. થોડીવારમાં સાધુઓનું સરઘસ આવવાની શરૂઆત થઈ. આમાં પણ એવો નિયમ હોય છે કે અમુક મહંત અથવા અમુક મંડલેશ્વરનું સરઘસ પહેલું જવું જોઈએ. નહિતર સાધુઓમાં મારામારી થઈ જાય! પહેલાં તો જયેન્દ્રપુરી મહારાજના શિષ્ય મંડલેશ્વર કૃષ્ણાનંદજીનું સરઘસ ગયું. ગેરુવા ઝંડાઓ, ગેરુવા કપડાંધારી સંન્યાસીઓ લશ્કર માફક કૂચ કરતા, શંકરના નામનો જપ કરતા ચાલતા હતા. ત્યારબાદ નગારાં, વાજાં વગેરે ખૂબ ધામધૂમ હતી. ત્યારબાદ બીજા મંડલેશ્વરો આવ્યા. કોઈ હાથી ઉપર હતા તો કોઈ પાલખીમાં. આધુનિક માનસવાળા મહાત્માઓ મોટરમાં પણ હતા. કેટલાક પંથના સાધુઓ, હાથમાં તલવાર વગેરે પકડીને ખેલ પણ કરતા હતા! આ બધું જોઈએ ત્યારે સહજ, મનમાં પ્રશ્ન થાય કે આવી રીતના સાધુઓનો શો અર્થ? આવી જાતનું સાધુપણું, ભગવદ્પ્રાપ્તિના માર્ગમાં સહાય કરતું હશે? સાધુઓ ત્યાગી થઈને, ઘરબાર–સમાજ વગેરે છોડીને, પાછા તેવી જ રીતના બીજા સમાજ તથા ઘરબારની રચના નથી કરતા?

સાધુઓમાં પણ કેટલી જાતનાં સંગઠનો ! નિરંજની અખાડો, નિર્વાણી અખાડો, આવા આવા અનેક સંપ્રદાયના સાધુઓ સરઘસમાં હતા. સૌથી છેલ્લે નગ્ન સાધુઓનું જંગી સરઘસ આવ્યું. જીવનમાં પહેલી જ વાર આવી જાતના સાધુઓનાં દર્શન થયાં. સેંકડોની સંખ્યામાં હશે ! સારાયે શરીરે ભસ્મ ચોપડી હતી. બધા હતા બિલકુલ નગ્ન. લંગોટી સુદ્ધાં પણ નહિ. આ સાધુઓમાં વૃદ્ધો, પ્રૌઢો, યુવાનો અને છોકરાઓ પણ હતા. આવી જાતના સાધુઓની સમાજમાં ખરે જ જરૂર છે ખરી ? આ નગ્ન સાધુઓનો ઈતિહાસ પૂછતાં ખબર પડી કે, મુસલમાનોના સમયમાં, જ્યારે હિંદુઓ ઉપર ખૂબ અત્યાચાર થતા હતા ત્યારે સાધુઓએ નગ્ન સાધુઓનું લશ્કર ઊભું કર્યું હતું. આ સાધુઓ કશાની પણ પરવા કર્યા સિવાય મરણપર્યંત યુદ્ધ કરતા. એમ કહેવાય છે કે આવી જાતના નગ્ન સાધુઓનું લશ્કર જોઈને મુસલમાનોનું લશ્કર નાસી જતું. ત્યારથી આ નગ્ન સાધુઓનું લશ્કર, સાધુઓના અખાડામાં રહેવા લાગ્યું. આવી જાતના સાધુઓનું આ જમાનામાં શું મહત્ત્વ હશે, તે તો ભગવાન જાણે. ત્યાર બાદ મા નિવાસમાં ગયાં. લગભગ ૧૨ વાગ્યે મા ઝુંસીના શ્રી. પ્રભુદત્તજી બ્રહ્મચારીના આશ્રમમાં, ફળાહારનું નિમંત્રણ હોવાથી ગયાં. ફળાહાર બાદ માએ વિશ્રામ કર્યો. વિશ્રામ બાદ મા કથામંડપમાં જઈને બેઠાં. શ્રી નિત્યાનંદજી ભટ્ટ શ્રીમદ્ ભાગવતનો પાઠ કરી રહ્યા હતા. ૩ા થી પા પાઠ ચાલ્યો. અમે બધાં મા સાથે ત્યાંથી ઊઠયાં. ચાલતાં ચાલતાં, મા સાથે મઝાથી વાર્તાલાપ કરતાં કરતાં ગંગા કિનારે ગયાં. ત્યાંથી મા નાવડામાં ચાલતાં ગયાં.

## પ્રયાગ-ત્રિવેણી તટે-અર્ધ કુંભમેળો

**તા. ૧૬ જાન્યુઆરી ૧૯૪૮-પોષ સુદ ૪, ૨૦૦૪ શુક્રવાર.**

મા દરબારમાં બેઠાં છે. માના ભક્તો માનો સદુપદેશ સાંભળવા માટે આતુર થઈને બેઠાં છે. ડૉ. પન્નાલાલે, માને અલ્હાબાદના એક પ્રસિદ્ધ ન્યાયાધીશનો પરિચય કરાવ્યો. ડો. પન્નાલાલે કહ્યું: "મા, આ ભાઈ અહિંના ન્યાયાધીશ છે. પેન્શન પર ઊતરવાના છે."

**મા:**-સાચું પેન્શન મેળવવા માટે પ્રયત્ન કરો. ખરું પેન્શન એટલે કે ભગવાનની સરકારનું પેન્શન.

**પન્નાલાલ:**-કઈ સરકાર ?

**મા:**-અહિંની સરકાર જેનાથી પ્રકાશિત છે એ સરકાર.

**ન્યાયાધીશ:**-પહેલાં નોકરી કરીએ, ત્યારે પેન્શન મળેને ?

**મા:**-હા, પહેલાં નોકરી કરો, ત્યારે જ પેન્શન મળે. હૉસ્પિટલમાં ડૉક્ટર મળ્યા કે નહિ ?

**ન્યાયાધીશ:**-ડૉક્ટર મળી ગયા છે. નારાયણ ગુરુ થયા છે.

**પન્નાલાલ:**-મેં તેમને કહ્યું છે કે આંખો મીંચીને ગુરુની આજ્ઞાનું પાલન કરો.

**મા:**-વિચારશૂન્ય થઈને ગુરુના આદેશનું પાલન કરવા પ્રયત્ન કરો. જ્યારે ગુરુ કરો ત્યારે પૂરો વિચાર કરી લેવો જોઈએ. એક વાર ગુરુને ગ્રહણ કર્યા પછી તો ગુરુનું આજ્ઞાપાલન જ જરૂરી છે. જ્યારે કોઇ કુંવારી કન્યાને પરણાવવી હોય ત્યારે તેના માટે દેશદેશાન્તરમાં પતિ માટે શોધ ચલાવીએ છીએ. યોગ્ય તપાસ વગેરે કર્યા

બાદ જ્યારે તેનું લગ્ન થઈ જાય, ત્યાર પછી આખુંયે જીવન તેને પતિની સેવામાં વિતાવવું પડે છે. લગ્ન થઈ ગયા પછી, લગ્ન ફોક થઈ શકે કે ? આવી રીતે ગુરુ કોઈ શિષ્યને દીક્ષા આપે અને શિષ્ય કહે કે, "મેં તો દીક્ષા લીધી, પણ મારું કંઈ જ કામ થયું નહિ." તો હું કહીશ કે સાચું લગ્ન થયું જ નથી.

**પન્નાલાલ:**—ગુરુ થઈ ગયા, પછી કામ ન બને તો ?

**મા:**—તો લગ્ન થયું જ નથી. લગ્ન થવું એટલે કે ગુરુ પાસેથી મંત્ર પ્રાપ્ત કરવો. મંત્ર યોગ્યરૂપે અસરકારક થયો જ નથી. કોઈ કોઈ વખત એવું પણ બને છે કે લગ્ન કરવા બેસે અને પાછળથી વરરાજા જ નાસી જાય !

**પ્ર:**—મેં તો ખૂબ વિચારપૂર્વક ગુરુ કર્યા હતા, પણ હજી સુધી મારું કંઇ કામ થયું નથી. ગુરુના આદેશનું પાલન પણ સારી રીતે કર્યું હોવા છતાં કંઈ થયું નહિ. તેથી મારે બીજા ગુરુ કરવા જોઈએ ? ||

**મા:** બીજા ગુરુ કરવાનો વિચાર જ્યારે આવે છે ત્યારે સમજવું જોઇએ કે તમને સાચી રીતે ગુરુપ્રાપ્તિ થઈ જ નથી ! સાચી રીતે લગ્ન થયું જ નથી, નહિતર બીજા લગ્નનો વિચાર શા માટે આવે ? ઘણા લોકો કહે છે કે ગુરુએ દીક્ષા આપી છે પણ કશું જ થતું નથી. સાધનામાં વ્યાકુળતાની ખૂબ જરૂર છે. દીક્ષા લીધા બાદ આવી રીતની વ્યાકુળતા આવે તે ઘણું સારું છે. વિદેશમાં રહેવા જાઓ છો, ત્યાં સારું નથી લાગતું, તે જ વ્યાકુળતાની નિશાની છે.

પ્ર:-ઘણા દિવસો થયાં પતિ પરદેશ ગયા છે. પરદેશથી તેમના કોઈ પણ જાતના ખબરઅંતર આવતા નથી. કેટલાયે પત્રો લખ્યા. એકેયનો ઉત્તર આવતો નથી. આવા સંયોગોમાં બીજો પતિ ન કરી લેવો જોઈએ ?

મા:-ગંગાના કિનારે એક સાધુ મહાત્મા રહેતા હતા. સાધુ મહાત્માની કુટીરથી થોડે દૂર એક નાનકડું ગામ હતું. તેમાં એક સ્ત્રી રહેતી હતી. તેનો પતિ અનેક વર્ષો થયાં પરદેશ ચાલ્યો ગયો હતો. સ્ત્રી જ્યારે નાનકડી બાલિકા હતી ત્યારે લગ્ન થયાં હતાં. હવે તો તે ભરયુવાનીમાં આવી હતી. પતિના કોઈ પણ જાતના સમાચાર જ આવતા નહોતા. તેના મનમાં વિચાર આવ્યો કે મારે ફરીથી લગ્ન કરવું કે કેમ ? મનમાં ખૂબ ગડમથલ થવા માંડી. છેવટે ગંગાકિનારે પેલા સાધુ મહાત્માનો ઉપદેશ લેવા ગઈ. તે બાઈ જ્યાં ઊભી હતી ત્યાંથી થોડે દૂર આવેલી એક કુટીરમાંથી એ જ સાધુ મહાત્મા નીકળ્યા. તેમના હાથમાં પાણી પીવાનો કૂજો હતો, તે તેમના હાથમાંથી પડી ગયો અને ફૂટી ગયો. મહાત્મા તે ભાંગેલા કૂજા તરફ સ્થિર દૃષ્ટિથી તાકી રહ્યા હતા. એટલે પેલી સ્ત્રી મહાત્માની પાસે ગઈ અને પૂછ્યું: "મહારાજ, શું થયું. ?"

મહાત્મા:-પાણી પીવાનો કૂજો ફૂટી ગયો.

સ્ત્રી:-મહારાજ, હું બીજો લઈ આવું ?

મહાત્મા:-ના, જે કૂજો ભાંગી ગયો તે તો મને પાછો નહિ જ મળે.

મહાત્માનાં આ અર્થપૂર્ણ વચન સાંભળતાં જ, સ્ત્રીના મનમાં ઉત્પન્ન થયેલી સમસ્યાનું સમાધાન થઈ ગયું. પતિ તો એક વખત મને મળ્યા છે. પતિ નથી આવતા એટલે બીજા પતિ કરવા તે યોગ્ય નથી. આમ વિચારીને તે બાઈ ઘેર જઈને મહાત્માના ઉપદેશાનુસાર ભજન કરવા બેસી ગઈ. ગુરુ આવે કે ન આવે, ઈષ્ટ દર્શન થાય કે ન થાય, ગુરુનો ઉપદેશ પ્રાપ્ત કરીને ક્યાંક સાધનભજન કરવા લાગી જાઓ. મંત્રરૂપે ગુરુ તો સર્વ સમય સાથે છે જ ને? તેને લઈને જ પડ્યાપાથર્યાં રહેવું જોઈએ.

પ્રઃ—જ્યારે પતિ પરદેશ ચાલ્યો જાય છે ત્યારે અનેક પત્રો લખવા છતાં પણ પાછો શા માટે નથી આવતો?

માઃ—સંસારી પતિ ખબર નથી લેતો. પરંતુ ભગવાન રૂપી પતિ તો સર્વ સમયે ખબર લે છે. ભગવાનની દૃષ્ટિ સદાસર્વદા તેની ઉપર રહે છે. તે પોતે જ તો પ્રેરણા રૂપે આ બધું કરાવે છે!

પ્રઃ—આત્મસમર્પણ કેવી રીતે કરવું જોઈએ? અહંકારનો નાશ કેવી રીતે થાય?

માઃ—અહંકારનો નાશ કેવી રીતે થાય? (આમ બોલીને ચૂપ બેઠાં. પછીથી પ્રશ્નકર્તાને ઉદ્દેશીને કહે) પિતાજી, તમે તો ખૂબ શાસ્ત્રો વગેરે ભણ્યા છો. તમે કહો. મને તો કંઈ જ આવડતું નથી. હું તો એક નાનકડી બાલિકા છું.

પ્ર:—મારી વિદ્યા તો અપરા વિદ્યા છે. પરા વિદ્યાનું જ્ઞાન નથી.

મા:—એક સાધન એવું પણ હોય છે કે જેમાં ભગવાનના શ્રીચરણે સમર્પણ કરવાનું હોય છે.

અર્પણ થઈ જવાથી અહંકારનો નાશ થઈ જાય છે, અથવા અહંકારનો નાશ થવાથી ભગવાનના શ્રીચરણે અર્પણ થઈ જવાય છે. //31-12-1966

(41) પ્ર:—અહંકારનો નાશ પહેલાં થાય છે કે સમર્પણની ક્રિયા પહેલી થાય છે?

મા:—અહંકાર જો રહે તો પછી અર્પણ કોણ કરશે? એક વ્યક્તિ પોતાના પ્રયત્ન દ્વારા અર્પણ કરવા પ્રયત્ન કરે છે. જ્યારે બીજી બાજુએ એવું પણ થાય છે કે જ્યાં અર્પણ માટે પ્રયત્ન નથી કરવો પડતો. આપોઆપ જ અર્પણ ક્રિયા થઈ જાય છે. આમાં અહંકારનો આપોઆપ નાશ થઈ જાય છે. જ્યારે અહંકારનો નાશ થઈ જાય છે ત્યારે અર્પણ થઈ જવાય છે. આમ આત્મસમર્પણ અને અહંકારનો નાશ બન્ને સાથે જ રહે છે ને?

પ્ર:—સમર્પણ કરવું અને સમર્પણ આપોઆપ થઈ જવું, તેમાં સમર્પણ તો અહંથી થાય છે, અને આપોઆપ સમર્પણ થઈ જવું તે કૃપાથી જ શક્ય છે ને?

મા:—આપોઆપ સમર્પણ થઈ જવું—તે તો સ્વયં કૃપાથી જ થાય છે. સમર્પણ કરવાવાળી વ્યક્તિ, સાધન ભજનમાં ખૂબ આગળ જાય છે. મારું પોતાનું ગણાય એવું જે કંઈ પણ છે, તે બધું ભગવાનના શ્રીચરણ-કમળોમાં સમર્પણ કરી દેવું જોઈએ. એટલે કે પૂરેપૂરું આત્મસમર્પણ કરી દેવું જોઈએ. જીવનની પ્રત્યેક ક્ષણમાં, પ્રત્યેક કાર્યમાં, પ્રત્યેક બુદ્ધિના વ્યાપારમાં, પ્રત્યેક ભાવમાં જ્યાં સુધી દેહાત્મભાન છે ત્યાં સુધી સર્વ કાર્યોમાં સમર્પણ બુદ્ધિ રાખવી જોઈએ. ભગવાનને પ્રાપ્ત કરવા માટે જે વ્યક્તિ

જે પથને ગ્રહણ કરે તે પથને જ વળગી રહીને ચોવીસ કલાક તેમાં મશગૂલ રહેવું જોઈએ. ગમે તે પથે જાઓ, ચાહે વેદાંત માર્ગે આત્મપ્રાપ્તિનો માર્ગ લો, ચાહે આત્મ-સમર્પણનો માર્ગ લો. સત્યનો આશ્રય સર્વ માર્ગોમાં રહ્યો છે. કોઈ એક પથનો આશ્રય લો. અનુરાગ જો થશે તો વિરાગ આપોઆપ આવી જશે. વિરાગ એટલે કે પૂરો વિવેક. જ્યારે અગ્નિ સળગી જાય છે ત્યારે શું થાય છે? ત્યારે વિરાગની ઉપર પણ વૈરાગ્ય આવે છે. ત્યાગનો પણ ત્યાગ થઈ જાય છે. ત્યાગ પણ સ્વયંપ્રકાશ થઈ જાય છે! ત્યાગ કરવો અને ત્યાગ થવો એ બે વસ્તુઓ જુદી છે. જ્યાં સુધી ત્યાગ આપોઆપ ન થાય ત્યાં સુધી ત્યાગ કરવાનું છોડતા નહિ. જો કોઈ કામો કરવાં હોય તો આવાં જ કર્મો કરો. જેવાં કે સમર્પણ બુદ્ધિનાં કાર્યો, આત્મજ્ઞાન પ્રાપ્તિનાં કાર્યો વગેરે. જ્યાં સુધી ભગવદ્પ્રાપ્તિ, સ્વયંપ્રકાશ ન મળે ત્યાંસુધી થોભશો નહિ. બસ આગે કદમ બઢાઓ. જ્યાં સુધી પૂરેપૂરી રીતે આત્મજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી વચમાં ક્યાંય રોકાશો જ નહિ. અખંડ ભગવદ્પ્રાપ્તિ મળે એવો જ રસ્તો પકડવો જોઈએ. ભૂખ્યા માણસને ભોજન ન મળે ત્યાં સુધી ચેન પડે ખરું? તમારે પણ તેને મેળવ્યા સિવાય જંપવાનું નથી. ખૂબ વ્યાકુળ થવું જોઈએ. વ્યાકુળતા રૂપી અગ્નિ ન હોય તો આ પથમાં કોઈ આવતું જ નથી. એવી દૃઢ પ્રતિજ્ઞા કરવી જોઈએ કે જ્યાં સુધી અખંડ પ્રાપ્તિ નહિ થાય ત્યાં સુધી આ પથ નહિ છોડું. નિયમિત રીતે શરીરને ભોજન આપવું. ભોજન એટલે બધુંય ભોજન. નિદ્રા પણ ભોજન છે, જોવું, સાંભળવું, આ બધું પણ ઇંદ્રિયોનું ભોજન છે. આ બધું

ભોજન નિયમિત અને માપસર લઈને, સાધારણ સાધકે આગળ વધવા પ્રયત્ન કરવો જોઈએ. સાધારણ સાધક માટે મધ્યમ પંથ જ સારો છે. અસાધારણ સાધકની વાત જુદી જ છે. /

પ્રઃ—જ્યાં સુધી બુદ્ધિનું રાજ્ય છે ત્યાં સુધી સમર્પણ થઈ શકે છે. પરંતુ એવી એક અવસ્થા આવે છે કે જ્યાં બુદ્ધિ ચાલતી નથી, ત્યાં શું થાય ?

માઃ—બુદ્ધિ જડ થઈ જાય છે ?

પ્રઃ—ના, બુદ્ધિનો લય થઈ જાય છે.

માઃ—ભિન્ન ભિન્ન પ્રકારે બુદ્ધિનો લય થતો હોય છે. જ્યાં જવાથી પ્રકાશ મળે છે ત્યાંની હું વાત નથી કરતી. જ્યાં સુધી પ્રકાશની પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી તેનો જડમાં લય થઈ જાય છે. ભાન ન રહે, પ્રકાશ ન મળે, આ બધાં તો અજ્ઞાનમાં લય થવાનાં લક્ષણો છે. જ્યાં ખબર નથી રહેતી ત્યાં જડમાં લય થાય છે. જેવી રીતે નિદ્રામાંથી જ્યારે ઊઠો છો, ત્યારે આનંદ લાગે છે તે આનંદ બ્રહ્માનંદ નથી. આ તો એક પ્રકારની ભૂખ છે.

પ્રઃ— બ્રહ્માનંદ નહિ તો બ્રહ્માનંદનો આભાસ તો છે ને ?

માઃ—સુષુપ્તિમાં જે આનંદ મળે છે તે તો અજ્ઞાનના આવરણનો આનંદ છે. તમે ધ્યાનમાં બેઠા, ખૂબ એકાગ્ર થઇ ગયા અને બહારના વિષયોનું ભાન પણ ન રહ્યું. ધ્યાનમાંથી ઊઠ્યા બાદ ખૂબ આનંદ થયો. પરંતુ જ્યાં સુધી પ્રકાશ ન મળે ત્યાં સુધી કંઈ જ થયું નથી, એવો ખ્યાલ રાખવો જોઈએ.

પ્રઃ— 'હું' પોતે તેમાં ડૂબી જાય છે, કોણ કોનો ખ્યાલ રાખે?

મા : અચેતના અવસ્થામાં જવાય તે તો ખરાબ વાત છે. તમને જડે પકડી લીધા છે. જડમાં લીન થઈ જાઓ તે સારું નથી. જયાં જવાથી મનને પ્રકાશ મળે છે, ત્યાં ગયા વિના તમે કેવી રીતે રહી શકો છો? જડે તમને પકડીને પોતાને આધીન કરી લીધા છે. આટલા માટે શાસ્ત્રમાં કહ્યું છે કે સુકૌશલ આજ કુશળ છે.

પ્ર :— (योगः कर्मसु कौशलम्)

મા:—સુકૌશલનો યોગ છે. આનું જ કામ છે. શાસ્ત્રોમાં શું લખ્યું છે તે તો તમે બધા જાણો છો. જડતામાં લય થવા દેવો તે તો મનને Paralysis (લકવો) થવા દેવા જેવું છે.

પ્રઃ—ઉદ્ધાર કેવી રીતે થઈ શકે?

મા:—જેવી રીતે સન્યાસ લીધા પછી સન્યાસી સત્ય અસત્યનો વિવેક કરે છે, ધ્યાનમાં બેસે છે, તેવી રીતે મંત્રજપ કરનારાઓ માટે મંત્ર રાખવામાં આવ્યો હોય છે. અંતે શબ્દથી પણ અતીત થવું પડશે ને? છતાં પાછો શબ્દ સાથે રાખી લીધો છે. શબ્દ શું છે? શબ્દ જયોતિ-રૂપ છે.

પ્રઃ—જયોતિ છે? પ્રકાશ કરી દે છે?

મા:—અક્ષર શું છે? જયોતિ છે. શા માટે? તમે પોતે સ્વયં જયોતિ છો. તમે કોણ છો? તમે શબ્દો વિનાના છો? પ્રકાશનું અસ્તિત્વ પણ શબ્દને બાદ રાખતાં હોતું નથી. જયારે ઘર્ષણ થાય છે ત્યારે પ્રગટ જયોતિ દેખાય

છે. સ્પંદન (કંપન–Vibration) શું છે ? સ્વયં જ્યોતિ-રૂપ છે. અક્ષરો પણ જ્યોતિ છે, રૂપ પણ જ્યોતિ છે, આત્મજ્યોતિ જો હોય તો શબ્દજ્યોતિ શા માટે ન હોય ?

પ્ર:–શબ્દનો તો સમાધિમાં લય થઈ જાય છે.

મા:–શબ્દનો મહાજ્યોતિમાં લય થઈ જાય છે. જ્યોતિથી પણ આગળ ચાલો. જ્યોતિ, આનંદ, નિરાનંદ, લય, વિક્ષેપ ક્યાં રહે છે ? આત્માને જ મહાજ્યોતિ કહે-વામાં આવે છે. તમારાં શાસ્ત્રો શું કહે છે ? (બધા હા-હા કરવા માંડ્યા, મા આગળ બંગાળીમાં બોલવા માંડ્યાં) તેથી જ મહાવાક્યોનો આશ્રય લેવો જોઈએ. મહાવાક્યો શુદ્ધ સ્પંદિત (Purely Vibrated) હોય છે. ચેતના રાખવા માટે મહાવાક્યોના આશ્રયે સાધકો રહે છે ને ? આત્મજ્ઞાની થવા ઇચ્છતા સાધકો ધ્યાન કરે છે કે હું તે જ બ્રહ્મ છું. આ સ્મૃતિ અથવા ભાવની ગતિને અગ્નિની માફક સર્વ સમય પ્રજ્વલિત રાખવી પડશે. જો તેનો જડમાં લય થઈ જાય તો તેની જ્યોતિનું દ્વાર બંધ થઈ જશે.//તમારી અંદર તે જ્યોતિ રહી છે. જે અંદર છે તેને જ પ્રકાશિત કરવાનું છે. પ્રકાશ કરવો એટલે કે પ્રકાશિત થવું. તમારો જો જડમાં લય થઈ જાય તો તમારા સર્વ ભાવ, મંત્ર, મહા વાક્ય વગેરેનું દ્વાર બંધ થઈ જશે. જડતા જો આવે તો તો પછી પ્રકાશ થાય કેવી રીતે ? સ્મૃતિ, સ્મરણ વગેરેને જાગૃત રાખવાં પડશે, કે જેથી જડમાં પલટાઈ ન જવાય. જાગૃત રહેવાથી શું થશે ? તમે જે સ્વયં આત્મા છો તે સ્વરૂપ પ્રકાશ થઈ જશે. અરે ! પ્રકાશ થશે શું ? તમે પોતે જ સ્વયં પ્રકાશ છો. તમે જ્યારે ધ્યાનમાં બેસો ત્યારે

તમારું એક માત્ર લક્ષ હોવું જોઈએ આત્મપ્રાપ્તિ અથવા આત્મબોધ. વિચારો દ્વારા, વાકયો દ્વારા, તમે જે કંઈ જાણો છો તે મનની અંદર ફક્ત પ્રજ્વલિત રાખો. આ જ અજ્ઞાન રૂપી વાદળને દૂર કરવાનો એક માત્ર ઉપાય છે.

માનો ઉપદેશ પૂરો થતાં એક ભાઈએ માને કહ્યું: "મા, અહિં એવો નિયમ કરવામાં આવ્યો છે કે જે વ્યક્તિ બંગાળીમાં બોલશે, તેણે દંડ તરીકે રસગુલ્લાં ખવરાવવાં પડશે."

**મા** :-મારે જો રસગુલ્લાં આપવાં પડશે તો હું તો પિતાજી ( પ્રશ્ન કર્તાને ઉદ્દેશીને )ની જ પાસે માંગીશ. એક વાર હું રેલ્વેમાં મુસાફરી કરતી હતી. મારી સાથે જે ભાઈ હતા તેમને મેં કહી રાખ્યું હતું કે તમે મારા માટે ટિકિટ ખરીદતા નહિ. હું તો વગર ટિકિટે ગાડીમાં બેસી ગઈ. થોડાં સ્ટેશનો ગયા બાદ એક ટિકિટ ચેકર આવ્યો અને મારી પાસે ટિકિટ માગી. મેં કહ્યું કે પિતાજી, મારી ટિકિટ તમે જ લઈ આવો, અને તમે પોતે જ ચેક કરી દો. આવી વાણી સાંભળીને તે બિચારો વગર ટિકિટે મને લઈ ગયો. તેના ઘેર મને લઈ જઈને ખવરાવ્યું અને વળી એક કપડું પણ પહેરવા આપ્યું.

આમ વાર્તાલાપ ચાલતો હતો એવામાં પૂ. હરિબાબા તથા તેમના ભક્તો આવી પહોંચ્યા. માએ તથા અન્ય ભક્તોએ તેમને ખૂબ જ આદરપૂર્વક બેસાડયા. પ્રથમ તો સામાન્ય વાતો થઈ. ત્યારબાદ પૂ. હરિબાબાએ એક દરખાસ્ત મૂકી કે આજે માના ભક્તોમાંથી, જેમને જેમને માના વિષે

કંઈ અદ્‌ભુત અનુભવો થયા હોય, તે કહે. દરખાસ્ત સાંભળીને સૌ ચૂપચાપ બેસી રહ્યા છે. પૂ. હરિબાબાએ ડૉ. પન્નાલાલને બોલવા કહ્યું. ડૉ. પન્નાલાલે બોલવા માટે આનાકાની કરતાં કરતાં કહ્યું કે મેં આવા લેખોનો સંગ્રહ કરવા પ્રયત્ન કર્યો હતો. આજ દિન સુધીમાં ફક્ત કાન્તિભાઈએ જ એક લેખ લખીને મોકલાવ્યો છે. મને લાગે છે કે આજે કાન્તિભાઈ કંઈ બોલે. ||

ડૉ. પન્નાલાલ અને હરિબાબા મને બોલવા માટે આગ્રહ કરવા લાગ્યા. મને ખૂબ શરમ આવી કે માની હાજરીમાં હું મારા અનુભવો શું કહું? હું કોઈ પણ પ્રકારે બોલવા તૈયાર થયો નહિ. એટલામાં શ્રી. કમળાબહેન નામનાં એક બહેન પોતાનો અનુભવ કહેવા લાગ્યાં.

"ઈ. સ. ૧૯૪૨ની આ ઘટના છે. હું તે સમયે મારા પતિની સાથે આસામમાં રહેતી હતી. મારા પતિ તે વખતે આસામમાં જંગલખાતાના અમલદાર હતા. તે વખતે આપણી સરકારને જાપાન સાથે યુદ્ધ ચાલતું હતું. આસામ પર આક્રમણનો ભય હતો. નાસભાગ શરૂ થઈ ગઈ હતી. મારે ત્યાંથી યુ. પી.માં આવવું હતું. શિલોંગ સ્ટેશને જવા માટે એક પણ મજૂર મળ્યો નહિ. તેમ જ મજૂર મળે તેવી કોઈ આશા પણ ન હતી. એવામાં લશ્કરી અમલદારે આવીને કહ્યું, "અહિં થોડીવારમાં લશ્કરી ટુકડી આવશે. રાત્રે ૧ વાગ્યા સુધી અહિં રહેવું સલામત નથી. તો ચાલ્યા જવા માટે પ્રયત્ન કરો." શું થાય? અમે નિઃસહાય હતા! એવામાં લશ્કરી ટુકડી આવવા લાગી. સૈનિકો અમને સપડાવવાનો વિચાર કરતા હતા. આજુબાજુ કોઈ

માણસ દેખાતું ન હતું. તેવામાં અચાનક કોણ જાણે ક્યાંયથી એક ભાઈ આવ્યા અને કહેવા લાગ્યા, "તમારે મજૂરની જરૂર હોય તો ટ્રેઈન પર હું સામાન પહોંચાડી દઉં." એ ભાઈ અમને ગાડી પર મૂકવા આવ્યા. બીજા વર્ગની બે ટિકિટો પણ અનામત કરાવી આવ્યા. એ એવો સમય હતો કે ત્રીજા વર્ગની ટિકિટ પણ મળવી મુશ્કેલ હતી. માએ કેવી સમયસર સુંદર મદદ કરી! હું તો આશ્ચર્યમુગ્ધ થઈ ગઈ હતી. હું તે ભાઈને બક્ષિસ આપવા માટે ખોળવા લાગી. પરંતુ તે તો અદૃશ્ય થઈ ગયા હતા! શો ખબર કોણ ક્યાંથી આવ્યું અને અણીને સમયે મદદ કરી ગયું! માની કૃપાથી જ તે સમયે અમે મુશ્કેલીમાંથી નીકળી શક્યાં હતાં.

આ વાત પૂરી થયા બાદ ડૉ. પન્નાલાલ અને પરમ પૂજ્ય હરિબાબા મને બોલવા આગ્રહ કરવા લાગ્યા. હું કંઈ પણ બોલવા માટે રાજી થયો નહિ. એ જોઈને હરિબાબાએ માને કહ્યું, "મા, કાન્તિભાઈને તમે આજ્ઞા કરો." માએ કહ્યું, "કંઈ બોલ." માનો આદેશ થયો એટલે શું થાય? ન છૂટકે બોલવું શરૂ કર્યું.*/

હું જે ઘટના અહિં આપની પાસે કહેવા માગું છું. તે ૧૯૪૨ની સાલની છે. આ ઘટના કહેવી શરૂ કરું તે પહેલાં મારે થોડો પૂર્વાપર સંબંધ આપવો પડશે. મને પરમકૃપાળુ માનાં પ્રથમ દર્શન કરવાનું સૌભાગ્ય ઈ. સ.

---

* તે વખતે હું હિંદીમાં જ કશી પૂર્વ તૈયારી વિના બોલ્યો હતો. એટલે મારી પાસે આની લેખિત નોંધ નથી, ફક્ત સ્મરણથી જ લખું છું.

૧૯૪૧ના જાન્યુઆરી માસની ૬ઠ્ઠી તારીખે મળ્યું હતું. તે વખતે મા ગુજરાતમાં નર્મદા નદીના તટે શ્રી વ્યાસ-ક્ષેત્રમાં નિવાસ કરી રહ્યાં હતાં. હું પણ નસીબયોગે તે અરસામાં ત્યાં જઈ ચઢયો. માનાં પ્રથમ દર્શને જ (Love at the first sight જેમ) માની સાથે ખૂબ પ્રેમ થઈ ગયો. માએ એવું જબરજસ્ત આકર્ષણ કર્યું કે ન પૂછો વાત! આવા આકર્ષણ સામે મારા જેવું ક્ષુદ્ર જંતુ કેવી રીતે ટકી શકે? પરિણામ એ આવ્યું કે ૧૯૪૨ ના માર્ચની ૧ લી તારીખે મેં કુટુંબ, સમાજ વગેરે છોડયાં અને પરમકૃપાળુ જગજ્જનની માએ કૃપા કરીને તેના ચરણકમળમાં મને સ્થાન આપ્યું. માની સાથે રહેતાં રહેતાં આંતરિક જગતમાં અદ્‌ભુત પ્રકારના અનુભવો થતા. મા પાસે રહેવું ખૂબ જ ગમતું; છતાં માના વાસ્તવિક સ્વરૂપ વિષે કંઈ જ સમજણ ન પડવાથી મૂંઝાતો. માના કોઈ ભક્તો કહેતા કે, "મા તો સાક્ષાત્ ભગવાન છે." કોઈ કહે ભગવતી છે, કોઈ કહે કૃષ્ણ છે. આમ ભિન્ન ભિન્ન પ્રકારની વાતો સાંભળતો. એટલે એક દિવસે મેં માને એકાંતમાં પૂછયું, "મા, તમે કોણ છો? કોઈ કહે છે કે તમે ભગવાન છો. કોઈ કહે છે કે દેવી છો. મને જ્યાં સુધી સ્વાનુભવ નહિ થાય ત્યાં સુધી હું તો આમાંનું કંઈ જ માનવાને તૈયાર નથી." માએ કહ્યું, "તું જે ધારે તે હું છું." માના આવા ઉત્તરથી મને કંઈ ખાસ સમાધાન થયું નહિ. મનમાં અનેક પ્રકારની અવનવી શંકાઓ ઉત્પન્ન થવા લાગી. તેથી છેવટે નવેમ્બર ૧૯૪૧ના અરસામાં મેં માને એકાંતમાં કહ્યું, "મા, મને લાગે છે કે હું તમારી પાસે હંમેશને માટે રહું તે

પહેલાં એક વાર ભારતવર્ષમાં ભ્રમણ કરીને સાધુસંતોનો સમાગમ કરી આવું. કારણ અત્યારથી અહિં રહી જાઉં તો ભવિષ્યમાં મનમાં એવો અસંતોષ કદાચ રહી પણ જાય કે અરે ! હું કેવો મૂર્ખ ! અહિં પડયો રહ્યો. કદાચ માના કરતાં પણ વધારે ઊંચા પ્રકારના સાધુસંતો હશે. એટલા માટે જો મા તમે આજ્ઞા આપો તો હું જાઉં."

**મા** :–ખૂબ આનંદથી તું જા. જયાં તને ઠીક લાગે ત્યાં ખુશીથી રહેજે. યોગ્ય ગુરુ મળે તો દીક્ષા પણ લઈ લેજે.

આમ મા સાથે અનેક વાતો થઈ. માની પ્રેમભીની વિદાય લઇને હું પ્રવાસે ઉપડયો. અનેક તીર્થોમાં ભ્રમણ કર્યું. સ્વામી રામદાસજી પાસે લગભગ ૨૦ દિવસ રહ્યો. શ્રી રમણ મહર્ષિના આશ્રમમાં પણ ૨૦ દિવસ રહ્યો. શ્રી અરવિંદ આશ્રમ પોંડીચેરીમાં લગભગ એક માસ રહ્યો. આમ ફરતો ફરતો જગન્નાથપુરી, કલકત્તા થઈને લગભગ માર્ચ ૧૯૪૨ના અરસામાં શ્રી રવીન્દ્રનાથ ઠાકુરના શાન્તિનિકેતનમાં જઈ પહોંચ્યો. મેં પુરીથી માને એક પત્ર લખ્યો હતો. આ પત્રનો જવાબ મને શાન્તિનિકેતનમાં મળ્યો. તે વખતે મા અજ્ઞાતવાસમાં હતાં. આવા સમયે મા કઈ જગ્યાએ છે તે ફક્ત એક બે ભકતો જ જાણતા હોય છે. માના બધા પત્રો લખનૌના હરિરામ જોષી પાસેથી રીડાયરેકટ થાય છે. તેઓશ્રી માના અજ્ઞાતવાસના સરનામે મોકલી આપે છે. મને લખેલા પત્રમાં પણ કયાંય ઠામઠેકાણું વગેરે લખેલું નહિ. ફક્ત તારીખ જ હતી. પત્રમાં ખાસ કંઈ વાત માએ લખાવી ન હતી. મને પણ ખાસ લાગ્યું નહિ. છતાં મનમાં થયું કે ચાલને

માને એક પત્ર લખું. પત્ર લખીને સૂઈ ગયો. અકસ્માત જાણે મારા મનમાં એક પ્રેરણા થઈ આવી! જાણે મા મને તેની પાસે બોલાવતી ન હોય! હું તરત જ ઊભો થઈ ગયો. મેં નિશ્ચય કર્યો કે અત્યારે જ વહેલામાં વહેલી ગાડીમાં જ મા પાસે ચાલ્યો જાઉં. પરંતુ હા નસીબ! ક્યાં જાઉં? મા ક્યાં છે તેની તો ખબર જ નથી. પત્રમાં પણ સરનામું લખ્યું નથી. કેવી રીતે માની પાસે જવું? આમ મનમાં ખૂબ ગડમથલ થવા માંડી. માની પાસે કોઈ પણ પ્રકારે વહેલામાં વહેલી તકે પહોંચી જવું જોઈએ એમ લાગવા માંડયું. પરંતુ શું થાય? છેવટે અંતર્યામિની માએ બુદ્ધિ સુઝાડી. મેં કાર્ડ પરનો પોસ્ટનો સિક્કો જોયો. તેમાં 'સાગર સીટી' વંચાયું. તરત જ પોસ્ટની ગાઈડમાં તપાસ કરી તો આખા ભારત વર્ષમાં આવાં પાંચ છ સાગર છે એમ ખબર પડી. હવે મા કયા સાગરમાં હશે, તેની શી ખબર પડે? છેવટે તપાસ કરી. મિત્રો દ્વારા શાન્તિનિકેતનના છાત્રાલયમાં તપાસ કરાવી. એક મિત્રે સલાહ આપી કે કદાચ મધ્ય પ્રદેશનું સાગર સીટી હશે. ચોક્કસ તો કાંઈ હતું જ નહિ. છેવટે નક્કી કર્યું કે આજે જ મારે ત્યાં જવા ઊપડવું. શાન્તિનિકેતનમાં હું શ્રી નંદલાલ બસૂનો અતિથિ હતો. તેમને મેં કહેલું કે અત્રે હું સાતેક દિવસ રોકાઈશ. પણ મારો આમ ઓચિંતો વિચાર પલટાયેલો જોઈને તેમને નવાઈ લાગી. તેમની રજા લઇને હું સ્ટેશને ઊપડયો. રસ્તામાં વિચાર આવ્યો કે મધ્ય પ્રદેશમાં જતાં પહેલાં, રસ્તામાં કાશી આવે છે તો ત્યાં ખબર કાઢું. કદાચ માના કંઈ ખબર મળે! બીજે દિવસે કાશી પહોંચ્યો. તે વખતે કાશીમાં

પહેલાં એક વાર ભારતવર્ષમાં ભ્રમણ કરીને સાધુસંતોનો સમાગમ કરી આવું. કારણ અત્યારથી અહિં રહી જાઉં તો ભવિષ્યમાં મનમાં એવો અસંતોષ કદાચ રહી પણ જાય કે અરે ! હું કેવો મૂર્ખ ! અહિં પડયો રહ્યો. કદાચ માના કરતાં પણ વધારે ઊંચા પ્રકારના સાધુસંતો હશે. એટલા માટે જો મા તમે આજ્ઞા આપો તો હું જાઉં.”

**મા** :—ખૂબ આનંદથી તું જા. જ્યાં તને ઠીક લાગે ત્યાં ખુશીથી રહેજે. યોગ્ય ગુરુ મળે તો દીક્ષા પણ લઈલે જે.

આમ મા સાથે અનેક વાતો થઈ. માની પ્રેમભીની વિદાય લઇને હું પ્રવાસે ઉપડયો. અનેક તીર્થોમાં ભ્રમણ કર્યું. સ્વામી રામદાસજી પાસે લગભગ ૨૦ દિવસ રહ્યો. શ્રી રમણ મહર્ષિના આશ્રમમાં પણ ૨૦ દિવસ રહ્યો. શ્રી અરવિંદ આશ્રમ પોંડીચેરીમાં લગભગ એક માસ રહ્યો. આમ ફરતો ફરતો જગન્નાથપુરી, કલકત્તા થઈને લગભગ માર્ચ ૧૯૪૨ના અરસામાં શ્રી રવીન્દ્રનાથ ઠાકુરના શાન્તિનિકેતનમાં જઈ પહોંચ્યો. મેં પુરીથી માને એક પત્ર લખ્યો હતો. આ પત્રનો જવાબ મને શાન્તિનિકેતનમાં મળ્યો. તે વખતે મા અજ્ઞાતવાસમાં હતાં. આવા સમયે મા કઈ જગ્યાએ છે તે ફક્ત એક બે ભકતો જ જાણતા હોય છે. માના બધા પત્રો લખનૌના હરિરામ જોષી પાસેથી રીડાયરેક્ટ થાય છે. તેઓશ્રી માના અજ્ઞાતવાસના સરનામે મોકલી આપે છે. મને લખેલા પત્રમાં પણ કયાંય ઠામઠેકાણું વગેરે લખેલું નહિ. ફક્ત તારીખ જ હતી. પત્રમાં ખાસ કંઈ વાત માએ લખાવી ન હતી. મને પણ ખાસ લાગ્યું નહિ. છતાં મનમાં થયું કે ચાલને

માને એક પત્ર લખું. પત્ર લખીને સૂઇ ગયો. અકસ્માત જાણે મારા મનમાં એક પ્રેરણા થઈ આવી! જાણે મા મને તેની પાસે બોલાવતી ન હોય! હું તરત જ ઊભો થઈ ગયો. મેં નિશ્ચય કર્યો કે અત્યારે જ વહેલામાં વહેલી ગાડીમાં જ મા પાસે ચાલ્યો જાઉં. પરંતુ હા નસીબ! ક્યાં જાઉં? મા ક્યાં છે તેની તો ખબર જ નથી. પત્રમાં પણ સરનામું લખ્યું નથી. કેવી રીતે માની પાસે જવું? આમ મનમાં ખૂબ ગડમથલ થવા માંડી. માની પાસે કોઈ પણ પ્રકારે વહેલામાં વહેલી તકે પહોંચી જવું જોઈએ એમ લાગવા માંડયું. પરંતુ શું થાય? છેવટે અંતર્યામિની માએ બુદ્ધિ સુઝાડી. મેં કાર્ડ પરનો પોસ્ટનો સિક્કો જોયો. તેમાં 'સાગર સીટી' વંચાયું. તરત જ પોસ્ટની ગાઈડમાં તપાસ કરી તો આખા ભારત વર્ષમાં આવાં પાંચ છ સાગર છે એમ ખબર પડી. હવે મા ક્યા સાગરમાં હશે, તેની શી ખબર પડે? છેવટે તપાસ કરી. મિત્રો દ્વારા શાન્તિનિકેતનના છાત્રાલયમાં તપાસ કરાવી. એક મિત્રે સલાહ આપી કે કદાચ મધ્ય પ્રદેશનું સાગર સીટી હશે. ચોક્કસ તો કાંઈ હતું જ નહિ. છેવટે નક્કી કર્યું કે આજે જ મારે ત્યાં જવા ઊપડવું. શાન્તિનિકેતનમાં હું શ્રી નંદલાલ બસૂનો અતિથિ હતો. તેમને મેં કહેલું કે અત્રે હું સાતેક દિવસ રોકાઈશ. પણ મારો આમ ઓચિંતો વિચાર પલટાયેલો જોઈને તેમને નવાઈ લાગી. તેમની રજા લઇને હું સ્ટેશને ઊપડયો. રસ્તામાં વિચાર આવ્યો કે મધ્ય પ્રદેશમાં જતાં પહેલાં, રસ્તામાં કાશી આવે છે તો ત્યાં ખબર કાઢું. કદાચ માના કંઈ ખબર મળે! બીજે દિવસે કાશી પહોંચ્યો. તે વખતે કાશીમાં

મા ઘણુંખરું સ્વ. નિર્મલકુમાર ચેટરજીના બગીચામાં ઊતરતાં. હું પણ ત્યાં ગયો. પરંતુ માના ખાસ વધારે ખબર મેળવી શક્યો નહિ. કારણ માના કાર્યક્રમો ખૂબ અનિશ્ચિત હોય છે. થોડા સમયમાં મા ક્યાંયનાં ક્યાંય ચાલ્યા જાય! તેમનો શો ભરોસો? કાશીમાં પણ માના આવેલા પત્રો પર સાગરની જ છાપ હતી. એટલે કાશીના ભાઈઓએ પણ મને સાગરની વાત કરી. મેં તો તરત જ પહેલી ગાડીએ સાગર તરફ ઊપડવાનો નિશ્ચય કર્યો. હૃદયમાં ઓચિંતુ એટલા બધા આકર્ષણનું મોજું આવ્યું હતું કે ન પૂછો વાત! જાણે માને મળ્યા સિવાય નહિ જ ચાલે! આમ માના નિવાસ વિષે કોઈ પણ જાતની નિશ્ચયાત્મક ખબર જાણ્યા સિવાય હું સાગર તરફ ઊપડ્યો. તે જ રાતે લગભગ બે વાગ્યે સાગર સ્ટેશને પહોંચ્યો. ધર્મશાળામાં રાત પસાર કરી. મનમાં ફક્ત એક જ વિચાર હતો કે માને કેવી રીતે શોધી કાઢવાં? સાગર એક મોટું શહેર છે. આવડા મોટા શહેરમાં ઠેકાણા વગર માને કેવી રીતે શોધવાં? અનેક પ્રકારના ચિત્રવિચિત્ર તરંગો મનમાં રમવા માંડ્યા. સવારે વહેલો ઊઠીને નિત્યકર્મોથી પરવારીને તૈયાર થયો. માનો એક નાનકડો ફોટો સાથે લીધો. કદાચ રસ્તામાં કામ આવે! પ્રથમ વિચાર કર્યો કે માની સાથે ફક્ત અભય અને ગુરુપ્રિયા દીદી બે જણાં જ છે. જરૂર અભય સવારમાં શાક વગેરે ખરીદવા માટે તો આવશે જ. તો પ્રથમ શાક મારકિટમાં જઈને જ તપાસ કરું. ત્યાં જઈ તપાસ કરી પણ પત્તો ન ખાધો. ત્યાંથી આગળ વધ્યો તો પોસ્ટ ઑફિસ દેખાઈ. મનમાં થયું કે પહેલાં તપાસ કરું કે આ

પોસ્ટકાર્ડ પરનો સિક્કો અહિંનો છે કે નહિ? પોસ્ટ માસ્તરને મળ્યો. તેમણે સિક્કો તપાસીને કહ્યું કે સિક્કો તો આજ પોસ્ટ ઓફિસનો છે. આ સાંભળીને મને ખૂબ જ આનંદ થયો. મેં પૂછયું, "જરા કૃપા કરીને કહેશો કે શ્રી માતાજી આનંદમયીના નામના પત્રો અહિં કયા ઠેકાણે આવે છે?" તેમણે કહ્યું, "આ તો બ્રાંચ પોસ્ટઑફિસ છે. એટલે પત્રોની વહેંચણી અહિંથી નથી થતી. વડી પોસ્ટ ઑફિસમાં તપાસ કરવી પડશે." આમ નિરાશા મળી. પોસ્ટ ઑફિસની પાસે એક દવાવાળાની દુકાન હતી ત્યાં જઈને પૂછયું કે અભય નામનો કોઇ છોકરો અહિં આવે છે ખરો? અભયનું વર્ણન પણ કર્યું. તેણે ઇન્કાર કર્યો. હવે મનમાં એ પ્રશ્ન થયો કે અહિં આગળ જો કોઈ બંગાળીઓ રહેતા હશે તો કદાચ માનો પત્તો મળી જશે. શોધતો શોધતો એક બંગાળીના ઘરમાં વગર રજાએ ઘૂસી ગયો. માનાં દર્શનની એવી અત્યંત ઉગ્ર તાલાવેલી લાગી હતી કે રજા લઈને કોઈના ઘરમાં જવું એવો સમાજનો વ્યાવહારિક નિયમ પણ ભૂલી ગયો હતો. એટલે ઘરમાં પેસીને હું માના સંબંધમાં કંઈ પૂછવા જાઉં તે પહેલાં જ મને વગર રજાએ અંદર ઘૂસવા બદ્દલ એ માણસ ધમકાવવા લાગ્યો. હું તો શરમિંદો પડી ગયો. મા વિષે કંઈ જ ખબર ન મળી. મનમાં દુઃખી થયા વગર આગળ ચાલવા લાગ્યો. રસ્તામાં એક બંગાળી વકીલનું પાટિયું જોયું. મને થયું કે કદાચ આ બંગાળી બાબુને માની ખબર હશે. વકીલ સાહેબને મળ્યો અને મા વિષે પૂછપરછ કરી. તેમણે કહ્યું, "મેં મા આનંદમયીનું નામ સાંભળ્યું છે. જીવનમાં કોઈ વાર જોયાં નથી તે

માતાજી અહિં આવ્યાં છે ?" મેં કહ્યું, "માતાજી આ તરફ ક્યાંક અજ્ઞાતવાસમાં છે એમ મને લાગે છે. પરંતુ તેમનું સરનામું મારી પાસે નથી. જો મુખ્ય પોસ્ટ માસ્તરની તમારે ઓળખાણ હોય તો મને પરિચય કરાવી આપો તો કદાચ ત્યાંથી માના સરનામાની કંઈ ખબર પડશે." તેમણે મને પરિચય કરાવી આપ્યો. પોસ્ટ માસ્તર સાહેબે મને પ્રેમપૂર્વક તેમની પાસે ખુરશીમાં બેસાડયો. બધા પત્રો શોધ્યા. પરંતુ ક્યાંયથી માનું સરનામું મળ્યું નહિ. માના પત્રો લખનૌથી રીડાયરેકટ થઈને સાગરમાં આવતા હતા. પરંતુ સરનામું શોધી શકાયું નહિ આથી મનમાં ખૂબ નિરાશા આવી. "હે મા ! કૃપા કરીને તું જ તારું ઠેકાણું બતાવ !" રસ્તો નિર્જન હતો. એકલો એકલો રડતો રડતો માના નામનો પોકાર કરતો કરતો ચાલ્યો જતો હતો. મનમાં અજબ અવર્ણનીય વિરહ ભાવ જાગૃત થયો હતો. રસ્તામાં આવતાં ઝાડ, પથ્થર, સજીવ, નિર્જીવ, દરેક વસ્તુ જાણે મારી સામે ચૈતન્યમય ન લાગતી હોય ! તે દરેકને રડતો રડતો મારી માનું ઠેકાણું પૂછું છું: "હે વૃક્ષ ! તેં નિશ્ચય મારી માને જોયાં છે ! દેખાડ, મારી મા ક્યાં છે ? હે પથ્થર, અહિં થઈને કદાચ મારી મા ગયાં હશે. તું ચોક્કસ જાણે છે. મારી મા ક્યાં છે ?" આમ મા મા કરતો અશ્રુભીના વદને, બેબાકળો થઈને ચાલ્યો જાઉં છું. જ્યારે હું મા માટે અસ્થિર થઈને રડતો અહિં તહિં રખડતો હોઉં છું, બરાબર તે સમયે મા જ્યાં અજ્ઞાતવાસમાં હતી ત્યાં 'કાન્તિ, કાન્તિ' એમ મારા નામનો પોકાર કરે છે અને હસે છે. તે વખતે ગુરુપ્રિયાદેવીએ માને પૂછ્યું, "કયો

કાન્તિ ? ગુજરાતના કાન્તિને યાદ કરો છો ?" માએ હા પાડી. આમ માની અદ્ભુત લીલા ચાલી રહી છે ! આ બાજુ હું નિરાશ વદને રખડતો રખડતો એક રામમંદિરમાં જઈ પહોંચ્યો. લગભગ બપોરના બાર વાગવા આવ્યા હશે. મંદિરના માણસને મળ્યો અને માનો ફોટો દેખાડીને પૂછયું, "આવાં કોઈ માતાજી આ મંદિરમાં આવ્યાં હતાં ખરાં ?" તેણે ફોટો જોઇને કહ્યું, "હા, આ ફોટામાં છે તેવાં માતાજી, તેમની સાથે એક લાંબા વાળવાળાં બાઈ અને વાંકડિયા વાળવાળો છોકરો આમ ત્રણ જણાં પંદરેક દિવસ ઉપર અહિં આવ્યાં હતાં. થોડુંક રોકાઈને કયાંક ચાલ્યાં ગયાં છે." આ સાંભળીને મનમાં અનહદ આનંદ થયો કે ગમે તેમ પણ સાગર સીટી તો આ જ. પણ પંદર દિવસ પહેલાં અહિં થોડુંક ફરી ગયેલાં મા અત્યારે કયાં હશે, તેની શી ખબર પડે ? થોડી ક્ષણોમાં માનો કાર્યક્રમ બદલાઈ જાય તો પછી પંદર દિવસનું તો પૂછવું જ શું ? આમ મારો પ્રશ્ન તો જ્યાં હતો ત્યાંનો ત્યાં જ ઊભો રહ્યો ! હવે શું કરું ? છેવટે મનમાં થયું કે સાગર સ્ટેશને જાઉં. મા જશે તો આ સ્ટેશને થઈને જ. જો ગયાં હશે તો પણ આ સ્ટેશને થઈને જ. માનું વ્યકિતત્વ જ એવું છે કે જ્યાંથી જશે ત્યાંના માણસો પર માની કંઈક છાપ રહી જશે. સ્ટેશન માસ્તરને મળ્યો. તેમને માનો ફોટો બતાવીને કહ્યું, "મારી મા સાગર તરફ આવ્યાં છે. તેમનું ઠેકાણું મારી પાસે નથી. આવાં માતાજી આ સ્ટેશને થઈને જતાં તમે જોયાં છે ?" તેમણે ના પાડી. મેં કહ્યું, "જો, આ સ્ટેશને આ ફોટામાં છે તે આ માતાજી આપના જોવામાં આવે,

માતાજી અહિં આવ્યાં છે ?" મેં કહ્યું, "માતાજી આ તરફ ક્યાંક અજ્ઞાતવાસમાં છે એમ મને લાગે છે. પરંતુ તેમનું સરનામું મારી પાસે નથી. જો મુખ્ય પોસ્ટ માસ્તરની તમારે ઓળખાણ હોય તો મને પરિચય કરાવી આપો તો કદાચ ત્યાંથી માના સરનામાની કંઈ ખબર પડશે." તેમણે મને પરિચય કરાવી આપ્યો. પોસ્ટ માસ્તર સાહેબે મને પ્રેમપૂર્વક તેમની પાસે ખુરશીમાં બેસાડયો. બધા પત્રો શોધ્યા. પરંતુ ક્યાંયથી માનું સર-નામું મળ્યું નહિ. માના પત્રો લખનૌથી રીડાયરેક્ટ થઈને સાગરમાં આવતા હતા. પરંતુ સરનામું શોધી શકાયું નહિ આથી મનમાં ખૂબ નિરાશા આવી. "હે મા ! કૃપા કરીને તું જ તારું ઠેકાણું બતાવ !" રસ્તો નિર્જન હતો. એકલો એકલો રડતો રડતો માના નામનો પોકાર કરતો કરતો ચાલ્યો જતો હતો. મનમાં અજબ અવર્ણનીય વિરહ ભાવ જાગૃત થયો હતો. રસ્તામાં આવતાં ઝાડ, પથ્થર, સજીવ, નિર્જીવ, દરેક વસ્તુ જાણે મારી સામે ચૈતન્યમય ન લાગતી હોય! તે દરેકને રડતો રડતો મારી માનું ઠેકાણું પૂછું છું: "હે વૃક્ષ! તેં નિશ્ચય મારી માને જોયાં છે ! દેખાડ, મારી મા ક્યાં છે ? હે પથ્થર, અહિં થઈને કદાચ મારી મા ગયાં હશે. તું ચોક્કસ જાણે છે. મારી મા ક્યાં છે ?" આમ મા મા કરતો અશ્રુભીના વદને, બેબાકળો થઈને ચાલ્યો જાઉં છું. જ્યારે હું મા માટે અસ્થિર થઈને રડતો અહિં તહિં રખડતો હોઉં છું, બરોબર તે સમયે મા જ્યાં અજ્ઞાતવાસમાં હતી ત્યાં 'કાન્તિ, કાન્તિ' એમ મારા નામનો પોકાર કરે છે અને હસે છે. તે વખતે ગુરુપ્રિયાદેવીએ માને પૂછ્યું, "કયો

ક્રાન્તિ ? ગુજરાતના કાન્તિને યાદ કરો છો ?" માએ હા પાડી. આમ માની અદ્‌ભુત લીલા ચાલી રહી છે ! આ બાજુ હું નિરાશ વદને રખડતો રખડતો એક રામમંદિરમાં જઈ પહોંચ્યો. લગભગ બપોરના બાર વાગવા આવ્યા હશે. મંદિરના માણસને મળ્યો અને માનો ફોટો દેખાડીને પૂછયું, "આવાં કોઈ માતાજી આ મંદિરમાં આવ્યાં હતાં ખરાં ?" તેણે ફોટો જોઇને કહ્યું, "હા, આ ફોટામાં છે તેવાં માતાજી, તેમની સાથે એક લાંબા વાળવાળાં બાઈ અને વાંકડિયા વાળવાળો છોકરો આમ ત્રણ જણાં પંદરેક દિવસ ઉપર અહિં આવ્યાં હતાં. થોડુંક રોકાઈને કયાંક ચાલ્યાં ગયાં છે." આ સાંભળીને મનમાં અનહદ આનંદ થયો કે ગમે તેમ પણ સાગર સીટી તો આ જ. પણ પંદર દિવસ પહેલાં અહિં થોડુંક ફરી ગયેલાં મા અત્યારે કયાં હશે, તેની શી ખબર પડે ? થોડી ક્ષણોમાં માનો કાર્યક્રમ બદલાઈ જાય તો પછી પંદર દિવસનું તો પૂછવું જ શું ? આમ મારો પ્રશ્ન તો જયાં હતો ત્યાંનો ત્યાં જ ઊભો રહ્યો ! હવે શું કરું ? છેવટે મનમાં થયું કે સાગર સ્ટેશને જાઉં. મા જશે તો આ સ્ટેશને થઈને જ. જો ગયાં હશે તો પણ આ સ્ટેશને થઈને જ. માનું વ્યકિતત્વ જ એવું છે કે જયાંથી જશે ત્યાંના માણસો પર માની કંઈક છાપ રહી જશે. સ્ટેશન માસ્તરને મળ્યો. તેમને માનો ફોટો બતાવીને કહ્યું, "મારી મા સાગર તરફ આવ્યાં છે. તેમનું ઠેકાણું મારી પાસે નથી. આવાં માતાજી આ સ્ટેશને થઈ ને જતાં તમે જોયાં છે ?" તેમણે ના પાડી. મેં કહ્યું, "જો, આ સ્ટેશને આ ફોટામાં છે તે આ માતાજી આપના જોવામાં આવે,

અને મને કૃપા કરીને પાસેની ધર્મશાળામાં ખબર આપો તો આપનો આભારી થઈશ." સ્ટેશન માસ્તરે કહ્યું, "સારું. હું બનતો પ્રયત્ન કરીશ."

આમ રખડતાં રખડતાં લગભગ બપોરનો એક વાગવા આવ્યો. કાંઈ ખાધું પણ નહોતું. ખાવાનું ભાવતું પણ નહોતું. માનો પત્તો નહિ જ મળે ? કદાચ મા સાગરમાં ન હોય અને હું નાહકનો અહિં આંટા માર્યા કરું, તેમ ન બને ? પાકિટમાં પૈસા પણ ખલાસ થવા આવ્યા હતા. આમ ક્યાં સુધી ચાલશે ? આમ અનેકાનેક વિચારતરંગો મનમાં ઉદ્ભવવા લાગ્યા. ફરીથી બજાર તરફ ગયો. એક દૂધવાળાની દુકાનમાં બેસી દૂધ પીતો હતો. ત્યાં મારી નજર સામેના મોટર કું.ના પાટિયા પર ગઈ. તરત મનમાં ખ્યાલ આવ્યો કે કદાચ મા સાગરમાં ન હોય અને આસપાસના ગામડામાં પણ હોય ! આ કંપનીની મોટરો અહિંથી આસપાસ સો માઈલના વિસ્તારમાં ફરતી હશે. જો ડ્રાઈવરોને ખબર આપી શકાય તો તેઓ પાસેથી કદાચ કંઈ ખબર મળે. આમ વિચારીને મોટર કંપનીના મેનેજર જેવા એક માણસને મળ્યો અને મારી કરુણ કથની કહી સંભળાવી. માનો ફોટો પણ બતાવ્યો અને કહ્યું, "જો કૃપા કરીને આપના ડ્રાયવરોને ખબર આપો તો સારી વાત છે. કોઈ પણ ગામડામાં આ ફોટામાં છે તે માતાજી મળે તો મને તરત જ ધર્મશાળામાં ખબર આપશો તો આભારી થઈશ." તેણે રાજી થઈને હા પાડી. હું આમ મારાથી બનતા પ્રયત્ન કરીને, ધર્મશાળામાં જઈને, નિરાશ થઈને, અવનવા વિચારો કરતો આડો

પડયો. માની લીલાજ અદ્દભુત છે. લગભગ સાંજના ચાર વાગવા આવ્યા હશે. એવામાં મારા નામનો પોકાર કરતો એક માણુસ મારી પાસે આવ્યો. મેં પૂછયું, "કેમ ભાઈ, શું કામ છે?" "તમે તમારી માને શોધો છો ને? એવાં માતાજી અહિંથી નવ માઈલ દૂર, ચિતોરા નામે એક જંગલની વચ્ચે છે. તેમની સાથે બીજાં એક બાઈ અને એક છોકરો છે. મને ચોક્કસ ખબર નથી કે આ તમારાં મા છે કે કેમ?" મેં કહ્યું, "કૃપા કરીને મને તે જગ્યાએ જવા માટે મોટરની વ્યવસ્થા કરી આપો. જો ત્યાં તે માતાજી નહિ હોય તો હું પાછો આવીશ." તેણે બતાવેલી નિશાનીઓ ઘણી ખરી મળતી આવતી હતી. એટલે મનમાં થયું કે મારી મા જ હોવાં જોઈએ. મનમાં બેહદ આનંદની ઊર્મિઓ ઊભરાવા માંડી. મનમાં થયું કે અહા! મારી મા કેટલી દયાળુ છે! પરમકૃપાળુ મા તારો જય હો! ખૂબ આનંદ સાથે મારો સામાન લઈને, મોટરસ્ટેન્ડે જઈને મોટરમાં બેઠો. મોટરને ઊપડવાની થોડી વાર હતી. પ્રત્યેક ક્ષણુ ધૈર્યની કસોટી કરાવી રહી હતી. છેવટે મોટર ઊપડી. લગભગ નવ માઈલ બાદ જંગલમાં મોટર ઊભી રહી. મોટર ડ્રાઈવરે કહ્યું, "સામે જે મકાન દેખાય છે, તેમાં માતાજી રહે છે. તમે અહિં ઊતરી પડો." હું તરત જ ઊતરી પડયો. આ જગ્યાએ ફક્ત એક જ મકાન હતું. આસપાસ કોઈ ગામ કે વસ્તી કાંઈ દેખાતું નહોતું. મનમાં આનંદ તો માતો જ નહોતો. કારણુ થોડી જ ક્ષણોમાં હું મારી પરમધ્યેયસ્વરૂપા, પરમકૃપાળુ માના શ્રીચરણોમાં પહોંચી જવાનો હતો. વાતાવરણુ બિલકુલ શાંત હતું. કયાંયથી એક શબ્દ પણુ

સંભળાતો નહોતો. હું ધીરેધીરે મકાન તરફ ગયો. અંદર જઈને જોયું તો મા વગેરે કોઈ નહેતું. પેટમાં ફાળ પડી. અરે ! શું ઠગાયો ? આગળ ચાલ્યો. બીજા એક ઓરડામાં ગયો અને અંદર જોયું તો અભય સૂતો હતો. અભયને જોયા પછી મનમાં આશાનો સંચાર થયો કે મા તો અહિં જ છે. મકાનમાં માને ન જોયા એટલે બહાર તપાસ કરવા માંડી. ફરથી મા અને દીદી આવતાં દેખાયાં. આનંદસાગર હિલ્લોળે ચઢ્યો. મને જોઈને દીદી તો આશ્ચર્યચકિત થઈને કહેવા લાગ્યાં, " અરે, તું કયાંથી આવ્યો ? આજે જ મા તારા નામનો પોકાર કરતી હતી. માએ બે ત્રણવાર 'કાન્તિ' 'કાન્તિ' કહ્યું હતું." મેં પૂછયું કે "કયો કાન્તિ ? ગુજરાતના કાન્તિને યાદ કરો છો ?" માએ જવાબ આપેલો, 'હા." અને તું તો અહિં આવીને ઊભો રહ્યો. મા પણ મારા તરફ જોઈને હસવા લાગ્યાં. મા નીચે બેઠાં એટલે તરત હું એમની ગોદમાં માથું મૂકીને રડવા માંડયો. હર્ષનાં આંસુ આવતાં હતાં. દીદી, અભય વગેરે મને પ્રશ્નો પૂછવા લાગ્યાં કે તું અજ્ઞાતવાસમાં કેવી રીતે આવ્યો ? પણ હું તો માને મેળવીને, માની ગોદમાં માથું નાખીને, હર્ષાશ્રુઓથી એવો તલ્લીન થઈ ગયો હતો કે મુખમાંથી વાણી નીકળતી નહોતી. મારી આવી અવસ્થા જોઈને માએ આશ્વાસન આપ્યું અને કહ્યું, " જો ઢૂંઢતા હૈ વો પાતા હૈ " અર્થાત્ જે શોધે છે તે મેળવે જ છે. ત્યારબાદ મેં માને મારી શોધની ઐતિહાસિક કહાણી કહી બતાવી.

મારી કહાણી પૂરી થયા પછી પૂ. હરિબાબાએ મને કહ્યું, " તમે તો સાચે જ માના ખૂબ કૃપાપાત્ર છો."

આ બાદ માનો દરબાર વિખરાયો અને મા ભોજન માટે પધાર્યાં. 1-7-3-(1967)(42)

卐

**સમય:** એ જ દિવસની રાત્રે ૮-૧૦

**સ્થળ :** કૃષ્ણકુંજ

અલ્હાબાદમાં મુઠ્ઠીગંજમાં કૃષ્ણકુંજ નામે એક કીર્તનભવન છે. તેના માલિક શ્રી. કનૈયાલાલજી માને તથા પૂ. હરિબાબાને ત્યાં લઈ ગયા. ભક્તોથી કીર્તન-ઘર ચિકાર ભરાઈ ગયું. ખૂબ સુંદર કીર્તન ચાલ્યું. કીર્તન પૂરું થયા બાદ, ભક્તો પૂ. હરિબાબાને પ્રયાગમાં રહેવા માટે ખૂબ પ્રેમપૂર્વક સમજાવવા માંડયા, પરંતુ તેઓશ્રીને બાંધમાં કામ હોવાથી રોકાઈ શકે તેમ નહોતું. એવામાં એક ભાઈએ પૂ. હરિબાબાને પ્રશ્ન કર્યો.

**પ્ર :**–મહારાજ એવો સાબુ બતાવો કે જેથી બધાં પાપ ધોવાઈને સાફ થઈ જાય અને નવાં પાપ થાય જ નહિ.

**હરિબાબા :**–આ પ્રશ્ન માતાજીને પૂછો.

**મા :**–આજે આ શરીરને તો કાંઈ પૂછતા જ નહિ. આજે તો પિતાજી (હરિબાબા)ને જ પૂછો.

**પ્ર :**–(હરિબાબાને) માતાજી તો અહિં હજી થોડા દિવસો રહેવાનાં છે. માતાજીએ જે ઉપદેશ આપ્યો હતો તે પ્રમાણે તો કરી રહ્યો છું. આજે તો આપ જ માર્ગ બતાવો. આથી ખૂબ જ પરોપકાર થશે.

**મા :**–તમે તો ઉપદેશ સાંભળવા માગો છો કે ઉપ-દેશ સંભળાવવા માગો છો ? (બધા હસે છે).

પ્ર:-(માની વાત જાણે સાંભળીજ ન હોય તેમ, હરિબાબાને ઉપદેશ આપતા હોય તેમ બોલી જ રહ્યા છે)

परोपकाराय सतां विभूतयः એટલે મહારાજ, તમારે તો અમને ઉપદેશ આપવો જ જોઇએ.

મા :-ઉપદેશ સાંભળ્યા પહેલાં તેમણે જ ઉપદેશ આપવો શરૂ કર્યો હોય તેમ લાગે છે. (મા હસી રહી છે)

પ્ર :-મહારાજ, આપ પાંચ દસ દિવસ રહી જાઓ. બધાંને ખૂબ જ આનંદ થશે. આપનાથી અમારી શંકાઓ પણ દૂર થશે. તમે જે રસ્તો બતાવશો, તે રસ્તે અમે જવા પ્રયત્ન કરીશું.

હરિબાબા :-માતાજીને પૂછો.

પ્ર :-શ્રી રામકૃષ્ણ પરમહંસે કહ્યું હતું કે, "માને પોકારવાથી મા જલદી અવાજ સાંભળે છે. કોઈ પણ પ્રાર્થના મા સાંભળી લે છે."

પન્નાલાલ : પાપ ધોવાનો સાબુ બતાવો.

હરિબાબા :-જ્યાં સુધી જીવાત્મા પોતાની બુદ્ધિ પ્રમાણે એટલે અહંકારથી ચાલે છે ત્યાં સુધી વાત મુશ્કેલ છે. જ્યારે તે પોતાના સર્વસ્વનું માના શ્રીચરણે સંપૂર્ણ-પણે સમર્પણ કરે છે. ત્યારે બધાં પાપ ધોવાઈને સાફ થાય છે. મા સમર્થ છે. જે વ્યકિત શરણાગતિ લઈને જાય છે તેનો મા સ્વીકાર કરે છે. ભલેને તેનામાં ગમે તેવી જાતનાં પાપ હોય. બચ્ચાનાં મળમૂત્ર મા ધોઈ નાખે છે. જ્યારે શરણાગતિ થશે ત્યારે પાપ ધોવાશે.

પોતાની બુદ્ધિથી પાપ નહિ ધોવાય. 'હરિ મૈં જૈસા તૈસા તેરા' 'હે ભગવાન, હું જેવો છું તેવો પણ તારો જ છું.' જ્યારે આવી રીતનો ભાવ પૂરી રીતે જાગૃત થશે ત્યારે કામ થશે. માના શરણે જાઓ. પિતા કરતાં માનું શરણું સહેલું છે. શક્તિમાન અને શક્તિ એક જ છે. માતાનું હૃદય કોમળ હોય છે. બાળકનું દુઃખ મા જલદી સમજી જાય છે. જ્યાં સુધી શરણાગત નથી થયા ત્યાં સુધી તમારે પોતાના પગ પર ચાલવાનું છે. પરંતુ શરણાગત થઈ ગયા એટલે કે માની ગોદમાં બેસી ગયા, પછી તમારે ચાલવું નહિ પડે. તમને ગોદમાં લઈને મા પોતે જ ચાલશે. ગમે તે પ્રકારે માની ગોદમાં જાઓ. મળથી ભરેલા હો તોયે ગભરાતા નહિ. મા મલ સાફ કરી નાંખશે. નાનું બાળક કોઈ દિવસ વિચાર નથી કરતું કે અરે! મારું શરીર ગંદુ છે, કપડાં મેલાં છે, માની ગોદમાં કેવી રીતે બેસું ? સાધન ભજન જે કંઈ છે તે બધું જ માને સમર્પણ કરી દો. એટલે સુધી કે ભજન નથી થયું, સંસારમાંથી કેવી રીતે પાર થઈશું, આવી જાતની કોઈ પણ ચિંતા ન રાખો. જેવા હો તેવા, સારા હો કે ખરાબ કશાનો વિચાર કર્યા વિના માના શ્રીચરણે જાઓ. ગંગા જળમાં શહેરનું કેટલુંયે ગંદુ પાણી જઈને ગંગાજળ જ થઈ જાય છે ને?

પ્ર :–પૂજન માનસિક કરવું સારું કે ભૌતિક ? મને તો માનસિક પૂજન કરવું ખૂબ ગમે છે.

મા :–હા, કોટ પાટલૂન પણ કાઢવાં ન પડે ખરું ને ? મનમાં ને મનમાં ડૂબકી લગાવવી છે.

હરિબાબા : તમારા ચિત્તને જે સારું લાગે તે કરો.

પ્ર : અરે ! ચિત્ત તો મને ઊંડા ધરામાં ફેંકી દેશે.

હરિબાબા : પહેલાં પહેલાં બહારનાં કર્મો જેવાં કે પૂજન વગેરેની જરૂર છે. ખોટા ભયથી બહારની ક્રિયાઓ છોડવી ન જોઈએ.

પ્ર : મને તો બહારની ક્રિયાઓ નથી ગમતી. કોટ વગેરે પહેરીને ખાવાનું સારું લાગે છે.

હરિબાબા : તમે જો સાચા જ્ઞાનવાન હો તો કંઈજ વાંધો નથી. તમે જ્ઞાનની ખૂબ ઊંચી અવસ્થામાં હો અને ન કરો તો તો ઠીક છે. આળસથી જો તમે ન કરો તો તે સારું નથી.

## પ્રયાગ ત્રિવેણીતટે અર્ધકુંભમેળો

**તા. ૧૭ જાન્યુઆરી ૧૯૪૮–પોષ સુદ ૫, ૨૦૦૪, શનિવાર.**

સવારના ૧૦॥ વાગ્યા સુધી મા કેટલાક ભક્તો સાથે વાતો કરતાં હતાં. ત્યારબાદ મા મુખ્ય શમિયાણામાં આવીને બેઠાં. તે વખતે ખૂબ સુંદર ભજનો ગવાતાં હતાં. મણીદી ગાતાં હતાં તેવામાં માએ તેનાં અપૂર્વ મીઠા સૂરથી ગાવાનું શરૂ કર્યું.

'હે ગોવિંદ, માધવ, જગન્નાથ દીનબંધુ'

માની આ ધૂનથી બધા ભક્તો જાણે મસ્ત ન થઈ ગયા હોય તેમ લાગે છે! એવામાં પૂ. હરિબાબા તેમની ભક્ત મંડળી સાથે માના દરબારમાં હાજર થયા. હરિબાબા સાથે એક મહાપંડિત આવ્યા હતા. તેમણે માઘમેળાનું માહાત્મ્ય કહેવા માંડયું. ત્યારબાદ મનહરભાઈએ મા વિષેનું એક સ્વરચિત ભજન ગાયું.

મૂર્તિમતી કૃપા માત હમારી,
દુર્ગતિનાશિની દુર્ગે મૈયા, કાલવિનાશિની કાલી,
ઉમા, રમા, બ્રહ્માણી, સીતા (૨) રાધા, રુકિમિણી પ્યારી
જનહિતકારી દયા કરો પધારી.......
મૂર્તિમતી કૃપા માત હમારી.
ભક્તપ્રાણરૂપા જનહિતકારી,
રાજરાજેશ્વરી, સર્વઅધીશ્વરી, જગદંબે સુખકારી (૨)
ભુવન ઉજ્જવલા, જનની નિર્મલા, ઉજ્વલ કીર્તિ તુમ્હારી (૨)
મૂર્તિમતી કૃપા માત હમારી.
વારી વારી મૈં તન, મન, ધન સબ વારી વારી,
દીન, હીન મૈં બાલક મૈયા, આયે શરણુ તુમ્હારી,
પૂજા, ભેટ કછૂ નહિ જાનત (૨) યહ મનહરન ભિખારી
મૂર્તિમતી કૃપા માત હમારી.

આવતી કાલના નવા કાર્યક્રમ અંગેની ચર્ચા ડૉ. પન્નાલાલ સાથે ચાલી. એક કથા પ્રસંગે પૂ. હરિબાબાએ એક સુંદર વાત કરી.

એક ચોર ચોરી કરીને જઈ રહ્યો હતો. રસ્તામાં એક મહાત્મા કથા કરી રહ્યા હતા. ચોરનો હૃદયપલટો થયો. મહાત્માને ગુરુ કરીને મંત્ર લીધો. ગુરુજીએ કહ્યું, "આજથી તારો હવે નવો જન્મ છે. ચોરી કરીશ નહિ." રાજાના સિપાઈઓ ચોરને પકડવા પાછળ જ આવતા હતા. તેમણે ચોરને પકડી પાડયો અને રાજાની પાસે લઈ ગયા. રાજાએ પૂછ્યું, "તેં ચોરી કરી છે?" ચોરે જવાબ આપ્યો, "સાહેબ, મેં આ જન્મમાં ચોરી કરી જ નથી." એ દિવસોમાં ચોરની પરીક્ષા કરવા માટે લોઢાનો લાલઘૂમ તપાવેલો ગોળો હાથમાં આપવામાં આવતો. જો તે સાચે

જ નિર્દોષ વ્યક્તિ હોય તો તે અંગારા જેવો ગોળો હાથમાં મૂકવામાં આવતાં જ શાન્ત થઈ જતો. પેલા ચોરને લોઢાનો ગોળો હાથમાં લેવાનું કહેવામાં આવ્યું. ચોરે એ ગોળો હાથમાં લઈને કહ્યું, "જો મેં આ જન્મમાં ચોરી ન કરી હોય તો તું શાંત થઈ જા." આશ્ચર્ય સાથે જણાયું કે આવો અંગાર જેવો ગોળો તેના શબ્દોથી શાંત થઈ ગયો. અહા! ગુરુના વચનમાં કેટલી અગાધ શ્રદ્ધા! ગુરુ દીક્ષા થઈ ગયા પછી તો તેનો નવો જન્મ જ થયો હતો. ચોરી તો એણે ગયા જન્મમાં એટલે ગુરુ કર્યા પહેલાં કરી હતી.

સાંજે ૪ થી ૬ સુધીમાં માની હાજરીમાં જ મુખ્યત્વે ભજનો ગવાયા. રાત્રે પૂ. હરિબાબા તથા તેમના ભક્તોનું ઊભાં ઊભાં સુંદર કીર્તન થયું.

## પ્રયાગ-ત્રિવેણીતટે-અર્ધકુંભમેળો

તા. ૧૮ જાન્યુઆરી ૧૯૪૮—પોષ સુદ ૭, ૨૦૦૪, રવિવાર

આજે સવારે લગભગ ૫॥ વાગ્યે પૂ. હરિબાબા અને તેમની ભક્ત મંડળીએ સુંદર કીર્તન શરૂ કર્યું. કીર્તનનો અવાજ માના કાને પહોંચતાં જ મા આવી પહોંચ્યાં. સુંદર કીર્તન ચાલી રહ્યું હતું.

શ્રીકૃષ્ણ, ચૈતન્યપ્રભુ, નિત્યાનંદ,

હરે કૃષ્ણ, હરે રામ, શ્રીરાધેગોવિંદ

બધા ઊભા ઊભા કીર્તન કરતા હતા. મા પણ કીર્તન પૂરું થતાં સુધી ઊભાં જ રહ્યાં. પૂ. હરિબાબા ઘંટ વગાડતા જાય, નાચતા જાય અને સુંદર કીર્તન કરતા જાય. એમના ઘંટના તાલે તાલે આખી મંડળી નાચે અને કૂદે. અપૂર્વ આનંદોત્સવ જાણે ન ચાલતો હોય! કીર્તન લગભગ એક કલાક ચાલ્યું. ત્યારબાદ પૂ.

હરિબાબા બાંધ જવા માટે તૈયાર થયા. માએ સુંદર રીતે સન્માનપૂર્વક વિદાય આપી. પૂ. બાબાએ માને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. માએ પણ સામા પ્રણામ કર્યાં. પૂ. બાબાએ માને બાંધ આવવા માટે આગ્રહ કર્યો. માએ કહ્યું, "જો કોઈ આકસ્મિક બાધા-વિઘ્ન નહિ આવે તો તે નક્કી કાર્યક્રમ પ્રમાણે જ થશે." ત્યાર બાદ મા પણ પૂ. બાબા સાથે ડૉ. પન્નાલાલને ત્યાં ગયાં. મા લગભગ ૧૧ વાગ્યે પાછાં ફર્યાં. ૧૧ થી ૧૨ સુધી માની હાજરીમાં દેવીભાગવતપાઠ થયો. ૧૨ થી ૪ાા સુધી ભોજન, આરામ, તથા ભક્તો સાથે ખાનગી વાર્તાલાપ થયો.

સાંજે પૂ. ગોપાળ ઠાકુર માના દર્શને આવ્યા. માને ખબર પહોંચતાં મા તરત જ બહાર આવ્યાં. બન્ને વચ્ચે સામાન્ય વાર્તાલાપ થયો. 'જય હૃદયવાસિની'નું ભજન, કીર્તન થયા બાદ મા તેમની કુટીરમાં ગયાં. માના દર્શનાર્થે અલ્લાહબાદ હાઈકોર્ટના ન્યાયાધીશ શ્રી. શંકર-શરણ આવ્યા. મા, ડૉકટર પન્નાલાલ અને શંકરશરણ વચ્ચે વાર્તાલાપ ચાલ્યો. મા વાતવાતમાં કહ્યા કરે છે, "તે તે જ છે. એક જ આત્મા છે." ડૉ. પન્નાલાલ, શંકર-શરણને માને પ્રશ્ન પૂછવા કહે છે.

શં. શ.—હું કોઇ પણ મહાત્મા પાસે જાઉં છું ત્યારે કંઇ જ પ્રશ્નો પૂછતો નથી. કારણ મહાત્માઓ P. H. D. થયેલા હોય છે અને હું હોઉં છું એકડિયામાં. શું પૂછું? હું થિયોસોફિસ્ટ છું. એનીબિસેંટ, શ્રી કૃષ્ણમૂર્તિ વગેરેના સંપર્કમાં પણ આવ્યો છું, પરંતુ મેં ભાગ્યે જ કોઈને પ્રશ્ન પૂછયો હશે.

મા–( માએ વચ્ચે જ પૂછ્યું ) તમારું નામ શું ?

શં. શ.–મારું નામ શંકરશરણ.

મા–વાહ ! નામ તો ઘણું જ સરસ છે.

શં. શ.–મને શંકર ભગવાન ઘણા પ્રિય છે. મારા દાદા મને નાનપણમાં કહેતા કે ભગવાન રામે સીતાનો ત્યાગ કર્યો. કૃષ્ણ ભગવાને પણ કંઈક ઈલમકપટ કર્યાં. ફક્ત શંભુબાબા બિચારા ભલાભોળા આદમી હતા. તેઓ પોતાના જ ભક્ત ભસ્માસુર જેવાના હાથમાં ફસાઈ ગયા. તેમને વિષ્ણુ ભગવાને આવીને બચાવ્યા. અમારા ઘરમાં બધાનાં નામ શંકર નામ પર જ રાખ્યાં છે.

મા–સુંદર વાત છે. તમે જે હમણાં કહ્યું કે P. H. D-વાળા પાસે જઈને શો પ્રશ્ન કરું ? આ ઠીક વાત છે, પરંતુ તેમાં પણ એક વાત છે. હજી સાચી આધ્યાત્મિક તરસ લાગી નથી. જો માણસને સાચી તરસ લાગે તો તે ગમે ત્યાંથી પાણી મેળવવાની કોશિષ કરે છે.

શં. શ.–આપની વાતો સાંભળીને તરસ વધતી જતી હોય તેમ લાગે છે. માતાજી, બતાવો, મહાન આત્માઓથી પર શું વસ્તુ છે ?

મા–મહાત્માઓથી પર વસ્તુ એટલે શું ?

શં. શ.–મહાત્મામાં અને પરમાત્મામાં શું ફેર છે ?

મા–પિતાજી, મહાન આત્મા જ પરમાત્મા છે. આત્મા તો એક જ છે. જેવી રીતે મેલું જળ અને શુદ્ધ જળ, તેવી રીતે જીવાત્મા અને પરમાત્મા.

શં. શ.– (વચ્ચે બોલી ઊઠયા) માતાજી, મને તમે પિતાજી કહીને ન બોલાવો, પુત્ર કહીને બોલાવો. મારામાં જે ગંદકી છે, તેને તો હું પોતે જ સારી રીતે જાણી

શકું. મારા સિવાય બીજો કોઈ મારો મેલ ન સમજી શકે. હવે મારે પોતે જ મારા મેલને દૂર કરીને સારા થવા માટે પ્રયત્ન કરવો રહ્યો. આ શું શકય છે?

મા—સંસારમાં સંસારની શારીરિક વ્યાધિઓને દૂર કરવા માટે ડૉકટરો હોય છે. તમારામાં શું રોગ છે તે તમે નથી જાણતા હોતા, પરંતુ ડૉકટર તમને જોઈને સમજી જાય છે કે તમારામાં શું રોગ છે. તે રોગ અનુસાર દવા આપે છે. ભગવાનના રાજ્યમાં પણ ડૉકટર હોય છે. તે ડૉકટરને પણ તમારા કરતાં વધારે ખબર હોય છે. તે ભવવ્યાધિની દવા આપે છે. તે ભગવાન રૂપી ડૉકટરની દવા લેવાથી ઠીક થઇ જાય છે.

શં. શ.—અમે લોકો તો કોઈ વખત હોમીઓપથી, તો વળી કોઇ વખત એલોપથી, એમ ભિન્ન ભિન્ન દવાઓ લઈએ છીએ.

મા—એક જ ડૉકટરને પકડવો જોઈએ.

એવામાં માને જમવા જવાનો વખત થયો, તેથી શંકરશરણે માને કહ્યું, "માતાજી, તકલીફ માટે ક્ષમા કરજો."

મા—મને તકલીફ કેવી? હું તો સૂઈ જ રહી હતી. તકલીફ તો તમને પડશે. કારણ તમારે તો હજી ચાલવાનું છે.

પછી તેઓશ્રી માતાજીની વિદાય લઈને ગયા.

કોણ જાણે શાથી માના મુખ પર ખૂબ ગંભીર ભાવ દેખાય છે. કુટીરમાં માની પાસે ચાર પાંચ બહેનો, હું, હીરુ, તથા શાન્તિભાઈ બેઠાં છીએ. માના ગંભીર ભાવથી અમે બધાં શાન્ત, ચૂપચાપ બેઠાં છીએ. મા વાત કરવા જાય છે પરંતુ જાણે શબ્દો બરોબર બોલાતા નથી. મા છોકરીઓને

કહે છે, "સવારે તમે કીર્તન કરજો. વારાફરતી એકએક જણુ કરજો. સવારે ૯ાા વાગ્યે છોકરાઓ કીર્તન કરશે. અહિં વખત નકામો ન જવો જોઈએ. ધ્યાન, જપ, કીર્તન, જેણે જે લીધું હોય તે, યોગ્ય રીતે કરે. આ કુંભમાં ઓછામાં ઓછા એક લાખ જપ થવા જોઈએ." ત્યારબાદ મા જમવા પધાર્યાં. મા જમીને આવ્યા બાદ લગભગ ૯ાા સુધી હું મા પાસે જ હતો. પછી મા સૂતાં.

## પ્રયાગ-ત્રિવેણીતટે-અર્ધકુંભમેળો

તા. ૧૯ જાન્યુઆરી ૧૯૪૮—પોષ સુદ ૮, ૨૦૦૪, સોમવાર

માનો દરબાર સુંદર જામ્યો છે. ભક્તો માને વિધ વિધ પ્રકારના પ્રશ્નો પૂછવાનો આરંભ કરે છે.

પ્ર.—માથામાં જ્યારે દર્દ થાય ત્યારે પૂજા કરવાનું મન થતું નથી. જપ, ધ્યાન વગેરે બંધ થઈ જાય છે.

મા—મનની વાત છે. જ્યાં સુધી બોલવાની શક્તિ છે, સંસારનાં બીજા કર્મો પણ માથામાં દર્દ હોય ત્યારે પણ થઈ શકે છે, તો ભગવાનની પૂજા શા માટે ન થઈ શકે ? ભગવાનના નામનો જપ કરતી વખતે જ બધી અશક્તિ આવી પડે છે ?

પ્ર.—દુનિયાનું કામ તો કરવું જ પડે છે. કર્યા વગર છૂટકો નથી,

મા—આ કામ પણ કરવું જોઈએ. મનમાં તુલના કરવી જોઈએ કે જ્યાં સુધી મારામાં બીજાં કામ કરવાની શક્તિ છે; અહિંતહિં પગે ચાલીને ફરી શકું છું, ખાવા માટે ઊઠી શકું છું, હાથ પગ પોતાનું કામ કરે છે, તો શા માટે ભગવન્નામનો જપ છોડી દઉં ?

પ્ર.–નોકરીએ તો જવું જ પડે. સ્ત્રી કહે તેના કામ તો કરવાં જ પડે. એક દિવસ પૂજા તો છોડી શકાય તેથી શું ?

મા–તમારે સમજવું હોય તેમ સમજો. મારો દિમાગ તો ખરાબ છે. જો કોઈ કર્મ છોડવું હોય તો ખરાબ કર્મને છોડી દો. દુઃખમય કર્મનો ત્યાગ કરો. તમે જે કહો છો તે તો સંસારદૃષ્ટિ છે, એટલે એવું દેખાય છે. પરમધન પરમાત્માની તરફની દૃષ્ટિમાં આ વાત નથી. પરમધન પમાત્માના માટે જ કંઈ શક્ય હોય તે બધું કરવું જોઈએ.

એક બહેન–જો પરમધનની તરફ જ એકતાન રહેવા જઈએ છીએ તો પતિ અને પુત્ર અમારા પર ગુસ્સો કરે છે.

મા–ભગવાનના ભજનમાં બેઠા હો તો પતિ અને પુત્રનો ડર રહે ? મન તેઓમાં રહે એ પૂજા કેવી ? સંસારમાં રહેતાં રહેતાં પતિ, પુત્રની સેવા પણ ભગવદ્‌-રૂપથી કરવી જોઇએ. પતિની સેવા ભગવાનની માફક કરવી જોઈએ. પુત્રની સેવા કરતી વખતે સમજવું જોઇએ કે હું બાળગોપાળની સેવા કરી રહી છું. જ્યાંસુધી મનમાં ડર હોય છે, ત્યાં સુધી સેવા થતી નથી. 'તત્' દૃષ્ટિથી સેવા કરવી જોઈએ.

પ્ર–પરમધનની પ્રાપ્તિ કરવા જતાં સ્વામી અને પુત્ર ભૂખ્યા રહી જાય એ કેવું ? સ્વામી ઉત્તમમધ્યમ કરશે એટલે કે મારશે.

મા–અરે, ભૂખ્યા રહેશે ત્યારે જોયું જશે. પહેલા 'તત્'બુદ્ધિથી સેવા તો કરો. 'તત્'બુદ્ધિથી સેવા કરવા જતાં

પતિ ભૂખ્યા નહિ રહે. માળા લઈને જપ કરવા બેસો, અને પુત્ર–પતિ ભૂખ્યા રહી જાય, તે ન બની શકે. આવી રીતે 'તત્'બુદ્ધિથી બધાંની સેવા કર્યે જાઓ.

પ્ર૦–જો કદાચ પતિની ધમકી અને ગાળોનો અવાજ, પૂજા સમયે કાંનમાં સંભળાય તો?

મા–તો સમજવું જોઈએ કે હજુ પરમધન પરમાત્મામાં મન રહેલું નથી. કોઈ જો આમ કરવા જતાં મારે તો સમજવું કે ભગવાન જ મને મારી રહ્યો છે. સાંભળો, એક નાનકડી વાર્તા કહું. એક વખત એક માતૃભક્ત મહાત્મા રસ્તા પર થઈને જતા હતા. તે સંપૂર્ણ રીતે જ્ઞાનની મસ્તીમાં ચાલ્યા જતા હતા. એકલા એકલા જ કોઈ વખત હસતા અને નાચતા. તે વખતે એ રસ્તા પર થઈને એક ફેશનેબલ પતિપત્નીનું જોડું પસાર થઈ રહ્યું હતું. મહાત્મા તો એમના ભાવની મસ્તીમાં હસતા હસતા ચાલ્યા જતા હતા. પેલી સ્રીને લાગ્યું કે આ મહાત્મા મારા સામું જોઈને હસે છે, મારી મશ્કરી કરે છે. તેણે આ વિષે તેના સ્વામીને ફરિયાદ કરી. પતિ ઘણો ગુસ્સે થઈ ગયો અને બિચારા પેલા નિર્દોષ મહાત્માને મારવા લાગ્યો. તેમને લોહીલોહાણ કરી મૂકયા. મહાત્મા તો હસ્યે જ જતા હતા. એટલામાં કોઈ એક ભકત રસ્તા પર થઈને પસાર થતા હતા. તેમણે આ મહાત્માને પૂછ્યું, "મહારાજ, તમને કોણે માર્યા? અરે, આટલું બધું લોહી શેનું?" મહારાજે હસતાં હસતાં જ કહ્યું, "મને માએ માર્યો." આવો સુંદર નિઃસ્પૃહ ઉત્તર સાંભળીને પેલાં ફેશનેબલ દંપતીને આશ્ચર્ય સાથે દુઃખ થયું. તે બન્ને તરત જ મહાત્માજીનાં

ચરણોમાં પડયા અને ક્ષમા માગવા લાગ્યાં. આવી રીતે શત્રુભાવે પણ જો ભગવાનને શરણે જાય, તો પણ તેનું કામ થઈ જાય છે. માએ માર્યો. અરે! માર્યો તો પણ કોણે? હે ભગવાન, તું જ આ રૂપે મને મારે છે.

એક વખતે એવું બન્યું કે ભોળાનાથજી* મારી પાસે બેઠા હતા. એવામાં મારું ખૂબ હસવાનું શરૂ થયું. કોઈ પણ રીતે હસવાનું બંધ થતું જ નહોતું. એટલે ભોળાનાથજીએ ખીજાઈને કહ્યું, "રાખ, હવે તારું બ્રહ્મજ્ઞાન." મેં કહ્યું, 'અરે! ભગવાન! તું જ આ રૂપમાં આવીને મને આવું કહી રહ્યો છે! આવું સાંભળતાં ફરી તે બોલ્યા, "રાખ, રાખ, હવે તારું બ્રહ્મજ્ઞાન."

બપોરે આરામ કર્યા બાદ મા લગભગ ૪ા વાગે મોટા તંબૂમાં આવીને બેઠાં. ભકતોએ પ્રશ્નો પૂછવા શરૂ કર્યા.

પ્ર—ગંગાકિનારે રહીએ છીએ છતાં શા માટે અમે લોકો કૂવાનું પાણી પીએ છીએ? આવાં ભાગ્યહીન શા માટે?

મા—એ જ વાત છે ને? તમે લોકો અમૃતનાં સંતાનો થઈને મૃત્યુ તરફ શા માટે જઈ રહ્યા છો?

પ્ર.—અમૃતને શોધવાની ઇચ્છા જ અમારા લોકમાં નથી.

મા—રાજાના સંતાન છો છતાંયે ભિખારી જેવા રહો છો? માગવું શા માટે?

પ્ર.—તમે બતાવો મા, શા માટે આમ ભમીએ છીએ?

---

*ભોળાનાથજી: માના પતિદેવનું નામ શ્રી. રમણીમોહન ચક્રવર્તી હતું. પણ પાછળથી માએ તેમનું નામ ભોળાનાથજી પાડ્યું હતું.

મા—આવું તો ન જ થવું જોઈએ. રાજાના પુત્રે રાજાની માફક રહેવું જોઈએ. તમારી જમીનદારીને સમજો. જમીનદારી એટલે પોતાનું સ્વરૂપ. પોતાના સ્વરૂપને ઓળખવા માટે કોશિષ કરો.

પ્ર.—સ્વરૂપનો કેવી રીતે પ્રકાશ થાય ?

મા—કેવી રીતે પ્રકાશ ? આ પ્રશ્ન જ વારંવાર મનને પૂછ્યા કરો. નાનપણમાં પિતામાતા બાળકો માટે બધી વ્યવસ્થા કરે છે. જે ભણવાથી જ્ઞાન પ્રાપ્ત થાય તેવી વિદ્યા ભણાવે છે. તેવી રીતે તમે પણ તમારા મનને સમજાવો, શિખવાડો. આમ કરવાથી સ્વરૂપપ્રાપ્તિમાં મદદ થાય છે. ભગવાન તો સ્વયંપ્રકાશ છે. ભગવાનને પ્રાપ્ત કરવાની કોશિષ કરવી જોઇએ. કોશિષ કરવાથી તેનો પ્રકાશ થશે. પોતાના સ્વરૂપની પ્રાપ્તિ માટે જો મનને એકતાન નહિ કરો તો એક મોટી ભૂલ કરી રહ્યા છો.

પ્ર.—અહિં ખ્યાલ આવે છે કે....( વચ્ચેથી મા બોલે છે)

મ—તમે લોકો ઘેર જવા પ્રયત્ન જ કયાં કરો છો ? તમે તો બહાર ચાલ્યા જાઓ છો. પોતાના સાચા ઘરમાં જાઓ. ત્યાં તો પ્રકાશ જ પ્રકાશ છે. પોતાના ઘરમાં જવા માટે ' ક્યારે 'નો પ્રશ્ન જ નથી ઊભો થતો. જ્યારે ખ્યાલ આવે ત્યારે તરત તે તરફ ચાલવા માંડો.

પ્ર.—જો સંસારનો ત્યાગ કરવામાં ન આવે તો સાધનામાં વિક્ષેપ આવે છે ?

મા—કામ શરૂ કરી દો. પહેલાં એક વાર વિક્ષેપને આવવા દો ને ! પછી વિક્ષેપને હટાવવાની વાત. રસ્તામાં ચાલ્યા વગર જ વિક્ષેપની વાત આગળ શા માટે લાવો છો ? આ જ મુશ્કેલ વાત છે. પહેલેથી જ વિક્ષેપનું ધ્યાન

ધરવામાં આવે છે. જે જેવું ધ્યાન કરે છે તે તેવું મેળવે છે. વિક્ષેપનું ધ્યાન કરો એટલે વિક્ષેપ જ મળેને ? ધ્યાન કરવું હોય તો પોતાના ભગવાનનું ધ્યાન કરો.. ખ્યાલ રાખવો જોઈએ કે ચોવીસે કલાક પોતાના લક્ષ્ય તરફ જ વધારે ધ્યાન રાખવું જોઈએ. ધ્યાનથી લક્ષ્ય પૂર્ણ થાય છે. લક્ષ્યપતિ ( ભગવાન ) પોતે જ આપણા લક્ષ્યને પૂર્ણ કરે છે.

પ્ર.—લક્ષ્યપતિ એટલે શું ?

મા—સ્વયં ભગવાન જ પૂર્ણ કરે છે. તેનો સ્વભાવ જ એવો છે. અખંડ ધ્યાન, અખંડ જપ, અખંડ સ્મરણથી શું થાય છે ? અખંડ પ્રકાશ, અખંડ પ્રાપ્તિ થાય છે ?

પ્ર.—એક જન્મમાં જ લક્ષ્યપ્રાપ્તિ થઈ શકે છે ?

મા—જન્મ તમે શેને કહો ? જન્મ કેટલો લાંબો પહોળો હોય છે ?

પ્ર.—ખૂબ નાનો.

મા—જો ભગવાનની કૃપા થાય તો, એક ક્ષણમાં પણ લક્ષ્ય પ્રાપ્તિ થઈ શકે છે.

પ્ર.—એવી કૃપા કેવી રીતે થાય ?

મા—તમે હજી જ્યાં બીજ જ વાવ્યું નથી ત્યાં ફળ કેવી રીતે મળે ?

પ્ર.—બીજ જ ક્યાંય મળતું નથી.

મા—બીજ નથી મળતું એ વાત ખોટી છે.

પ્ર.—આજ્ઞા વગર કેવી રીતે થાય ?

મા—જે જે આજ્ઞાઓ તમે મેળવી છે, તેને તો અમલમાં મૂકવા પ્રયત્ન કરો. હરતાં, ફરતાં, વાતો કરતાં તે આજ્ઞાનું પાલન કરતા જાઓ. બધાં કામમાં સ્ફૂર્તિ

આવવી જોઈએ. ઢીલાશથી ઢીલા જ રહી જવાય છે. ભગવત્પ્રાપ્તિ માટે સ્ફૂર્તિથી ચાલવું જોઈએ.

પ્ર–કોઈ પણ સંજોગોમાં હિંસા કરવી જોઈએ કે નહિ ?

મા–હિંસા કદી કરવી જ ન જોઇએ. તેમાં વળી સંજોગની વાત કેવી ? હિંસા કરવી જ ન જોઈએ.

પ્ર–પિસ્તોલ રાખવાની શું જરૂરિયાત નથી ?

મા–ભગવાન પર નિર્ભર રહેવું એ જ સાચી પિસ્તોલ છે.

પ્ર–ફૂલ તોડવું તે હિંસા નથી ?

મા–શાક ખાવામાં હિંસા નથી ? જ્યાં સુધી શાક ખાવામાં હિંસા માલૂમ ન પડે ત્યાં સુધી ફૂલ તોડજો.

પ્ર–માછલી ખાવામાં હિંસા નથી ?

મા–જ્યાં માછલી, ફળ, શાક વગેરે ખાય છે ત્યાં તેને હિંસાદૃષ્ટિથી જોઈએ તો હિંસા છે જ. બીજી દૃષ્ટિએ પ્રાણરક્ષા માટે લેવામાં આવે છે એટલે હિંસા નથી. જો ભગવત્પ્રાપ્તિ માટે પ્રાણરક્ષા કરતા હો તો સારી વાત છે. મેં સાંભળ્યું છે કે જૈન ધર્મમાં રાત્રે ખાવાની મનાઈ છે, કારણ રાત્રે કીટ, પતંગિયાં વગેરેની હિંસા થાય છે. શાસ્ત્રના વિધિનિષેધોને માનીને ચાલવા જશો તો આપમેળે સમજાશે. જો હિંસાનો વિચાર કરવા જાઓ તો શેમાં હિંસા નથી ? બીમારી વખતે દવા લો છો, તેમાં પણ હિંસા છે. બીમારી દૂર કરવા ઈન્જેકશન લો છો, તે પણ હિંસા છે. કયા કાર્યમાં શું કરવું જોઈએ તેની વિધિ હોય છે. વળી પાછો એવો પણ નિયમ છે કે आतुरे नियमो नास्ति । (આપદ્ધર્મમાં નિયમનો અપવાદ કરી શકાય છે). અસુખાવસ્થામાં કોઈ પણ નિયમ ન પાળવામાં આવે તો પણ ચાલે. પશુવધ કરે છે

તે પણ હિંસા છે. બલિદાન પણ કરવામાં આવે છે. આ બધું કરવાનું કંઈ ને કંઇ કારણ જરૂર હોય છે. ભિન્ન ભિન્ન જગ્યાઓના ભિન્ન ભિન્ન નિયમો હોય છે. ઉદાહરણ તરીકે બંગાળમાં એવો રિવાજ છે કે પહેરણ પહેરીને પૂજા ન થઈ શકે, પરંતુ જો પહાડી પ્રદેશમાં જાઓ તો ત્યાં તો પાયજામો, કોટ, ટોપી બધું પહેરીને પૂજા કરે છે. કયા દેશમાં કયો નિયમ પાળવો જોઈએ, એ બધું શાસ્ત્રમાં લખેલું છે. એક ફક્ત ભગવત્ પ્રાપ્તિ માટે ખોરાક, પીણું, કપડાં વગેરેના કોઇ પણ નિયમો નથી. ભગવત્ પ્રાપ્તિ માટે જે કંઈ કરવામાં આવે તે બધું ઠીક છે. અધિકાર અનુસાર પણ નિયમો હોય છે. અધિકાર પ્રાપ્ત થતાં જ બધી વસ્તુઓ પ્રાપ્ત થાય છે. શાક, ફળ વગેરે ખાવામાં હિંસા છે. જેને જે વાતમાં હિંસા માલૂમ પડે તેને ત્યાં જ હિંસા છે. હિંસાનો વિચાર કરો તો બધીયે વાતમાં હિંસા આવશે. // ૧૨-૯-'૬૭.

(44) પ્ર.—જો મારે વિદેશ જવાનું થાય તો મારે માંસ, માછલાં ન ખાવાં જોઇએ? આવશ્યકતા હોય તો પણ?

મા—ભગવત્પ્રાપ્તિ માટે જો જરૂરિયાત લાગે તો ખાઈ શકો છો.

પ્ર.—મારી બુદ્ધિથી તમારી વાત સમજમાં નથી આવતી.

મા—જે ચીજનો જેવો ઉપયોગ કરશો તેનું તેવું ફળ મેળવશો. જો તમે માંસ, માછલી ન ખાતા હો તો ન ખાઓ. વિદેશના લોકો ખાતા હોય તો ભલે ખાય. તે દેશનાં હવાપાણી તેમને માફક આવે, એટલા માટે તે ખાતા હોય છે. તેઓ તે દેશમાં જન્મ્યા છે એટલે ભલે ખાય. તેમાં તેમને વાંધો નહિ આવે. તમારે જે નિયમ

હોય તેનું તમે પાલન કરો. એ દેશમાં પણ માંસ માછલી ખાવા છતાં મહાપુરુષો નથી થતા ? જે ખાવાથી, જે પીવાથી, ભગવત્ પ્રાપ્તિ થાય તે કરો. તમે વિદેશ જાઓ તો તમારે તે બધું ખાવું જ પડશે એવો કાંઈ નિયમ નથી હોતો. જે ભક્તોને પ્રસાદ ખાવાનો અભ્યાસ છે, તેઓ જો વિદેશ જાય તો ત્યાં પણ ભગવાનને ભોગ ધરાવીને જ ખાય છે. ત્યાં જઈને જેઓ માંસ, માછલાં ખાતા થઈ જાય છે તેઓ તો ફક્ત લાલચથી જ ખાતા હોય છે–(જીભના સ્વાદ માટે ખાય છે.)

આમ માનો વાર્તાલાપ ચાલી રહ્યો છે, એટલામાં સ્વામીશ્રી શરણાનંદજી ( પ્રજ્ઞાચક્ષુ ) માની પાસે આવી પહોંચ્યા. ભક્તોએ તેમને આદરપૂર્વક આસન પર બેસાડયા.

પ્ર–ચાલતાં, ફરતાં ખ્યાલ રાખવો જોઈએ કે કોઈ જીવ, જંતુ, કીડી, મંકોડા વગેરે પગ નીચે આવીને કચડાઈ ન જાય ?

મા–જો આવો ખ્યાલ રહે તો સારી વાત છે. અગર તેના કરતાં વધારે સારો ખ્યાલ રાખો કે કીડી, મંકોડા વગેરે બધાં ભગવાનનાં જ સ્વરૂપો છે. તેઓ જો પગ તળે કચડાઈ જાય તો 'તત્'બુદ્ધિથી નમસ્કાર કરો.

ત્યાર બાદ મા અને શરણાનંદજી વચ્ચે સામાન્ય વાતો થઈ. માએ ઉપરના પ્રશ્નો અંગે સ્વામીજીને વાત કરી.

મા–(શરણાનંદજીને) પિતાજી, હવે તમે બતાવો.

શરણાનંદજી–(વાત્સલ્ય નીતરતા સ્વરે) મા !

મા–પિતાજી !

શ૦—જેઓ માંસ નથી ખાતા તેને તમે શાકાહારી કહો છો. મૂળ વાત તેના ભાવમાં છે. એક માણુસ માંસ ન ખાય અને આખા આદમીને ખાઈ જાય! જબરજસ્ત રાજ્યધુરંધરો મોટી મોટી લડાઈઓ કરાવે છે, તે હિંસા નથી? એક તરફથી ફૂલ તોડતાં હિંસા થઈ જાય છે, બીજી તરફથી તે જ લોકો મધ્યસ્થ ધારાસભામાં જઈને એવો ધારો તૈયાર કરે છે કે જેથી લાખો કરોડો માણુસો પાયમાલ થઈ જાય! આ કયા પ્રકારની અહિંસા? હિત અહિતને વિચારવું જોઈએ. હિત કોને કહેવાય? ધર્મ યુદ્ધમાં તમે સેનાપતિ હો અને લાખો માણુસોને મારો તો પાપ નહિ લાગે. સ્વાર્થદૃષ્ટિથી અથવા પોતાની મોજને ખાતર એક જંતુને અથવા એક કીડીને પણ મારો તો તેમાં હિંસા છે. કમાઈને ખાનાર વ્યક્તિ હિંસા કરે છે, જ્યારે ભિક્ષા કરનાર વ્યક્તિ અહિંસા કરે છે. હિંસા દ્વારા અહિંસા તરફ જવાય છે. પૂર્ણ અહિંસા આવી જતાં વ્યક્તિનું અભિમાન રહેતું નથી. ભોજનની બાબતમાં તો માંસ કરતાં શાક તરકારીમાં ખૂબ લાભ છે. ધ્રુવપ્રદેશના માણુસો માછલી વગેરે ખાય છે. ત્યાં એ જ અન્ન છે. અન્ન થોડું ખાશો તો વાંધો નથી. શાક વધારે ખાતા રહો.

પ્ર—દૂધ પણ રક્તનું જ એક સ્વરૂપ છે ને?

મા—ગાયની સેવા કરીને દૂધ લઈ લો. ગાયના ઋણી બનીને દૂધ ન લેવું જોઈએ. દૂધમાં હિંસા નથી.

પ્ર—મહાપાપીની સાથે હિંસા રાખવી જોઈએ?

મા—મહાપાપી તો આપણે છીએ કે આ નશ્વર શરીરને આત્મા માની બેઠા છીએ. પિતાજીએ સરસ વાત કહી કે પોતાનું અહિત પોતે જ કરે છે.

શ.—(થોડી વાર સુધી પ્રશ્નકર્તાને સમજાવ્યા બાદ કહે છે) મા જો હિંસા કરવાની ના કહે તો ન કરો. પરંતુ મનમાં જો મારવાનો ખ્યાલ રહે તો તે સારો નથી. 'મા જો કહે તો મારું' આ વિચાર પણ સારો નથી.

પન્નાલાલ—માની પાસે તો બીમાર માણસો જ આવે છે.

શ.—મનુષ્ય સારો થયા પછી પણ માની પાસે આવે છે.

મા—આ વાત સારી છે. હું તો તમારી નાનકડી છોકરી છું એટલે તમે મને લાડમાં 'મા' કહીને બોલાવો છો ?

શ.—જે મનુષ્ય સારા નથી હોતા તેઓ સંતોથી હંમેશાં વિમુખ રહે છે. જ્યારે તેઓ સત્સંગ કરે છે, ત્યારે તેઓ સારા જ છે. નહિતર અહિં આવે શું કામ ?

મા—ભૂલ રહે તો ડર થાય છે. એવું થવું જોઈએ કે ભૂલનો પણ જડમૂળથી નાશ થઈ જાય. જ્યારે ભૂલનો જડમૂળથી નાશ થશે ત્યારે જ સત્યનો પ્રકાશ થશે.

પન્નાલાલ—અમે બધા થોડા જ ભૂલને ભૂલ સમજીએ છીએ ? એક વાર જો ભૂલથી અહિ આવી ગયા તો પણ બીજી વાર પાછું ભૂલથી આવી જવાય છે.

શ.—પતંગિયું દીવા પાસે જતાં જ આગમાં પડીને દાઝે છે. છતાં પણ પાછું તે દીવાને દેખતાં જ તેની પાસે દોડે છે.

મા–પિતાજી બધું જાણે છે. હું તો નાની બાળકી છું ખરું ને? શું જાણું?

પન્નાલાલ–મા આપણને બધાંને ભૂલાવામાં નાખે છે.

ત્યાર બાદ 'અવગુણ ચિત્ત ન ધરો'નું ભજન ગવાયું. ભજન સાંભળ્યા પછી શરણાનંદજીએ કહ્યું, "નાદાર થઈ જાઓ તો ભગવાન તમારા અવગુણને ચિત્ત પર નહિ ધરે. પરંતુ મનુષ્યો તો પોતાનો ન્યાય પોતે જાતે જ તોળવા જાય છે."

પ્ર.–અમે તો ભૂખ્યા જ છીએ.

મા--સારી વાત છે. બાળક તો ખેલવા કૂદવામાં જ મસ્ત હોય છે. મા તેને બોલાવે છે, થપ્પડ પણ લગાવે છે. જો બાળક ગંદું હોય તો સાફ કરીને ગોદમાં પણ લે છે. માને થાય છે કે બાળક ગંદું શા માટે રહે? ગંદામાં રહે તો રોગ થશે.

પ્ર–મા ગંદું, કાદવ વગેરે ઉઠાવી લે છે?

મા–જરૂર ઉઠાવી લે છે. બાળકને તો ગંદામાં જ રહેવાનું ને ખેલવાનું ગમે છે, પરંતુ મા તે ગંદામાંથી ઉઠાવીને સાફ કરી લે છે.

પ્ર–અમારાથી સંસાર પણ છૂટતો નથી. વળી ભગવાનમાં પણ એટલો બધો પ્રેમ નથી.

મા–જંગલમાં બેસીને જંગલને સાફ કરવું જોઈએ. આમાં જ સાફ કરીને બેસો. થોડી આગ લગાવશો તો બધું સાફ થઈ જશે. ગુરુની પાસે બધું જ હોય છે. સાધક જો ધૈર્યવાન અને સ્ફૂર્તિવાન હોય તો બધું જ સંભવી શકે છે.

પ્ર–કોઈ કોઈ વખત મા એવું શા માટે કરતી હશે કે બાળકને છોડી પણ દે ને વળી પાછું રમાડે પણ ખરી.

મા–એ જ તો ભગવાનનો ખેલ છે! આ બધા તેના જ ખેલો છે! જે કંઈ દૃષ્ટિગોચર થાય છે–એ બધા તેના જ ખેલો છે! (હસતાં હસતાં આગળ બોલે છે) પોતાની તરફ દૃષ્ટિ નાખો. હું એક છું, વળી પાછો બહુ છું. પોતાની સાથે જ પોતે રમે છે.

પ્ર–અમને બધાંને ફસાવવા માટે જ ભગવાને આવા ખેલો કર્યા લાગે છે.

મા–એ દૃષ્ટિથી જુવો તો તેના જ ખેલો માલૂમ પડશે, નહિતર નહિ. તમે પોતે જ અનંત છો. પોતાને ઓળખો. બીજી દૃષ્ટિએ – હે ભગવાન! તું પૂર્ણ છે, હું અંશ છું. તું પ્રભુ છે, હું દાસ છું. પોતાને ઓળખવા પ્રયત્ન કરો. વિચારો, હું કોણ છું? ક્યાં છું? અંશને પ્રથમ ઓળખો તો પરમ અંશને પણ ઓળખશો. પોતાને ઓળખ્યા વગર તેની ઓળખાણ નહિ થાય!

બીજા કોઈ એક પ્રશ્નના જવાબમાં માએ કહ્યું:–એક ક્ષણ પછી શું થવાનું છે, તેની ખબર તમને પડે કે ન પડે, તે તેની મરજી પર છે. તમે સત્‌સંકલ્પ કરો. જો સંકલ્પ સત્ હોય તો કોઇ વખત ફળી જાય છે. હરિ કથા એ જ સાચી કથા છે. બાકી બધું વ્યથાપૂર્ણ અને વૃથા છે. જ્યાં રામ હોય ત્યાં જ આરામ અને જ્યાં રામ ન હોય ત્યાં વ્યારામ. (આમ બોલતાં બોલતાં ખડખડાટ હસી પડે છે) એક વાર પાપે ભગવાનને પૂછ્યું, “હે પ્રભુ! તમે બધાંનું સ્થાન નક્કી કર્યું, પણ મારું સ્થાન ક્યાં?” ભગવાને

કહ્યું, "જેના મોંથી રામ નામ ન લેવાતું હોય ત્યાં જઈને રહે."

પ્ર–ચોવીસ કલાક પ્રભુનું સ્મરણ કેવી રીતે રહે?

મા–અભ્યાસ. અભ્યાસ કરતાં કરતાં બધું થઈ રહેશે. જેઓ ધ્યાન કરતા હોય છે તેઓ નિયમપૂર્વક કરતા હોય છે! જપ કરવા સારા લાગે કે ન લાગે, તો પણ જપ કરવાની કોશિષ કરો. મનને ભગવન્નામથી હરવખત ભરપૂર રાખવા પ્રયત્ન કરો. ભલે ઘરમાં હો કે બહાર હો, પણ ખ્યાલ રાખો કે ભગવાન વિના કશું જ નથી. દ્વિધાભાવમાં દુઃખ છે. હું તો ભગવાનનું જ યંત્ર છું. ભગવાન જ સારા યે સંસારની મેનેજરી (વ્યવસ્થા) કરે છે.

પ્ર–ભગવન્નનામસ્મરણ શાથી ભૂલાઈ જવાય છે?

મા–તેથી જ તેની પ્રાપ્તિ થતી નથી ને! સર્વ સમયે ખ્યાલ રાખો કે આ જગતમાં જે કંઈ થઈ રહ્યું છે, તે તેની જ ઇચ્છાથી થઈ રહ્યું છે. સર્વ તેનું જ છે. જ્યારે જાગૃત અવસ્થામાં હો ત્યારે તેનું સ્મરણ કરો, શુભ કર્મો કરો. પ્રાર્થના કરો. જપ, તપ, પ્રાર્થના વગેરે કરવું જ જોઈએ. રાત્રે જ્યારે સૂવા જાઓ ત્યારે દિવસમાં ક્યાં ક્યાં સારા યા ખોટાં કર્મો કર્યાં છે, તેનું સ્મરણ કરો. પ્રાર્થનાપૂર્વક તે બધાં કર્મો ભગવાનના શ્રીચરણે અર્પણ કરી દો. અર્પણબુદ્ધિ આવે તે માટે તેની સમક્ષ પ્રાર્થના કરો. એવો વિચાર ન કરતા કે કંઇ નહિ, ખોટું કામ થઈ જશે તો માફી માગી લઇશું. સારામાં સારાં કર્મો કરવા પ્રયત્ન કરો. ખરાબ કામો તરફ દૃષ્ટિપાત પણ ન કરો. પ્રાર્થના કરો. પોતે પણ ભગવાનને સમર્પિત થઈ જાઓ.

પ્ર—ઑફિસનું કામકાજ, વેપાર ધંધા વગેરેનાં કાર્યો પણ ભગવાનને અર્પણ કરી દઈએ ?

મા—અર્પણબુદ્ધિથી કરતા રહો. થવું અને કરવું (કુદરતી રીતે થવું અને પ્રયત્નપૂર્વક કરવું) એમાં અંતર છે. જેવી રીતે જપ કરવો અને જપનું આપોઆપ થવું, આ બે ભિન્ન વસ્તુઓ છે. પોતાની જાતને સમર્પિત કરવાથી બધું જ થઈ જાય છે.

પ્ર—સંન્યાસી થયા છતાં પણ મન ચંચળ શા માટે રહેતું હશે ?

મા—કાચો વૈરાગ્ય એટલે ! જેટલી શકિત તમારામાં હોય, તેટલી શકિતનો ખર્ચ કરો. ભગવાન જે કંઇ કરે છે તે યોગ્ય સમજીને જ કરે છે. યોગ તો હરવખત થઈ રહ્યો છે. જો આવું ન હોય તો લોકો શા માટે યોગ કરે ? મનુષ્ય શરીર મળ્યું છે તો ખૂબ કોશિષ કરો. આમ કરતાં કરતાં કોઇ વખત ફળ મળશે. લોકોને ચાલતાં ચાલતાં પાછળ જોવાની ટેવ હોય છે. તમે લોકો પાછળ દૃષ્ટિ ન ફેંકો, કારણ એથી ગતિ રોકાઈ જશે. ફળની તરફ પણ દૃષ્ટિ ન કર્યા કરો. ભગવાન પાસે વારંવાર યાચના ન કર્યા કરો. જે કરશો તેનું ફળ તો મળશે જ મળશે. એક ચિત્તે ધ્યાન કરવામાં આવશે તો નિશ્ચય પ્રકાશ મળશે. તમારા મનની તેમ જ અહંની જે શકિત છે તે બધી શક્તિ સાધના પાછળ વાપરો. જલદી જલદી સાધના કરો, પ્રકાશ જરૂર થશે. વારંવાર ફળ તરફ દૃષ્ટિ ન કર્યાં કરતા. જેવી રીતે દાળ બનાવતા હોઈએ ત્યારે વારંવાર તેને હલાવ્યા કરીએ તે સારું નથી. દાળને કડછી વારંવાર ન લગાડો. દાળ રંધાવા

જેટલો સમય આપો. દાળને પાકવા દો. વિવેક અને વૈરાગ્યથી વાસનાઓને ખાખ કરો, અથવા ભક્તિથી ઓગાળી દો. કંઈક તો કરો.

પ્ર.—આમાં કયું સારું ?

મા—જેને જે અનુકૂળ પડે તે સારું. વિવેક વૈરાગ્યથી જે વસ્તુ ખાખ થઈ જશે, તે જ વસ્તુ ભક્તિ દ્વારા ઓગળી જશે.

પ્ર.—આ ભાઈ તો પોતાને ઓગાળવા તથા ખાખ કરવા માટે ઇચ્છતા જ નથી !

મા—જે માણસ ઇચ્છતો નથી તે જ ખરેખર ઇચ્છે છે ! જીવનો સ્વભાવ જ ઇચ્છા કરવાનો છે. બંધનમાં શા માટે પડો છો ? બંધનથી અભાવ મટતો નથી.

પ્ર.—ભગવાનને જેનાથી આનંદ થાય તે કરો.

મા—સારી વાત છે. ભગવાનની પાસે થોડું માગો છો તો થોડુંક જ મળે છે. થોડું મેળવ્યું તેથી શું દરિદ્રતા ફીટી ? ભગવાન પૂર્ણ, અખંડ છે. જો યાચના કરવી હોય તો અખંડની પ્રાપ્તિ માટે યાચના કરો. અખંડની પ્રાપ્તિ માટે અખંડ પ્રયત્ન કરો. પ્રકાશ શી વસ્તુ છે ? તે જ તેનો પ્રકાશ છે. ભગવાનના દર્શન ન થાય તે દુઃખદાયક છે.

## પ્રયાગ—ત્રિવેણી તટે—અર્ધકુંભ મેળો

તા : ૨૦ જાન્યુઆરી ૧૯૪૮-પોષ સુદ ૯, ૨૦૦૪, મંગળવાર

રોજ પ્રમાણે માનો દરબાર મોટા તંબૂમાં ભરાયો છે. ભક્તો આતુરતાપૂર્વક માના આગમનની રાહ જોઈને બેઠા છે. માને આવતાં દેખીને, ભક્તો આદરપૂર્વક ઊભા થઈને, સ્વાગત કરે છે. મા આવીને બેઠાં બાદ ભક્તો

માને પ્રશ્નો પૂછે છે. સ્વામી શરણાનંદજી પણ આવીને બેઠા છે.

પ્ર–મોક્ષ થાય છે ત્યારે શું થાય છે? જેમ પાણીનું એક ટીપું જુદું થાય છે ને સમુદ્રમાં મળી જાય છે, શું આ જ મોક્ષ?

મા–(શરણાનંદજીને) પિતાજી, સાંભળ્યું ને? કંઈક બોલો. (શરણાનંદજીએ સુંદર રીતે સમજાવ્યું. પરંતુ અહિ તેની નોંધ સ્પષ્ટ રીતે કરી શકાઇ નથી.)

મા–સાધન કરતાં કરતાં મોક્ષ પ્રાપ્ત થાય છે. સાધન કરો અને ફળ પ્રાપ્ત કરો. સાધન કરતાં કરતાં અખંડ પ્રકાશ દેખાશે. વાત એમ છે કે જ્યાં પ્રકૃતિમાં લય થશે ત્યાં સૃષ્ટિ થશે. જ્યાં અપ્રાકૃત ત્યાં સૃષ્ટિ નથી થતી.

પ્ર–મહાપ્રલયના સમયે અમે બધા કર્મના બંધનમાંથી છૂટી જઇશું?

શ.–કર્મ એટલે કામ ઉત્પન્ન કરવાવાળી પ્રવૃત્તિ. એટલામાં મા બોલી ઊઠયાં, "અરે! જો બીજ ન રહે તો સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થાય? કારણથી જ કાર્ય પ્રકાશિત થાય છે."

શ.–મોક્ષમાં સૃષ્ટિ નથી રહેતી. તે તો અનુભૂતિ છે.

મા–પોતાના સ્વરૂપનું પ્રકાશિત થવું તે જ મોક્ષ છે.

પ્ર–મા, મેં એવો નિયમ કર્યો છે કે રાત્રે મૌન રાખવું. સવારમાં પણ મૌન રાખું છું. મૌન પછી બોલી શકાતું નથી, તો કેવી રીતે મૌન રાખવું જોઈએ?

મા–એક વખતે એક ભાઈએ મૌન લીધેલું. પાછળથી બોલી શકતા નહોતા. તે વખતે મારું પણ મૌન ચાલતું હતું. બરોબર ખ્યાલ નથી. એક હોય છે મૌન

વ્રત રાખવું અને બીજું હોય છે મૌનવ્રત આપોઆપ થઈ જવું. જ્યાં મૌન આપોઆપ થઇ જાય ત્યાં લક્ષ્ય પૂરું થઈ જાય છે. કોઈને ક્રોધ ચઢયો હોય અને ન બોલે તે મૌન ન કહેવાય. તેને સંયમ પણ ન કહી શકાય. રાગથી થયેલા મૌન બાદ જ્યારે વાતો શરૂ કરશે ત્યારે તો fire થઈ જાય છે–અંગારા જેવી ભાષા બોલે છે. ( મા ખડખડાટ હસે છે) કેમ પિતાજી, વાત બરોબર છે ને ? અહા ! કેવો ચમત્કાર છે ! બધામાં અનંત તત્ત્વ છે, અનંત રસ્તાઓ છે.

પ્ર–વાક્‌સંયમને શું મૌન ન કહેવાય ?

મા–ઠીક છે. વાક્‌સંયમના પણ ફાયદા તો છે જ ! મિથ્યા ભાષણ ઓછું થઈ જાય છે. બોલવા જતાં તો કોઈ કોઈ વાર અસત્ય પણ બોલી જવાય છે. વાક્‌સંયમથી તે અટકી જાય છે. વાક્‌સંયમ રાખીને લખવા જાઓ તો તેમાં સાવધાન રહેવું પડે છે. આનાથી ભાવ શુદ્ધ થાય છે. એવું પણ બને છે કે કોઇ કોઈ થોડું બોલીને ભગવાનનું નામ લઈ લે છે. એવા પણ માણસો હોય છે જેમને ભગવાનનું નામ લેવાનું પસંદ નથી, અને કહે છે કે હું તો વાક્‌સંયમ કરું છું. તે ઈશારા ખૂબ કરે છે. વારંવાર પોતાના વિચારો લખીને જણાવે છે. ભગવાનની તરફ મનને રાખ્યા સિવાય આવો વાક્‌સંયમ કરવાથી ખાસ ફાયદો નથી થતો. વાક્‌સંયમનો અભ્યાસ કર્યા પછી મૌન પણ લઇ શકાય. એવા પણ કેટલાક માણસો હોય છે, જેઓ કહે છે કે ભગવાને મોં આપ્યું છે તો મૌન શા માટે લેવું ? અરે ! સાંભળો તો ફક્ત ભગવાનની

જ વાતો સાંભળો! બોલો તો ફક્ત ભગવાનની વાત જ બોલો! સ્પર્શ કરો તો ફક્ત ભગવાનનો જ સ્પર્શ કરો!

પ્ર—ગુરુપ્રાપ્તિ એ પહેલું સાધન છે, કે કંઇ કાર્ય કર્યા બાદ ગુરુની શોધ કરવી જોઇએ ?

મા—પોતાનામાં સંપૂર્ણ થવાની શકિત ક્યાં છે? પહેલાં જમીનને તૈયાર કરો, ત્યારબાદ બીજને વાવવામાં આવશે. આ માટે સત્સંગ કર્યા કરો. સત્સંગથી સૌ કોઇ સારાં વાનાં થશે. સત્સંગથી રંગ બદલાઈ જાય છે. ગુરુ જે આદેશ દે તેનું વિચાર કર્યા વિના પાલન કરો. ગુરુ કરતા પહેલાં ગુરુનો સંગ કરો. તમે ગુરુને સારી રીતે કસો. ગુરુ પણ તમને સારી રીતે કસી જુવે. ત્યારબાદ તમને ઠીક લાગે તો તેનો ગુરુરૂપે સ્વીકાર કરો. ગુરુરૂપે સ્વીકાર્યા બાદ ગુરુના આદેશોનું વિચાર કર્યા વિના પાલન કરો. કોઈ કહેશે કે વિદ્યાર્થી પ્રોફેસરની પરીક્ષા કરી શકે? પોતાનામાં જેટલી શકિત હોય તેટલી શકિતદ્વારા ભલેને માપ લે. (શરણાનંદજી પ્રત્યે) પિતાજી, તમે કહો. શું કરવું જોઈએ? 11-8-12-1967

(85) શરણાનંદજી—એક વાર જીવનમાં થઈ ગયેલી ભૂલને ફરીથી ન કરો. બસ, સાધન શરૂ થઇ જશે. સાધન એટલે શું? વિજ્ઞાન શીખી શકાય છે, પણ તત્ત્વજ્ઞાન શીખી શકાતું નથી. આ પથમાં પોતાના દોષોને જોવાની પહેલી જરૂર છે. ગુરુપ્રાપ્તિની ખૂબ જ જરૂરિયાત છે. ગુરુ જ સ્વયં શિષ્યને શોધતા હોય છે. શિષ્ય બિચારો ગુરુને શું શોધી શકે? તમે તમારા ગુણોને નહિ સમજો તો ચાલશે, પણ દોષોને તો જરૂર સમજો. પછી દોષનું મૂળ શોધવા પ્રયત્ન કરો.

મા–બિલકુલ સાચી વાત છે.

શરણાનંદજી–વાસ્તવમાં પ્રભુકૃપા પરમ સાધન છે. પરંતુ માણસને ભગવત્કૃપા પર ભરોસો જ ક્યાં છે ? તે જાતે જ કંઈ કરવા માગે છે. વિચારવું જોઈએ કે કયી શક્તિથી ભગવત્ પ્રાપ્તિ થઇ શકે ? કઇ શક્તિથી તે ચીજ મળે છે ? ભગવાનને પોતાનો કરવાથી તે મળે છે. ભગવત્ પ્રાપ્તિમાં ખાસ કંઈ મુશ્કેલી છે જ નહિ. મુશ્કેલી તો ભોગપ્રાપ્તિમાં વધારે છે.

પ્ર.–અમે કેવી રીતે સમજી શકીએ કે ભૂલ થઈ ?

શ.–ભૂલ જો ન થાય તો પછી નિશ્ચિંત રહો.

પ્ર.–ગાગરમાં સાગર કેવી રીતે સમાય ?

શ.–કેટલીક વસ્તુઓનો વિચાર દોષ ગુણના આધાર પર થાય છે. પ્રત્યેક પ્રવૃત્તિમાંથી સુખ કે દુઃખ ઉત્પન્ન થાય છે. સુખમાં પ્રવૃત્તિ થાય છે. દુઃખમાં પ્રવૃત્તિ છૂટી જાય છે. સુખ આવે તો બધાંને વહેંચી દો, અને દુઃખ આવે તો દુઃખહારી એવા ભગવાનને આપી દો. બુદ્ધિ પર મનનું શાસન હોવું જોઇએ. બુદ્ધિ ઉપભોગ કરે છે. સરકાર જે કાયદાઓ કરે છે તે કૃત્રિમ છે. જ્યાં સરકાર કાયદા ઘડે છે ત્યાં બેઈમાની આવે છેઃ વીતરાગી પુરુષ જ કાયદાઓ ઘડી શકે. બુદ્ધિ તો પ્રભુએ આપેલી વસ્તુ છે. જ્ઞાનને પ્રભુની કૃપારૂપ સમજો. સમાજમાં બુદ્ધિની પેઠે શ્રેષ્ઠ સ્થાન વીતરાગી પુરુષોને મળવું જોઇએ. સમાજમાં સાચા કાયદાઓ નહિ બનવાથી અવ્યવસ્થા ફેલાય છે. આ ભૂલ છે. આ ભૂલને સુધારવી જોઈએ.

પ્ર.–મન અને બુદ્ધિમાં શો ભેદ ?

શ.–જેનાથી જણાય તે બુદ્ધિ. તે અપૂર્ણ વસ્તુ છે. પોતાની સાથે વ્યવહાર કરવાના સમયે બુદ્ધિ કામ કરે છે. બીજાઓની સાથે વ્યવહાર કરતી વખતે મન કામ કરે છે.

ત્યાર બાદ ભક્તો માને ગાવા માટે આગ્રહ કરવા લાગ્યા. માએ મધુર કંઠે ગાવું શરૂ કર્યું.

સીતારામ સીતારામ સીતારામ સીતારામ
રામરામ રામરામ રામરામ રામરામ
રામારામ રામારામ રામારામ રામારામ

## પ્રયાગ–ત્રિવેણીતટે–અર્ધકુંભમેળો

તા. ૨૧ જાન્યુઆરી ૧૯૪૮–પોષ સુદ ૧૦, ૨૦૦૪, બુધવાર

સવારમાં મા આવીને તંબૂમાં બેઠાં છે. તે સમયે માનું હિંદી જીવનચરિત્ર વંચાઈ રહ્યું છે. એવામાં ડૉ. પન્નાલાલ માના માટે ચંદનના લાકડાથી બનાવેલી ચામર લાવ્યા. તેનાથી માના પર બેઠેલી માખીઓ ઉડાડવા લાગ્યા. તે ચામર માએ પોતાના હાથમાં લીધી. નાનકડા બાળકની માફક એને આમ તેમ ફેરવી અને ઠોકી જોઈ. આમ ખૂબ ચોકસાઈપૂર્વક તપાસ કરી. માની આવી બાળલીલા ભક્તો ચૂપચાપ જોઈ રહ્યા. છેવટે બધા હસી પડયા. મા પણ ખૂબ હસવા માંડયાં.

કથા પ્રસંગે માએ કહ્યું :–એકવાર હું ભોલાનાથજી સાથે ચૂનારથી જયપુર ગઈ હતી. તે દિવસોમાં મારા શરીર પર સોનાના અલંકારો વગેરે હતું. જયપુરમાં અમે ટાંગામાં બેસીને જતાં હતાં. સોનાના દાગીના જોઈને ટાંગાવાળાની દાનત બગડી હોય તેમ લાગતું હતું.

તેણે ભોલાનાથજી જોડે ઝઘડો શરૂ કર્યો. હું પાછળના ભાગમાં લાજ કાઢીને બેઠી હતી. ભોલાનાથજી અને ટાંગાવાળા વચ્ચે ઝઘડો વધતો જ ચાલ્યો. હું તો લાજ કાઢીને, નશો ચઢ્યો હોય એવી મસ્ત અવસ્થામાં પડી હતી. એવામાં 'શું થયું?' એમ ઓચિંતું પૂછવા જતાં, ટાંગાવાળા તરફ મેં દૃષ્ટિપાત કર્યો. મારી નજર પડતાં જ તે પાછો હટી ગયો. દૃષ્ટિમાત્રથી તે શાંત થઈ ગયો. ટાંગાવાળાએ તરત જ કહ્યું, "અચ્છા, હું સ્ટેશને લઈ જઈશ." શહેરમાં વધારે રહેવાનું ન થયું. ટાંગાવાળાએ વાંકું બોલવા માંડેલું, એટલે ભોલાનાથજી ગુસ્સે થઈ ગયા હતા.

એવામાં માના એક ભક્ત શ્રી. હરિદાસ મુખોપાધ્યાય માના દર્શને આવ્યા. આંખે તે સાવ અંધ છે. તેઓશ્રી માને કહે છેઃ—મા, હું તો વારે વારે તમારી પાસે નથી આવી શકતો. તમે મારી સાથે સાથે જ રહેજો.

મા—બાબા, તેનું અખંડ સ્મરણ, જપ કર્યા કરવાનો પ્રયત્ન કરજો.

હરિદાસ—મા, કોશિષ તો કરું છું.

મા—બેરીબેરી નામના રોગથી બાબાની આંખો જતી રહી છે.

એટલામાં એક કાશ્મીરી ઘરડાં ડોશીમા પાસે આવ્યાં.

મા—માતાજી, ક્યાંથી આવ્યાં?

ડોશીમા—માતાજી, ઘેરથી આવી છું.

મા—ના, તમે ઘેરથી નથી આવ્યાં. જેને પોતાનું ઘર મળી જાય, તે પાછું થોડું જ આવે છે? તમે તો ધર્મશાળામાંથી આવો છો.

ડોશીમા—ના, મા, ધર્મશાળામાંથી હું નથી આવી.

મા—જૂઠું શા માટે બોલો છો? ધર્મશાળામાંથી નથી આવ્યાં ?

આ રસિક સંવાદ સાંભળીને ભક્તો હસવા લાગ્યા. એટલે ડોશીમા માની વાતનો મર્મ સમજી શક્યાં અને બોલ્યાં, 'હા, મા, તમે જે વાત કહો છો તે જ સત્ય છે.'

મા—રામનું ઘરજ સાચું ઘર છે. બાકી બધી ધર્મ-શાળાઓ જ છે.

સાંજના પાંચ પછી, રોજ પ્રમાણે, માનો દરબાર ભરાયો છે. ભક્તો વિવિધ પ્રકારના પ્રશ્નો પૂછે છે. સ્વામી શરણાનંદજી પણ આવ્યા છે. માને પ્રશ્નો પૂછતાં મા શરણાનંદજીને પૂછવા માટે કહે છે.

પન્નાલાલ—( શરણાનંદજી ) મા તથા તમારી પાસે લોકો શા માટે આવે છે ?

શરણાનંદજી—મારી પાસે તો આવે છે ફક્ત મારી સન્માનની વાસના પૂર્ણ કરવા માટે. માની પાસે લોકો જાય છે ભૂખનિવારણ માટે.

મા—(શરણાનંદજીને) પિતાજીને સન્માનની વાંસના છે ?

શરણાનંદજી હસવા માંડ્યા.

મા—પિતાજી હસીને વાત ઉડાવી દે છે.

શરણાનંદજી—અહા ! 'મા' શબ્દ કેટલો સુંદર છે !

મા—'બાબા' શબ્દ સુંદર નથી ? બાબા બધાના પિતા છે. ભગવાન જ પરમમાતા, પરમપિતા, પરમબંધુ વગેરે છે.

શરણાનંદજી—એકમાં અનેક છે.

મા–જે મહાપુરુષ હોય છે તે પોતાના આચરણ દ્વારા ઉપદેશ કરતા હોય છે.

શરણાનંદજી–(ગદ્‌ગદ્ સ્વરે) મા! મા! મા!

પન્નાલાલ–કોઈ કોઈને તો ભૂખ જ લાગી નથી હોતી, છતાં મા પાસે આવે છે.

શરણાનંદજી–અંશમાત્ર ભૂખ લાગી હશે!

પન્નાલાલ–કોઈએ કહ્યું હતું કે અમે માનું હાસ્ય જોવા જઈએ છીએ.卐

શ.–તેઓ પ્રસન્નતાને ચાહતા હતા. સ્થાયી પ્રસન્નતા આધ્યાત્મિકતામાં છે. અંતમાં દરેક જણ પોતાના સ્વભાવને પામે છે. પછી જેની પાસે જાય છે તેના સ્વભાવમાં ડૂબી જાય છે.

પન્નાલાલ–મહાત્માની પાસે થોડી ભૂખ લઈને જવું જોઈએ.

શ.–જો બાળકને વધારે ભૂખ લાગે તો મા ખુદ પોતેજ બાળકની પાસે દોડી આવે છે. બાળક જો ઊંઘતું હોય તો જગાડીને ખવડાવે છે.

મા–પિતાજી જાણે છે. પિતાજીની મધ્યે મા છે અને માની મધ્યે પિતાજી છે.

શ.–પિતાજી દીદીના રૂપમાં દેખાય છે.

મા–કોઈ કોઈ તો, દીદીને (ગુરુપ્રિયાદેવીને) દાદાભાઈ કહીને બોલાવે છે.

પ્ર.–(શરણાનંદજીને) પિતાજી સાધના કેવી રીતે કરવી જોઈએ?

---

卐 માના ભક્તોમાં કહેવત છે કે “માનું હાસ્ય જાણે કૃષ્ણની બંસી.”

શ.—પોતાનાં અધિકાર અને આવશ્યકતા અનુસાર.

અંધારું થવા આવ્યું છે. વીજળી માટે બટન દાબવામાં આવ્યું પરંતુ હજી વીજળી નથી આવી, તે જોઈને મા બોલ્યાં :—ટાઈમ થઈ ગયો છે, છતાં વીજળી આવી નથી. કોઈ કોઈ વખત ટાઈમ ન થયો હોય તો યે વીજળી આવી જાય છે.

પ્ર.—સાધનાનાં કેટલાં અંગો છે ?

શ.—એક દવાખાનામાં બહુ દવાઓ હોય છે. એક જ રોગી માટે બધી દવાઓ નથી હોતી. જે રોગીને જે દવા આપવાની જરૂરિયાત હોય તે જ દવા તેને આવામાં આવે છે.

મા—( શરણાનંદજીને ) પિતાજીએ કહ્યું છે કે પરમ માતા, પરમપિતા વગેરે બધું મા જાણે છે.

શરણાનંદજી—'મા જાણે'—આજ સાચું સાધન છે.

પ્રશ્ન—મા, આ તો કંઈ સમજાયું નહિ.

મા—પિતાજીએ શું કહ્યું ?

શરણાનંદજી—સાધના કેવી રીતે કરવી જોઇએ ? પહેલાં વિચારો, પછી અધિકાર, પછી જરૂરિયાત, ત્યારબાદ તેનો ઉપયોગ કરો, જેટલી શક્તિ હોય તેટલી તેમાં રોકો.

મા—સાંભળ્યું ? આ સાધન બતાવ્યું.

પ્રશ્ન—સૌથી સારો ઉપયોગ માલૂમ પડતો નથી.

શરણાનંદજી—સાધક નથી જાણતો, તેમ નથી હોતું. ગુરુ તો ઉપદેશ દે છે. પરંતુ સાધક તેનો ઉપયોગ કરતો નથી. તે તેનો દોષ છે. અમારામાં જ્ઞાન નથી, એમ નથી. જ્ઞાન તો છે, પરંતુ તેનો ઉપયોગ કરતા નથી.

પ્રશ્ન—દોષોને ગુરુએ બતાવી દેવા જોઈએ.

શરણાનંદજી:–જ્ઞાન અને ક્રિયાશક્તિ માગ્યા વિના મળે છે. પરંતુ જો સાધક તેનો ઉપયોગ ન કરે તો તેમાં તેનો જ દોષ છે. જ્ઞાન અથવા શક્તિનો ઉપયોગ નથી કરતો, તે જ તેના રસ્તામાં આડખીલી છે. અમે જે નથી કરવા માગતા, તે જ વારંવાર સામે આવે છે. આનું દુઃખ લાગવું જોઈએ. દુઃખ દબાઈ જાય છે ત્યારે નિરાશા આવે છે. કોઈ પણ વખત નિરાશાનો આશ્રય ન લો. લક્ષ્ય બદલવા જશો તો દુઃખ વધશે.

મા–જ્યાં સુધી ભગવાનનું મિલન નથી થતું, ત્યાં સુધી દુઃખ મળે છે.

શરણાનંદજી–જ્યારે સાધનામાં વિઘ્નો, અસફળતા વગેરે દેખાય, ત્યારે સમજવું કે સફળતાની શરૂઆત થઈ છે. સાધન ભજનમાં શિથિલતા ન આવવી જોઈએ. દુઃખથી બચવાની કોશિષ ન કરો. દુઃખ ઓછું થઈ જાય તો દુઃખને ઉછીનું લેવું જોઈએ. દુઃખને નિમંત્રણ આપીને બોલાવવું જોઈએ.

મા–ગુરુજી શિષ્યની પાછળ ખડા જ રહે છે. ગુરુજી શિષ્યની આધ્યાત્મિક ભૂખ વધારતા જ જાય છે.

શરણાનંદજી–ગુરુની કૃપા એવી હોય છે કે કોઈ કોઈ વખત શિષ્યને ખબર પણ ન પડે. જેવી રીતે કોઈ વ્યક્તિ ઝાડનું થડ કાપે છે, તેવી રીતે ગુરુ શિષ્યના સંસ્કાર કાપે છે. કોઈ વ્યક્તિ ઝાડનું થડ કાપે તો કોઈ આખું ઝાડ કાપે. ગુરુકૃપા પણ આ પ્રમાણે બે પ્રકારની હોય છે. માની પાસે બેઠા તો શો ફાયદો થયો, એવો વિચાર ન કરો. જ્યારે સમય પરિપકવ થાય ત્યારે ખબર પડી જશે. જેવી રીતે આયોડેક્ષનો મલમ જૂના દર્દ ઉપર

ચોપડો, તો એક બે માસમાં કંઈ ખબર નહિ પડે, પણ છેવટના દિવસોમાં તેની અસર જણાવા માંડશે. કોઈ વખત નિરાશ ન થવું જોઈએ. ભગવત્‌પ્રાપ્તિ માટે ખૂબ વ્યાકુળ રહેવું જોઈએ. બધી રીતે નિશ્ચિંત થઈ જવું ઠીક નથી. પોતાના કામનો ભાર ગુરુ પર ફેંકી દઈને, તમે નિરાંતે સંસાર ચલાવવા માંડો, તે ન ચાલે.

મા—ફિકરમાં ફકીરી ન થઈ શકે.//

શરણાનંદજી—ઈશ્વર મેળવવાનો ભાર તો છોડી દીધો ગુરુ પર, ને ભાઈસાહેબ પોતે ચાલ્યા સંસાર માટે ! આ કેમ બને ? પોતાને પણ માલિક માનો અને ગુરુને પણ માલિક માનો, આમ બે વસ્તુ સાથે ન બને. સમર્પણ કરવું એ કઠણ વસ્તુ છે.

પન્નાલાલ—માએ એક વાર કહ્યું હતું કે, ‘હિંમત હોય તો ઝાડ પર ચઢીને ફળ ખાઈ લો. અને હિંમત ન હોય તો નીચે પડેલાં ફળ ખાઓ.’

શરણાનંદજી—બહુ સરસ વાત છે.

પ્રશ્ન—આસન વગેરે કેવી જાતનાં કરવાં જોઈએ ? શું શું કરવું જોઈએ ?

શરણાનંદજી—સાધનાની ક્રિયા તો પોતપોતાના ગુરુ પાસેથી શીખી લેવી જોઈએ. જ્યાં તમારી શ્રદ્ધા હોય ત્યાં જઈને શીખી લેવું જોઈએ.

પન્નાલાલ—પૂછવા જવું ત્યાં જ મુશ્કેલી છે: કારણ, પૂછવા જતાં પાછું આચરણ કરવું પડે છે. પૂછવાનું મન તો થાય છે, પણ ડર લાગે છે. ગુરુઉપદેશ સાંભળ્યો પણ દોષો છોડાતા નથી, કારણ કાચી બુદ્ધિ છે. ગુરુએ કંજૂસાઈ કરી. પૂરું સમજાવ્યું નહિ.

મા-(શરણાનંદજીને) પિતાજી, આ શું કહે છે ?

શરણાનંદજી—આવી રીતના ભાવથી ગુરુ સાથેનો સંબંધ દૃઢ થતો જાય છે. ગુરુ માટે ખૂબ પ્રીતિ જાગૃત થઈ રહી છે, ત્યારે તો આમ કહી શકે છે. ક્રોધ કરવો તો ગુરુ પર કરવો સારો.

પન્નાલાલ-નારદે ભક્તિસૂત્રમાં કહ્યું છે કે કામ, ક્રોધ વગેરે तस्मिन्नेवकरणीयम् ( ભગવાન પર જ કરો. )

શરણાનંદજી-જ્યારે તેના પર ખૂબ પ્રીતિ હોય છે ત્યારે જ ક્રોધ આવે છે.

મા-કોઈ પણ રસ્તે ભગવાનને મેળવવા જોઈએ. મિત્ર રૂપે ભજવાથી સાત જન્મમાં મુક્તિ થાય છે અને શત્રુરૂપે ભજવાથી ત્રણ જન્મમાં મુક્તિ થાય છે. કોઈ પણ રીતે અગ્નિ પ્રગટાવવો જોઈએ.

ત્યાર બાદ ભજનો ગવાવા માંડયાં. બ્રહ્મચારી વિભુએ સુરદાસજીનું પ્રસિદ્ધ ભજન “ અખિયાં હરિદર્શનકી પ્યાસી’ ગાયું.

પ્ર.-લોકો વ્રતપાલન શા માટે કરતા હશે ? અગિયારશ, પૂનમ શા માટે પાળે છે ? સંયમ શા માટે પાળે છે ?

મા-( શરણાનંદજીને ) પિતાજી, સમજાવો.

શ.-શરીર અને વિરાટને સંબંધ હોય છે. અગિયારસથી પૂનમ સુધીમાં વિકારો ઉત્પન્ન થાય છે. વ્રત એટલે તપશ્ચર્યા. વિકાર એટલે મન અને શરીરના દોષો. ઉપવાસથી શરીરનો સંયમ થાય છે. પ્રાણ અને મનને પણ સંબંધ હોય છે. જ્ઞાન અને શક્તિ આ બે શક્તિઓ છે. જો ભોજન સાત્ત્વિક હોય તો પ્રાણ પણ સાત્ત્વિક થાય તો તેની અસર મન પર પણ પડે. ઉપવાસનો સામાન્ય

સિદ્ધાંત રાખવાથી બધાને ફાયદો થાય છે. આજ કાલ તો ઉપવાસથી રાજનૈતિક પ્રશ્નોનું નિરાકરણ પણ થઈ જાય છે, ઉપવાસથી અનાજ બચી જાય છે. એકાદશી વ્રત જો આખું યે ભારતવર્ષ કરે તો કેટલું અનાજ બચી જાય! એકાદશીથી પૂનમ સુધીમાં ચંદ્ર, સૂર્ય વગેરેમાં પણ વિકારો થાય છે. આ દિવસોમાં કોઈ વખત માનસિક વિકારો થાય છે. આ બધી અનુભૂતિજન્ય વાતો છે. અમુક દિવસોમાં જ ઉપવાસ શા માટે, એ તો વિજ્ઞાનની વાત છે—વૈજ્ઞાનિક હકીકત છે. તમે જાણતા હશો કે અમુક ઔષધિઓ પૂનમને દિવસે જ કામ લાગે છે. એકાદશીમાં અગિયાર ઈંદ્રિયોનો સંયમ હોય છે.

મા—ઉપવાસ એટલે તેની પાસે રહેવું. ઉપ—પાસે, વાસ—રહેવું. આ દિવસે ભગવાનની નજીકમાં રહેવું.

શ.—આમાં યોગનું અંગ પણ આવી જાય છે. જ્યારે કોઈ પણ નિયમ સમાજ માટે નક્કી કરવામાં આવે છે, ત્યારે અનેક દૃષ્ટિથી વિચાર કરીને કરવામાં આવે છે. એક જ જાતની સાધના બધાંને માટે હોતી નથી.

બહાર વરસાદ પડી રહ્યો છે. તંબૂમાં પણ પાણી પડી રહ્યું છે. આ જોઈને મા ખૂબ હસે છે અને કહે છે: વાહ! ખૂબ આનંદ! અહા! હવા પણ કેટલી સુંદર વહે છે!

પ્રશ્ન—હવન, હોમ ક્યારથી શરૂ થયા અને શા માટે શરૂ થયા?

શ.—તમને ભૂખ ક્યારથી લાગવા માંડી તે વિચારો. જ્યારથી ભૂખ શરૂ થઈ છે ત્યારથી હવન શરૂ થયા છે.

ખાવું, પીવું તે પ્રાણુનો ધર્મ છે. હવનમાં અગ્નિને આહુતિ અપાય છે.

પ્ર.—અગ્નિને આહુતિ આપવાથી શો લાભ?

શ.—રોટલી ખાવાથી શો લાભ? તમારા પેટમાં જે અગ્નિ છે, તેને તમે આહુતિ આપો છો.

પ્ર.—હવન કરીએ કે ન કરીએ છતાં પેટમાં અગ્નિ તો રહેશે જ.

શ.—વ્યક્તિ સમષ્ટિનો ઋણી છે. યજ્ઞ એટલે શું? દેવતાઓ પાસેથી લીધેલી વસ્તુઓને દેવતાઓને પાછી આપવી, એટલે કે દેવતાઓના ઋણુમાંથી મુક્ત થવું. લેવું સારું ન લાગે તો દેવાનું પણ ત્યજી દો. યજ્ઞનો અર્થ છે—સ્વાર્થ ભાવનો ત્યાગ, મનનો ત્યાગ—ભૌતિક યજ્ઞમાં ભૌતિક વસ્તુઓનો ત્યાગ.

પ્ર.—મા, મને આ પ્રશ્નના જવાબથી શાન્તિ થઈ નહિ.

મા-પિતાજીએ બરોબર સમજાવ્યું છે. આ બધું જે દેખાય છે તે બધું, વસ્તુ માત્ર, યજ્ઞનું ફળ નથી?

શરણાનંદજી—સમસ્ત બધુંયે યજ્ઞનું જ ફળ છે.

મા—આ સારી યે મૂર્તિઓ આહુતિના ફળથી બની છે. જેટલી સૃષ્ટિ છે, તે બધી યજ્ઞથી જ બની છે. આહુતિ એટલે કે પ્રદાન કરવું. પ્રદાન કરવું એટલે કે ત્યાગવું. તમે જ્યારે અગ્નિમાં આહુતિ આપો છો ત્યારે તે દ્વારા દેવતાઓ તે મેળવે છે. લીધેલી વસ્તુઓને જ તમે પાછી આપો છો. પિતાજી, આહુતિ દેવાથી શું રહે છે?

શરણાનંદજી—જે ભાવનાથી આહુતિઓ દે છે તે ભાવનાઓ પ્રગટ થઈ જાય છે. પછી ભલે સકામ ભાવના હોય કે નિષ્કામ ભાવના.

મા—જે કંઈ પ્રદાન કરી શકાય તે બધું આહુતિ છે. સારી યે સૃષ્ટિ આહુતિ છે.

શરણાનંદજી—આહુતિથી જ ઉત્પત્તિ થાય છે.

મા—સમજ્યા ?

પ્રશ્નકર્તા—બિલકુલ સમજ્યો નથી.

પ્રશ્ન—દેવતાઓનું જગત કયી વસ્તુ છે ?

શરણાનંદજી—જ્યાંથી તમારું જગત બંધ થયું, ત્યાથી દેવતાઓનું જગત શરૂ થાય છે.

મા—દેવતા શી વસ્તુ છે ?

શરણાનંદજી—દેવતા થોડું લઈને વધારે આપે છે. જેવી રીતે પૃથ્વીમાં એક બીજ વાવીએ તો તે અનેક બીજ પાછાં આપે છે.

મા—દૈવી શક્તિ ખૂબ ઉદાર હોય છે. ત્યાં પણ સ્ત્રી લિંગ અને પુંલિંગ રહી ગયાં છે.

પ્રશ્ન—દેવતાઓ ખરેખર હોય છે ?

શરણાનંદજી—હા, છે.

એટલામાં માએ પાછી આહુતિવાળી વાત શરૂ કરી મા બોલવા લાગ્યાં, "આહુતિ એટલે કે પોતાને અર્પણ કરી દેવું. હરિબાબાએ એક વખત વાંચ્યું હતું કે મહાલસાએ તેના પુત્રને કહ્યું, 'તું મહાલસાનો પુત્ર થયો છે. હવે બીજાનો પુત્ર થવાની કોશિષ કરીશ નહિ. એટલે કે ભગવત્પ્રાપ્તિનો માર્ગ લે.' પુત્રનું ઉત્પન્ન થવું એટલે કે પુરુષ જે સ્ત્રીમાં ગર્ભાધાન કરે છે તે પણ એક આહુતિ જ છે."

શરણાનંદજી—ઉપનિષદમાં પણ આ વાત આવે છે કે ગર્ભાધાન પણ એક આહુતિ જ છે.

મા—વિશ્વમાં જે કંઈ દેખાય છે તે બધું આહુતિ સ્વરૂપ જ છે. આહુતિ એટલે કે પ્રદાન કરવું. પ્રદાન એટલા માટે કરે છે કે પોતે પણ સમર્પણ થઈ જાય. આથી લક્ષ્યપ્રાપ્તિ થાય. નિર્ગુણ ભાવથી કરાય તો પણ ભગવાનનો જ પ્રકાશ છે. સગુણથી કરવામાં આવે તો પણ તેનો જ પ્રકાશ છે. તેના ચરણોમાં તમારું સમર્પણ કરી દો, સ્વાહા કરી દો. આહુતિથી જ વરસાદ આવે છે. વરસાદથી અનાજ થાય છે.

શરણાનંદજી—યજ્ઞ નિષ્કામભાવથી પણ થાય છે. વૃક્ષથી પણ યજ્ઞ થાય છે. યજ્ઞ એટલે સ્વાર્થને સેવાના ભાવમાં બદલવો તે. યજ્ઞ વસ્તુઓ દ્વારા પણ થાય તેમજ ભાવના દ્વારા પણ થાય.

મા—કોઈ કહે છે કે વિલાયતમાં તો આ વસ્તુ નથી. ત્યાં શું આવું ફળ નહિ મળતું હોય? જો ત્યાં આ વસ્તુ નથી તો ત્યાં તેના બદલે બીજી કંઈ વસ્તુ જરૂર હશે જ. જ્યાં જાઓ ત્યાં, ભોજન તો, સર્વ જગાએ, લોકો કરે છે જ.

પ્રશ્ન—યજ્ઞથી શો લાભ થયો ?

શરણાનંદજી—યજ્ઞ ફક્ત હિંદુસ્તાન માટે થોડો જ કરવામાં આવે છે? વ્યક્તિ સમષ્ટિનું અંગ છે. વાસ્તવિક રીતે ધર્મ એ કુદરતી નિયમ છે. જે વૃક્ષોથી વધારે લાભ થાય છે તેનું આયુષ્ય વધારે હોય છે. યજ્ઞ એક ભાવના છે. તે રાગને ત્યાગમાં ફેરવી નાખે છે.

મા—વાત એમ છે કે આ જગત પરિવર્તનશીલ છે. જેવી રીતે પહેલાં બાળક નાનું હોય છે. તેમાંથી બદલાઈને તે યુવાન થાય છે. એટલે બાળક યુવાનમાં આહુતિ થઈ

ગયો. અને પછી વૃદ્ધ થતાં, યુવાન વૃદ્ધાવસ્થામાં આહુતિ થઈ ગયો. જ્યાં ગતિ છે તેને જગત કહેવામાં આવે છે. ગતિ રૂપમાં સ્થિતિ પણ રહેલી જ. એટલે કે ગતિ જ એની સ્થિતિ છે. પરિવર્તન એ જ આનો નિયમ છે.

પ્ર.—જો પરિવર્તન જગતનો નિયમ છે તો હવનથી તેમાં શું ફેર પડે ?

મા—પ્રકૃતિમાં સૃષ્ટિ, સ્થિતિ, લય થઈ રહ્યાં છે. આ સારાયે જગતને ભગવાન ધારણ કરી રહ્યા છે. પરંતુ લોકોને તે પ્રત્યક્ષ નથી. જો પ્રત્યક્ષ થઈ જાય તો તે, તે જ છે. જેવી રીતે પાણી અને એનાં મોજાં બંને વસ્તુ મૂળમાં તો પાણી જ છે. પરંતુ જ્યારે પાણીના મોજાં તરફ દૃષ્ટિ રહે છે, ત્યારે પાણી તરફ દૃષ્ટિ રહેતી નથી. અને જ્યારે પાણી તરફ દૃષ્ટિ રહે છે ત્યારે તેનાં મોજાં તરફ દૃષ્ટિ રહેતી નથી. જ્યાં દૃષ્ટિ ત્યાં સૃષ્ટિ. પ્રાકૃત અને અપ્રાકૃત જગત પણ છે. પ્રકૃતિ એટલે સ્વભાવ. આ બદલાતો રહે છે, એટલે કે અનિત્ય છે. દાખલા તરીકે એક ફૂલ તે હર સમયે બદલાતું જ હોય છે. તે ગતિમાં હોય છે. ગતિ જ તેની સ્થિતિ છે. જે કંઈ સારા કર્મો થાય છે તે આહુતિ જ છે. આખી સૃષ્ટિમાં જે કંઈ પણ છે તે બધું આહુતિ જ છે. જેવી રીતે બાળક અને યુવક વૃદ્ધમાં આહુતિ થઈ જાય છે. અગ્નિ શી વસ્તુ છે ? દરેકની પાસે અગ્નિ રહેલો છે. એ અગ્નિ અને આ અગ્નિમાં કંઈ ફરક છે જ નહિ. તમે લોકો જે ભોજન કરો છો તે પણ એક આહુતિ જ છે ને ? બધુંયે આહુતિનું રૂપ છે. અખિલ વિશ્વબ્રહ્માંડ આહુતિથી જ ચાલી રહ્યું છે. આહુતિમાં શું થાય છે ? બલિદાન. પોતાને બલિદાન દઈ દો.

બલિદાન એટલે શું ? પોતાનામાં જે પશુત્વ છે તેનું બલિદાન દઈ દો. શિર તેને આપી દો. શિર આપવાથી જે મળે છે તે જ મેળવવાલાયક વસ્તુ છે. આપવું એટલે કે થઈ જવું. પૂર્વકાલે વેદમંત્રોદ્વારા વરસાદની વૃષ્ટિ કરતા. મંત્રદ્વારા ગમે તેવા વાયુના તોફાનને અટકવિતા. મંત્રદ્વારા જે વસ્તુ અર્પણ કરવામાં આવે તે તેઓને પહોંચી જાય છે. જેવી રીતે ભોજનદ્વારા આપણે તૃપ્તિનો અનુભવ કરીએ છીએ, તેવી રીતે યજ્ઞો દ્વારા દેવતાઓ તૃપ્તિનો અનુભવ કરે છે. ઘાસતેલથી દીવો સળગાવી શકાય, બીજા સારા તેલથી પણ સળગાવી શકાય. લાકડામાં પણ અગ્નિ છે, પરંતુ અગ્નિ સળગાવ્યા સિવાય તેનાથી ભોજન ન બની શકે. જો યોગી હોય તો લાકડાના વાસણમાં રસોઈ પકાવી શકે છે. પાણીથી પણ આહુતિ આપી શકાય છે. આમાં પણ ઉત્તમ, મધ્યમ વગેરે રહ્યું છે. જેવી રીતે કોઈ બળદગાડી દ્વારા, કોઈ રેલગાડી દ્વારા, કોઈ હવાઈજહાજ દ્વારા ચોક્કસ સ્થાને પહોંચી જાય છે. જો રેલગાડી અથવા હવાઈજહાજમાં અકસ્માત થઈ ગયો તો અવશ્ય બળદગાડી આગળ પહોંચી જાય છે. આહુતિ તો હરવખત ચાલી જ રહી છે. તે જ વસ્તુના ભિન્ન ભિન્ન ફળને માટે ઋષિમુનિઓએ હવનનું વિધાન કર્યું છે. તમે પૂજા કરવા બેસો છો ત્યારે ભગવાનને માળા વગેરે પહેરાવો છો શા માટે ? શા માટે માનસિક ફૂલની માળા પહેરાવતા નથી ? સ્થૂલ ભોજન ન મળે ત્યાં સુધી સ્થૂલ શરીર કેવી રીતે ટકી રહે ? એટલા માટે સ્થૂલ આહુતિની જરૂર છે. આવી રીતે સ્થૂલ આહુતિ કરતાં કરતાં અંતરથી આહુતિ થઈ જાય છે.

યોગી લોકો વગર ભોજનને પણ ચલાવી શકે છે. કારણ? કારણ શરીરને ટકાવવાને જે શક્તિની જરૂર છે તે શક્તિને યોગીઓ યોગબળથી ઉત્પન્ન કરી શકે છે. તેમના માટે સ્થૂલ વસ્તુની જરૂર નથી રહેતી. વળી બીજી પણ એક વાત છે. તમે આ બધા લોકો જે બેઠા છો, તે દરેકમાં આકાશ, વાયુ, અગ્નિ, પાણી, પૃથ્વી આમ પંચતત્ત્વ રહેલાં છે. પ્રત્યેકનો પ્રત્યેક સાથે ઘનિષ્ટ સંબંધ હોય છે. જેવી રીતે ડેપ્યુટીની સાથે ડેપ્યુટીની મુલાકાત થાય, તેવી રીતે સજાતીય તત્ત્વોનો સંબંધ થાય છે. કોઈ સકામદૃષ્ટિથી હવન કરે છે, તો કોઈ નિષ્કામદૃષ્ટિથી. આમાં સ્થૂલરૂપે આહુતિઓ અપાય છે, કોઈની ઇચ્છા ન હોય તો માનસિક આહુતિ આપે. સ્થૂલ પૂજા વખતે પણ માનસિક પૂજાની જરૂર પડે છે. દેવતા થઈને દેવતાની પૂજા કરી શકાય છે. મનથી દેવતા બનીને પૂજા કરાય છે. મનથી તેના ચરણોમાં આહુતિ આપો. દાખલા તરીકે આજે તમારા મનમાં વિચાર આવ્યો કે મારે ખેતી કરવી છે. તમે જમીન ખરીદી, બીજ વાવ્યાં, પાક વગેરે થયો. પ્રથમ તો આ વિચાર માનસિક જ હતો. તે કારણમાંથી કાર્યરૂપે પ્રગટ થયો. વેદોમાં બતાવેલા નિયમ પ્રમાણે કેટલીક વસ્તુઓ એકઠી કરીને અગ્નિને આહુતિ આપવામાં આવે છે. આ બધી વસ્તુઓ દેવતાઓ ગ્રહણ કરે છે. મનમાં તમે કોઈને દાન દેવાનો સંકલ્પ કર્યો હોય તો તો દાન દેવું જ જોઈએ. આથી જ કહેવાય છે કે મનથી ધ્યાન નથી થતું, જપ નથી થતા. મનથી ધ્યાન અને જપ શરૂ કરો. જે મહાન યોગી હોય છે તે માનસિક સંકલ્પમાત્રથી એક ક્ષણમાં જ બાગબગીચા,

હરેક વસ્તુ તૈયાર કરી શકે છે. મનથી ધ્યાન કરો. ધ્યાન કરતાં કરતાં કોઈ એવો સમય આવી જાય છે કે ભગવાન પ્રત્યક્ષ દર્શન આપે છે. આમ સ્થૂલકાર્ય કરતાં કરતાં તે પ્રગટ થઈ જાય છે. આથી જ કોઈ કોઈ સ્થૂલની પણ આહુતિ આપે છે. નામકીર્તન જે થાય છે તેને પણ કોઈ લોકો નામયજ્ઞ કહે છે. જે કંઈ થઈ રહ્યું છે તે બધું પરિવર્તન જ થઈ રહ્યું છે. બધું જ યજ્ઞ છે.

શરણાનંદજી—સ્થૂલને બદલવા માટે અગ્નિ સમર્થ છે. અગ્નિતત્ત્વ વ્યાપક બનાવે છે.

મા·શાસ્ત્રમાં શું શું લખ્યું છે તે તમે બધા જાણો.

શ.—બંને વસ્તુઓ એકમાં જ રહે છે.

મા—આખો હિસાબ લખ્યો પણ એક જગાએ શૂન્ય લખવું ભૂલી ગયા તો આખા હિસાબમાં ગોટાળો થવાનો. એક શૂન્યમાં આખો હિસાબ બગડી જવાનો. એક રેતીના કણમાં આખું વિશ્વબ્રહ્માંડ છે. સિંધુમાં બિંદુ અને બિંદુમાં સિંધુ. સત્ય વસ્તુ હંમેશાં સત્યનો જ પ્રકાશ કરે છે.

પ્ર.—મુદ્રા એ શી વસ્તુ છે?

મા—મુદ્રાની સાથે પૂજાને શો સંબંધ છે?

શ.—મુદ્રા સંયમનું અંગ છે.

મા—એથી સંયમ વધે છે. વજ્ર મુદ્રા શા માટે રાખે છે? મુદ્રા સાથે પૂજાનો સંયોગ છે. સંપૂર્ણ પૂજા થાય છે ત્યારે મુદ્રા થઈ જાય છે. શ્રીકૃષ્ણ અર્જુનને સમજાવે છે ત્યારે કેવી મુદ્રા રાખે છે? મુદ્રા હર વખત દરેકમાં થઈ રહી હોય છે. મુદ્રા શા માટે? જેવો ભાવ અંગીકાર કરશો એવી મુદ્રા થશે. ભાવથી તેના જેવો દેખાવ થઈ

જશે. જેવી રીતે જ્ઞાનમુદ્રા–આંગળીઓ વડે નિર્દેશ થવો તેનું નામ મુદ્રા. જે ભાવના આવી ગઈ, તે માફક મુખનો દેખાવ બદલાઈ ગયો, તે પણ એક મુદ્રા છે. પૂજા કરતી વખતે જેવો ભાવ તેવી મુદ્રા થાય છે. દેવતા થઈને દેવતાની પૂજા કરાય છે. કેટલાયે પ્રકારની મુદ્રાઓ હોય છે. જેવી કે શંખ મુદ્રા, મતસ્ય મુદ્રા વગેરે. ગતિ મધ્યે સ્થિતિ અને સ્થિતિ મધ્યે ગતિ રહે છે.

શ–ભાવનું ક્રિયામાં બદલાઈ જવું તેનું નામ મુદ્રા.

મા–મુદ્રાના અનંત પ્રકાર છે. આસન સાથે મુદ્રાનો સંયોગ છે. શું બતાવું ? ભોજન કરવા માટેનું પણ આસન હોય છે. કમજોરીનું પણ આસન હોય છે. આસન જોઈને ખબર પડી જાય છે કે તે વ્યક્તિ કેવી છે. આસનની સાથે મુદ્રા હોય છે. જો વિષયચિંતન કરે છે તો તેની મુદ્રા અમુક જાતની હોય છે. અનંત મુદ્રાઓ છે અને અનંત આસનો છે. દિમાગમાં ગરબડ થાય તો બધેય ગરબડ થાય. કોઈ વખત કોઈ વાત કરતાં કરતાં કોઈને સંકોચ થાય છે, કે તરત જ એની આંગળીઓ માથાના વાળમાં ચાલી જાય છે. મુદ્રા અને આસન હર વખત થાય છે. મુદ્રા, આસનદ્વારા જે દેવતાઓની પૂજા કરતા હો, તે દેવતાને પોતાનામાં જાગૃત કરો. અર્જુનને કૃષ્ણ સમજાવે છે તે કેવી સુંદર મુદ્રા છે! કૃષ્ણ કેવી રીતે હાથ કરીને સમજાવે છે! [ઘડિયાળમાં દસ વાગ્યા] સમય કહેવાય છે ને ? દસ વાગ્યા. હવે દસ કહેવા પડશે. સમયમાં બેસમય છે અને બેસમયમાં સમય છે એટલા માટે કહે છે કે કાલાતીત થાઓ.

પ્ર–કાળથી કોઈ અતીત થઈ શકે છે ?

મા—હા, થઈ શકે છે. દેશ, કાળ વગેરેથી અતીત થઈ શકે છે. દેશ, કાળ તો પ્રકૃતિ મધ્યે છે.

પ્ર—કાળનું નામપરિવર્તન થાય છે ને ?

મા—પ્રકૃતિમાં પરિવર્તન થાય છે. જગત તો કાળનો જ ખેલ છે. (મા ખૂબ હસી રહી છે.) હર સમયે દરેક વાત થાય નહિ. કોઈ કોઈ વખત એક વાત નીકળે છે, ત્યારે નીકળી પડે છે.

પ્ર—શું થાય છે ?

મા—જ્યાં જેવું થવાનું હોય છે, તેવું જ થાય છે.

શરણાનંદજી—ઉપદેશ બે પ્રકારનો હોય છે. એક હોય છે આત્મપરિચયાત્મક અને બીજો હોય છે સાધકના સંસ્કાર અનુસાર.

મા—જો ઉપદેશ દેવાની વાત હોય તો આ શરીરને (પોતાના તરફ આંગળી કરીને) ઉપદેશ દેતાં આવડતો જ નથી. બીજા કોઈની પાસે હોત તો તો ન આવડત. હું તો પરાયાઓ સાથે વાત જ કરતી નથી. હું તો મારા માતાપિતાની સાથે જ વાતો કરું છું. બાળકો તો મારા દોસ્ત છે. ભગવાનનું સારું ઘર એક જ ઘર છે. પોતાના માબાપ સાથે વાતો કરવામાં કોઈને સંકોચ નથી થતો. તમે બધા માબાપ છો. જે છોકરીનું લગ્ન થઈ ગયું તે તો માતા બનવા જઈ રહી છે, તેથી તે મારી મા છે. તમે બધા જ મારા માતાપિતા, સર્વસ્વ છો. મારા પિતા મારા દોસ્ત પણ છે. એક બિંદુમાં સિંધુ. સર્વમાં સર્વ રહ્યું છે. તેથી જ હું બીજા કોઈના ઘરમાં જતી નથી. બીજા કોઈનું ખાતી નથી. અહિં તો, આ

શરીર તો ઉપદેશ, આદેશ કરતું નથી. શું પોતે પોતાની સાથે વાત નથી કરતા ? વાતોમાં જે શ્રેય હોય તે જ લો, પ્રેયને ન લેતા. ફક્ત શ્રેયને જ લો. આ તો ઘંટડી છે. તમારી ઈચ્છા હોય તેમ બજાવી લો. જેવું તમે બજાવશો તેવું સાંભળશો.

શરણાનંદજી—પ્રોફેસર તો ફક્ત રેકર્ડની માફક કડ-કડાટ બોલી જાય છે. થોડું જ ભણાવે છે !

મા—ગોવિંદભજન શરૂ કરો.

---

## પ્રયાગ—ત્રિવેણી તટે—અર્ધકુંભમેળો

**તા : ૨૨ જાન્યુઆરી ૧૯૪૮—પોષ સુદ ૧૧, ૨૦૦૪, ગુરુવાર**

સવારમાં લગભગ ૯—૨૦ વાગ્યે મા તંબૂમાં આવીને હાજર થયાં. માને દેખતાં જ ભક્તજનો ઊભા થઈને તેમનું સ્વાગત કરવા લાગ્યા. કેટલાક પ્રણામ કરવા લાગ્યા. મા ચુપચાપ પોતાના આસને બેસી ગયાં. સુંદર કીર્તન ચાલી રહ્યું છે. "જય જય મા, જય જય મા, જય જય મા." ખૂબ સુંદર વાતાવરણ જામી ગયું છે. કીર્તન પૂરું થયા બાદ માના જીવન ચરિત્રનો હિંદીમાં પાઠ થઈ રહ્યો છે. એવામાં એક ભકતે માને પ્રશ્ન કર્યો. ( પ્રશ્નો માના જીવનચરિત્રના પુસ્તક અંગે થઈ રહ્યા હતા. )

પ્ર —જગન્નાથપુરીમાં અપમૃત્યુ થાય તો પણ કંઈ દોષ નથી લાગતો ?

મા—ના, અપમૃત્યુ થવા છતાં પણ તે વૈકુંઠ જાય છે.

પ્ર.—દેવીનો અષ્ટાંગ યોગ એટલે શું ?

મા—અષ્ટાંગયોગ કોને કહે છે ?

સ્વામીજી-( બંગાળીમાં ) અષ્ટાંગ યોગ એટલે કે-એક ક્રિયા, જેમાં અમુક આસનની સાથે સાથે ભાવની ગતિ બદલાય.

મા-શાન્ત ભાવે આપમેળે જ આ શરીરમાં ક્રિયાઓ થતી. આસન, મુદ્રા વગેરે આપમેળે જ થતાં. તમે લોકો જેને સમાધિ કહો છો-સર્વાંગી સમાધિ-એની ગતિ પણ એવી થઈ જતી કે જેમાં આસન, મુદ્રા વગેરે ગતિનો પરસ્પર પ્રકાશ થઈ જતો.

પ્ર.-સમાધિ અવસ્થામાં તો કોઈ ક્રિયા ન હોય ને ?

મા-સમાધિ અવસ્થામાં કોઈ ક્રિયા હોતી નથી. સ્થિતિ સ્થિતિમાં પણ ભેદ હોય છે. આંખ મીંચીને બેસી રહ્યા હોય, આંખ ખોલવા જાય પણ ખૂલે નહિ, ચાલવું ન ચાલવું વગેરે આ બધું તે સ્થિતિમાં રહેવા છતાં પણ થઈ શકે. સત્ય વાત છે કે સમાધિમાં કોઈ ક્રિયા હોતી નથી.

આ વાત બંગાળીમાં ચાલતી હતી એટલે ડૉ. પન્નાલાલે માને કહ્યું, “ મા, અહીં એવો નિયમ કર્યો છે-કે જે બંગાળી ભાષામાં વાત કરશે તેણે રસગુલ્લાં ખવરાવવા પડશે. મા, અમે ૫૮ જણ છીએ. ૫૮ રસગુલ્લાં લાવવા પડશે.

મા-રસગુલ્લા મનમાં ને મનમાં ખાઈ લો. ૫૮ વાર ઈષ્ટનામ જપ કરો.

બધા ભક્તો હસી રહ્યા છે. પન્નાલાલ માને કહે છે, “ મા, અમારા રસગુલ્લાં જવા નહિ દેતા. ”

મા-અમારા રસગુલ્લાં તો તમે રોજ ખાઓ છો. (મૂળ વાત પર આવતાં) અષ્ટાંગયોગ સંબંધી વાતો.

ભિન્ન ભિન્ન પ્રકારનો છે. દરેક વાત દર સમયે આવતી પણ નથી.

પ્ર—તમે અધિકારી જોઈને વાત કહો છો ?

મા—તમે જેવું વગાડશો એવું સાંભળશો. વાંકું વગાડવા જશો તો વાંકું જ એટલે કે બેસૂરું જ સાંભળશો.

પ્ર—તમે અમારા હાથનું યંત્ર ન બનો. અમને બધાંને તમારા હાથનું યંત્ર બનાવો.

મા—(હસતાં હસતાં) આ શરીરની વાત તો છોડી જ દો. તમે તો તેના યંત્ર છો જ. સંપૂર્ણપણે તેના યંત્ર છો જ.

પ્ર—અમને તો અહંકારનું જ્ઞાન રહે છે ને ?

મા—હા, તમને ખ્યાલ નથી હોતો. તમે તેના યંત્ર છો તેનું તમને જ્ઞાન નથી તે સાચી વાત છે. 'અહં'નો નાશ કરી દો. આથી યંત્રબોધ પ્રકાશ થઈ જશે. અરે પ્રકાશ ! શું ? તમે તો યંત્ર બનાવેલા છો જ.

આ વાતો કરી રહ્યાં અને સમય પણ બરોબર પૂરો થયો એટલે માએ કહ્યું, "શું મેં સમયસર વાત કરી કે ?"

એક ભક્ત—હા, મા, બરોબર સમયસર.

મા—Natural તમે લોકો શું કહો છો ? શું મેં યોગ્ય શબ્દનો ઉપયોગ કર્યો છે ને ?

પ્ર—ભગવાન રામે અને શ્રીકૃષ્ણે પોતાનાં શરીર છોડી દીધાં હતાં કે તેઓ સશરીરે અંતર્ધાન થયા હતા ?

મા—આ બધી વાતો તો તમારાં પુસ્તકોમાં લખેલી પડી છે.

પન્નાલાલ—શ્રીરામચંદ્રજી સશરીરે જ ચાલ્યા ગયા હતા.

મા—કૃષ્ણનું શું થયું હતું ?

પન્નાલાલ—અમને શી ખબર ? તમને ખબર હોવી જોઈએ. મારે અને કૃષ્ણને મેળાપ નહોતો થયો. એવું સાંભળ્યું છે કે ધ્યાનમાં હતા ત્યાં તીર વાગ્યું.

મા—શરીરનું શું થયું ?

સ્વામી પરમાનંદજી—તીર વાગ્યું અને દેહાંત થયો.

પ્ર—કૃષ્ણ ભગવાનના શરીરનું શું થયું ?

પંડિતજી—શ્રીમદ્ ભાગવતમાં તો લખ્યું છે કે ભગવાનનું શરીર મનુષ્યશરીરની માફક છૂટતું નથી. ભગવાન જ્યારે અંતર્ધાન થયા ત્યારે બધા દેવતાઓની આંખો બંધ થઈ ગઈ, અને જ્યાં તેમનું શરીર હતું ત્યાં ફક્ત ફૂલો જ પડેલાં માલૂમ પડયાં. એટલે કે તેઓ સશરીરે અંતર્ધાન થઈ ગયા. ભગવાનનું શરીર મનુષ્ય શરીર જેવું નથી હોતું. તેમનાં શરીર સચ્ચિદાનંદ વિગ્રહ કહેવાય છે.

મા—ભગવાનનું શરીર સચ્ચિદાનંદ વિગ્રહ કહેવાય છે. તેમાં ભેદબુદ્ધિ કરશો નહિ.

પ્ર—ભગવાને અવતાર લીધો હતો. સાંભળ્યું છે કે માતાજીએ પણ એક વખતે કહેલું કે તેઓ સ્વયંનારાયણ છે.

પન્નાલાલ—રામને અવતાર માને છે, પણ કોઈ કોઈ કૃષ્ણને અવતાર માનતા નથી.

પ્ર—ભગવાને અવતાર લીધો, તો પછી ભગવાન અને અવતારમાં શો ફરક ?

મા—આ વાત તો હમણાં નીકળતી નથી. પછી કદાચ નીકળે તો કહેવાય નહિ.

પન્નાલાલ—કોઈએ તુલસીદાસને કહ્યું કે તમે રામની પૂજા શા માટે કરો છો? તે તો બાર આની જ ભગવાન હતા. તુલસીદાસે કહ્યું કે અત્યાર સુધી તો મને તેની ખબર જ ન હતી કે તે ભગવાન છે. તેઓ મારા પ્રીતમ છે એમ જ હું તો સમજતો હતો.

o o o

સાંજે લગભગ ૫–૩૦ પછી માનો દરબાર ભરાઈ ગયો છે. ભક્તોથી તંબૂ ભરાવા લાગ્યો છે. આધ્યાત્મિક આલોચના ચાલે છે. માના મુખમાંથી ભગવતરસ ઝરવા લાગે છે.

મા—માના ખેલો કહો, કે પછી માયાના કે મહામાયાના ખેલો કહો—આ બધું એક છે.

પ્ર—મહામાયાના પ્રભાવથી અમે લોકો તો માયાને સત્ય માનીએ છીએ.

મા—અનિર્વચનીય માયા!

સ્વામી દિવ્યાનંદ—શંકરાચાર્ય નિર્વિશેષ બ્રહ્મને માનતા. રામાનુજ નિઃશેષ બ્રહ્મને માનતા. શંકરાચાર્યના માર્ગ આગળ ભક્તિમાર્ગ ટકી શકે નહિ.

મા—ભગવાનની ઈચ્છા ભક્તિમાર્ગને ટકાવવાની હશે તો ટકશે. આ બધા લોકોને સૃષ્ટિરૂપે કોણે સર્જ્યાં છે?

સ્વા. દિવ્યાનંદજી—બિચારા ભગવાને સૃષ્ટિ તો કરી પણ અંતે દુર્ભાગ્યથી હેરાન થઈ ગયા.

મા—લોકોની રક્ષા કોણ કરે છે?

સ્વા. દિવ્ય-'હું' જો ન હોત તો ભગવાનને કોણ પોકારતું હોત ?

મા-ભગવાન જો ન હોત તો જીવ, જગત..........

સ્વા. દિવ્યાનંદ-રહેત નહિ.

મા-તો પછી ?

સ્વા. દિવ્યાનંદ-કોઈ કોઈથી ( જીવ અને પરમાત્મા ) નાનો મોટો નથી.

મા-કોઈ કોણ ?

સ્વા. દિવ્યાનંદ-તમારાં બધાં...........

મા-ભગવાન તેના ખેલો માટે, લીલા માટે બધું કરે છે અને તમે કહો છો કે ભગવાન હારી ગયો છે.

સ્વા. દિવ્યાનંદ-હું પણ તેનો જ છું ને ? તે ભક્તાધીન છે.

( મા ખૂબ હસી રહી છે )

મા-તેને કોણ મારે છે ? તેને કોઈ મારી શકે જ નહિ.

સ્વા. દિવ્યાનંદ-જે બધો માર પડે છે, એ બધો તેનો જ માર છે.

મા-શંકરાચાર્ય અને રામાનુજાચાર્ય વચ્ચે શો ફેર હતો ?

સ્વા. દિ.-શંકરાચાર્ય જગતને મિથ્યા માનતા, જ્યારે રામાનુજાચાર્ય જગતને મિથ્યા નહોતા માનતા. તેઓનો મત હતો કે જો ભગવાન સત્ય હોય તો ભગવાનનું જગત પણ સત્ય જ હોવું જોઈએ. માયા તો ભગવાનની જ છે. જલની મુક્તિ ક્યાં થાય ? જલ નદીમાં થઈને સમુદ્રમાં જાય. વળી પાછું સમુદ્રમાંથી વરાળરૂપે વાદળ થઈને, વરસાદના રૂપે પાછું નદીમાં જ જાય.

૬

મા—જલની મુક્તિ જલમાંજ.

સ્વા. દિ.—સમુદ્રમાં તરંગ ચઢે છે અને પડે છે. તરંગનું મૂળ ક્યાં ? જલમાં જ તરંગની ઉત્પત્તિ અને જલમાં જ તેનો લય.

મા—તેનો સ્વભાવ જ એવો છે કે જલના તરંગોને જલમાં જ મિલાવી દે છે.

પરમાનંદજી—શંકરાચાર્ય બ્રહ્મને અનિર્વચનીય માનતા અને રામાનુજ અવાઙ્મનસૂગોચર માનતા.

સ્વા. દિ.—ત્યારે તો બન્નેમાં ખાસ વિરોધ નથી. 10-8-68

મા—બંનેમાં વસ્તુ તો એક જ સત્ય છે.//

(47) એટલામાં માના દર્શનાર્થે એક બંગાળી મહાત્મા શ્રી યોગેશાનંદ બ્રહ્મચારી આવ્યા. તેમની સાથે માને વાતો ચાલી.

મા—તમારે શિષ્યો છે ને ?

યોગેશાનંદ—મારે કોઈ શિષ્ય નથી.

મા—જે શાસન માને તે શિષ્ય. તમે તો કહ્યું હતું કે મારો સર્વનાશ થયો છે. મારે ૧૦૦૦ શિષ્ય થયા છે.

યોગેશાનંદ—શિષ્યો જો શાસન ન માને તો પછી શિષ્યો શાના ?

મા—જહાં પર હૈ, વહાં ડર હૈ.

ત્યારબાદ માએ આગ્રહ કરતાં યોગેશ બ્રહ્મચારીએ તેમના જીવનનો એક ખાસ પ્રસંગ કહી બતાવ્યો. "જ્યારે મારી વય ૨ા વર્ષની હતી ત્યારની આ ઘટના છે. તે વખતે મેં મારી માને કહ્યું કે મને સ્તનપાન કરાવ. મા કંઈ બીજા કામમાં રોકાયેલી હતી, એટલે

તેણે ના પાડી. હું તો અબોધ બાળક હતો. મેં માના પેટ પર લાત મારી. તે વખતે મા ગર્ભવતી હતી. મારું પાટું પડતાં જ ગર્ભપાત થયો અને માનું મૃત્યુ થયું. ત્યારથી મારા જીવનમાં મને ખૂબ આઘાત અને દુઃખ લાગ્યાં છે. અત્યારે પણ માને સંભારતાં આંસુ આવી જાય છે."

卐

## વિંધ્યાચલ

તા. ૨૪ જાન્યુઆરી ૧૯૪૮—પોષ સુદ ૧૩, ૨૦૦૪, શનિવાર

ગઈ કાલે માના આદેશથી હું પ્રયાગથી કાશી અને વિંધ્યાચલ ગયો. એટલે માના ગઈ કાલના વાર્તાલાપની નોંધ કરી શકયો નથી.

મા આજે વિંધ્યાચલમાં આવ્યાં છે. મને માતાજીએ એક દિવસ પહેલાં કાશી મોકલ્યો હતો. વિંધ્યાચલમાં કાલી-માતાની પૂજા થવાની છે. તેથી મારે કાલીની પ્રતિમા, પૂજાનાં વાસણો વગેરે લઈ જવાનાં હતાં. માતાજી આજે ૩ા વાગ્યે પ્રયાગથી આવેલાં. માના આવવાથી આશ્રમમાં ચારે તરફ ખૂબજ આનંદનું વાતાવરણ છવાઈ ગયું છે. માએ આવતાં જ આશ્રમનું નિરીક્ષણ શરૂ કરી દીધું. મા ફરતાં ફરતાં આશ્રમની ઉપરની ગેલેરીમાં ગયાં. માની સાથે આઠ, દસ ભકતો ફરે છે. માતાજી પ્રકૃતિ સૌંદર્યનું દશ્ય જુએ છે. આ સ્થળનાં ખૂબ વખાણ કરે છે. મા કહે છે. "અહિંની હવામાં જાણે નિરવતા જણાય છે. અહિં માણસો રહેતાં હોવા છતાં નિસ્તબ્ધતા જણાઈ આવે છે. અહિંની હવા

તરંગમયી છે—જાણે હવા નાચતી કૂદતી ન આવતી હોય!" માની સાથે સ્વામી દિવ્યાનંદજી પણ આવ્યા છે. તેમને પણ આ જગા ખૂબ ગમી છે એમ એ માને કહે છે. મા અને ભક્તો ચારે તરફના વિશાળ દૃશ્યના આસ્વાદનમાં મુગ્ધ થઈને તન્મય થઈ ગયા છે. ઉત્તર તરફ દૂર ગંગા નદી ધીમી ગતિએ સુંદર રૂપે પ્રવાહિત થઈ રહી છે. ચારે તરફ જાણે કુદરતે લીલો ગાલીચો બિછાવ્યો ન હોય એવું દૃશ્ય લાગે છે. આ જોઈને માએ કહ્યું, "મહેશ ભટ્ટાચાર્ય કહેતા કે આપણા માટે ભગવાને વગર પરિશ્રમે વગર પૈસે બાગ બનાવ્યો છે! કેવું સુંદર! આ પછી મા વરંડામાં ફરવા લાગ્યાં. વાતો પ્રસંગે મા કહેવા લાગ્યાં, "એમ કહેવાય છે કે આ જગાએ એક વિરાટ મંદિર હતું. તેમાં કેટલાયે રાજાઓ પોતાના સૈન્ય સાથે નાટ્ય મંદિરમાં ઊભા રહીને દર્શન કરી શકતા. આ જગા એક શક્તિપીઠ છે. અહીં ત્રણ મંદિરો ત્રિકોણાકારે આવેલાં છે. એક કાળીમાનું, બીજું અષ્ટભુજાનું અને ત્રીજું વિંધ્ય-વાસિનીનું. સામે જે ભાંગેલા પથ્થરો પડયા છે, ત્યાં એક વાર હું ફરતી ફરતી ગઈ હતી. તે વખતે આ શરીર સાથે એક ડૉકટર પણ હતા. આ ખાડામાંથી એક પથ્થરની વાટકીઘાટનું કંઈ મળ્યું હતું. તે વાડકી સ્વામી શંકરાનંદજી વાપરતા હતા. ડૉકટરોએ તે વાડકી તપાસી તો માલૂમ પડયું કે એ પથ્થરની વાડકી નથી, પરંતુ માણસનું વાડકી આકારનું હાડકું છે. ઘણા ભાગે આ જગાએ કોઈની સમાધિ કરેલી હશે, તેની ખોપરીનું હાડકું પથ્થરના રૂપમાં બદલાઈ ગયું છે. લગભગ ૧૦૦૦ વર્ષ પહેલાં ત્યાં સમાધિ દેવાઈ હશે." જેમની સમાધિ દેવાઈ છે તે મહાત્મા

એક વાર માની પાસે જ્યોતિર્મય શરીરે આવ્યા હતા. મા સાથે કંઈક વાતો પણ થયેલી. શું વાતો થઈ હશે તે તો મા જાણે! મા પાસેથી સાંભળ્યું છે કે માની સાથે તેમની મુલાકાત થયા બાદ તેમની ઉર્ધ્વગતિ થઈ છે.//

સાંજનો વખત થવા આવ્યો છે. સૂર્યદેવ અસ્તાચલ પાછળ જવાની તૈયારી કરી રહ્યા છે. તે અરસામાં બંગાળી ભક્તો માના દર્શને આવ્યા. ઉત્તર તરફના વરંડામાં મા બેઠાં છે. ભક્તો પણ બેઠા છે. એક ભકતે માને પ્રશ્ન કર્યો " મા! ભગવાનને મેળવવા શું કરવું?"

મા—ભગવાનને મેળવવા માટે વ્યાકુળ થઈને તેને પોકારો. વ્યાકુળ થયા વગર ભગવાન મળતા નથી. ભગવાનના ત્યાગમાં જ દુઃખ છે. ભગવાન સિવાય જ્યાં જશો ત્યાં દુઃખ જ મેળવશો. પશુપક્ષી પણ મનુષ્યની માફક ખાય છે, બચ્ચાં ઉત્પન્ન કરે છે અને તેનું પાલન કરે છે. જો મનુષ્ય પણ આવા દુર્લભ મનુષ્ય જન્મમાં પોતાના સાચા ઘેર એટલે કે સ્વરૂપ સાક્ષાત્કાર અથવા ભગવત્પ્રાપ્તિ માટે પ્રયત્ન ન કરે તો પશુમાં અને મનુષ્યમાં શો ભેદ? પશુઓ પણ ખાઈ પીને દિવસ ગાળે છે. ભગવાનને મેળવવા પ્રયત્ન કરો. પ્રયત્ન નહિ કરો તો મન ઉદાસ થશે જ. મન સ્વભાવે જ ચંચળ છે. જેને પ્રાપ્ત કરવાથી મન સ્થિર થાય તે કરો. જેવી રીતે નાના બાળકો આખો દિવસ ખેલવા કૂદવામાં જ ગાળવાનું પસંદ કરે છે, તેવી રીતે મન પણ ચંચળ રહે છે. એટલે મનને વશ કરવા પ્રયત્ન કરો. જ્યાં સુધી ગુરુ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી 'તત્' ભાવથી રહેવા પ્રયત્ન કરો.

પ્ર.—ભગવાનનું ભજન તો સારું નથી લાગતુ શું થાય?

મા—સારું લાગે કે ન લાગે છતાંયે સારું લગાડવું જ પડશે. આ જગતમાં બે વસ્તુઓ છે. એક છે શ્રેય અને બીજું છે પ્રેય. શ્રેયની તરફ જ ચાલવું પડશે. અમુક વસ્તુ ખૂબ ભાવે છે એમ સમજીને ખાવા જશો તો પેટ બગડશે. જે વસ્તુ શ્રેષ્ઠ હોય તેના પ્રત્યે પ્રેમ કરવો પડશે. શ્રેયને જ પ્રેય કરવું પડશે. જેવી રીતે કોઈ માણસને રોગ થાય ત્યારે તે દવા લેવા ઇચ્છતો નથી, છતાં આપણે પરાણે દવા આપીએ છીએ, તેવી રીતે મનને સારું લાગે કે ન લાગે પણ ભગવાનનું ભજન કરવું જોઈએ. જે ભગવાનરૂપી પરમધનનો તમે ત્યાગ કર્યો હતો તેને ફરીથી પ્રાપ્ત કરવું પડશે. તમે લોકો શ્રીમદ્ ભાગવત વાંચો છો અથવા તેનું શ્રવણ કરો છો ખરા ને? એક વાર પાપે ભગવાનને પૂછ્યું, "પ્રભુ! તમે બધાનું સ્થાન નક્કી કર્યું પણ મારું સ્થાન ક્યાં રાખ્યું?" ભગવાને કહ્યું, "જ્યાં ભગવત કથા ન થતી હોય ત્યાં તું જઈને રહેજે." ભગવાનને મેળવવા માટે પ્રયત્ન કરો. જ્યારે જ્યારે જે કંઈ કર્મ કરો તે બધું તેની જ પૂજા થાય છે તેમ સમજીને કરો. જે કંઈ કરો તે બધું 'તત્' બુદ્ધિથી અર્થાત્ ભગવદ્ બુદ્ધિથી કરતા રહેજો. આમાંથી તમને જે સારું લાગે તે રીતે ભાવપૂર્વક ભગવાનનું ભજન કર્યા કરો. (બોલતાં બોલતાં માનો અવાજ ધીમો પડી જાય છે.) કોશિષ તો કરવી જ પડશે. સારું નથી લાગતું એમ કહીને શ્રેષ્ઠ વસ્તુને ફેંકી દેશો?

પ્ર.—ભગવાનનો અભાવ જ માલુમ પડતો નથી, ત્યાં શું થાય?

મા-અભાવ થઈ જાય તેનો અભાવ કરો. જેવી રીતે ધનનો અભાવ થાય ત્યારે મનુષ્ય ધનની આકાંક્ષા કરે છે, તેવી રીતે અભાવના અભાવની ઇચ્છા રાખો. અભાવનો અભાવ જાગૃત કરવા જતાં તો અભાવની વૃદ્ધિ થયે જ જાય છે. સ્વભાવના (આત્મસ્વભાવના) અભાવને જાગૃત કરો. ભગવાનનો અભાવ જાગૃત કરવાની જરૂરિયાત છે. જેવી રીતે મનુષ્યને રોગ થાય તો ડૉક્ટર પાસે દવા લેવા દોડી જાય છે, તેવી રીતે (ભવરોગ માટે) ભગવાનરૂપી ડૉક્ટરનું ઔષધ લો. ઔષધ લેવાનો સમય નિયમિત હોય છે, તેમ એનો પણ સમય નિયમિત કરો. નક્કી કરો કે ૨૪ કલાકમાં આટલો સમય હું તેને પોકારીશ અથવા ભજન કરીશ. હાથથી જે કંઈ કાર્ય કરતા જાઓ, તે બધું 'તત્'બુદ્ધિથી, સેવા કરતા હો તેમ કર્યે જાઓ. 'તત્'-બુદ્ધિથી સૌને પ્રણામ કરો. ભગવાનને પ્રાર્થના કરો કે "હે પ્રભુ! હું તારો જ છું. હું તારું યંત્ર છું. તું મારો યંત્રજ્ઞ છે." રાત્રે સૂતી વખતે ભગવાનના શ્રીચરણે તમારાં સારાં ખોટાં બધાંયે કર્મો સમર્પણ કરો. સવારે ઊઠતી વખતે પણ ભગવાનને પ્રણામ કરો. બાળકો પણ આવી રીતે કરે તો સારું.॥

સાંજ પડી ગઈ છે. મા ભક્તોની મંડળી સાથે પહાડ પર ફરવા નીકળ્યાં છે. ફરતાં ફરતાં મા મહેશચંદ્ર ભટ્ટા-ચાર્યના ભજનાલય તરફ ગયાં. આમ તેમ ફરીને છેવટે મા ભજનાલયના કમ્પાઉન્ડમાં આવેલી પંચવટીનું નિરીક્ષણ કરવાં લાગ્યાં. પાછળથી માને અંદર બેસવાનો વિચાર આવ્યો. એટલે તરત જ મેં તથા બીજા એક ભાઈએ

સહેજ સફાઈ કરી. માનું આસન બિછાવવામાં આવ્યું. મા ભિન્ન ભિન્ન પ્રસંગો પર વાતો કરી રહી છે. માએ એક વાત કહી, "એક જગાએ સુંદર આંબાનું ઝાડ હતું. તે ઝાડ પરથી મારા માટે મ્હોર લાવવામાં આવ્યો. તે મેં ખાધો. ત્યાર બાદ એ ઝાડના પોતાની મેળે ઊભા ચાર ટુકડા થઈ ગયા. જેવી રીતે બ્રહ્મરંધ્રમાંથી પ્રાણ નીકળી જાય, તેવી રીતે ઝાડના વચમાંથી જાણે પ્રાણ ચાલ્યો ન ગયો હોય તેમ સીધા ચાર ચીરા થઈ ગયા અને ચાર દિશામાં પડયા. એ લાકડામાંથી એક ટુકડો મેં કમલાકાન્તને સાચવી રાખવાનું કહેલું. જ્યારે કાશીમાં હવન શરૂ થયો ત્યારે તે લાકડાને પ્રથમ સૂકવામાં આવ્યું હતું અને તેની દ્વારા જ અગ્નિ પ્રગટાવવામાં આવેલો."

પ્ર.—બાકીના લાકડાનું શું થયું ?

મા—અખંડાનંદજીએ તે લાકડાં હવન માટે ખરીદી લીધેલાં.

હું—મા, આ વૃક્ષરૂપે કોઈ મહાત્મા જ હશે ને ?

મા—ચોક્કસ. કેટલું સરસ ! તેનું આખું અંગ હવનના કામમાં વપરાઈ ગયું !

પંચવટીમાં બેઠા બાદ સંધ્યાનો સમય થવા આવ્યો છે. સૂર્યદેવ ક્ષિતિજ પરથી ધીરે ધીરે નીચે ઊતરતા જાય છે. મા ભક્તવૃંદથી વીંટળાઈને પંચવટીના આસન પર બેઠી છે. ભક્તોના પ્રાણમાં આનંદનો પાર નથી. સૌ એક દૃષ્ટિએ માના મુખમંડળ પર દૃષ્ટિ કરીને બેસી રહ્યાં છે. ખાસ કરીને સ્વામી દિવ્યાનંદજી ખૂબ ખુશ થયા હોય તેમ લાગે છે. મા કહે છે, "કેવું સરસ ! અહીં જે માણસો

આવ્યા છે તે યોગ્ય પ્રમાણમાં આવ્યા છે. એક વધારે પણ નહિ અને એક ઓછો પણ નહિ. જે સમયે જે થવાનું હોય છે તે યોગ્ય રીતે થયે જ જાય છે." ત્યાર-બાદ સ્વામીજીએ સ્તુતિ, સ્તોત્રો માની સામે ગાયાં. નિઃશબ્દ વાતાવરણ થઈ ગયું છે. સૌ ચુપચાપ પોત-પોતાના ઈષ્ટદેવના ચિંતનમાં, ધ્યાનમાં મગ્ન થઈને માના સાંનિધ્યમાં બેઠા છે. બધાનાં અંતર આનંદથી હિલ્લોળા મારે છે. પંચવટી જેવાં પાંચ પવિત્ર વૃક્ષો નીચે જગજ્-જનની માની સમીપે બેસીને જપ અથવા ધ્યાન કરવામાં કોને આનંદ ન આવે ?

આજે રાત્રે અહિં કાલીપૂજાનો કાર્યક્રમ છે. માના એક ભક્ત આ પૂજા કરાવે છે. માકાલીની ખૂબ સુંદર પ્રતિમા થઈ છે. કાશીથી વિશુદ્ધા પૂજા માટે પધાર્યા છે. માના આદેશથી તેમજ દિશા સૂચન પ્રમાણે પૂજામંડપ સુંદર રીતે શણગારવામાં આવ્યો છે. રાત્રે લગભગ નવ વાગ્યે માની પવિત્ર હાજરીમાં જ પૂજા શરૂ થઈ. રાત્રે લગભગ દોઢ વાગ્યે પૂજા પૂરી થઈ. પૂજા ચાલતી હતી તે વખતે સ્વામી દિવ્યાનંદજીએ કાલીકીર્તન, શ્યામાસંગીત વગેરે સુંદર રીતે કર્યું હતું. પૂજાની પૂર્ણાહુતિ થયા બાદ પ્રસાદ વહેંચાયો હતો. ||7|||1948

## (४६) પ્રયાગ-ત્રિવેણીતટે-અર્ધકુંભમેળો

તા. ૨૫ જાન્યુઆરી ૧૯૪૮–પોષ સુદ ૧૪, ૨૦૦૪, રવિવાર.

હું તથા બીજા ભક્તો સવારની ગાડીથી પ્રયાગ પાછા આવી ગયા છીએ. મા વિંધ્યાચળથી પાછાં ફર્યાં નથી. તેઓ

સાંજે મોટર દ્વારા આવશે. સવારે તો માની ગેરહાજરીને લીધે દરબાર ભરાયો નહિ. આતુર ભક્તો માના દર્શન માટે આવે છે, પરંતુ માની હાજરી ન હોવાથી નિરાશ થઈને પાછા ચાલ્યા જાય છે.

સાંજે મા આવવાનાં છે એમ ખબર પડવાથી ભક્તોનાં ટોળાં તંબૂમાં એકઠાં થાય છે. તંબૂમાં બધું વ્યવસ્થિત ગોઠવી રાખવામાં આવ્યું છે. આતુરતાપૂર્વક માની રાહ જોવાઈ રહી છે. માના આવવાની વાર થતી જોઈને મણિ-દીદીએ ભજનો ગાવાં શરૂ કર્યાં.

તુમ્હારે કારણ સબસુખ છડિયાં
અબ મોહે કુયોં તલસાવો.

o o o

મેરો મન રામ હી રામ રટાય રે

ત્યાર બાદ એક વૃજવાસીભાઈ 'પાની મેં મીન પ્યાસી' ભજન ગાય છે.

બધાંને ખૂબ રાહ જોવડાવ્યા બાદ રાત્રે નવ વાગ્યે માં વિંધ્યાચલથી આવ્યાં. માને તંબૂમાં આવતાં જોઈને સૌ આનંદ પૂર્ણ થઈ ગયાં- મા આવીને ચુપચાપ બેઠાં. બધા ભક્તો માના દિવ્ય મુખ તરફ એકી નજરે જોઈ રહ્યા છે. જાણે મા તરફની અહૈતુકી કૃપાનો વરસાદ વરસી રહ્યો છે. અલ્હાબાદના મુખ્ય ન્યાયાધીશ શ્રી. શંકરશરણ પણ આવીને માની પાસે બેઠા છે. માએ એમને કહ્યું, 'તમારી મોટર જોઈને મને ખબર પડી કે તમે અહિં બેઠા છો."

શંકરશરણ—તમને કેવી રીતે ખબર પડી કે એ મોટર મારી છે?

મા—એમને એમ જ ખબર પડી. એવું પણ બનતું હોય છે કે કોઈ વ્યક્તિ બજારમાં વાસણ અથવા કપડું ખરીદવા જાય, ત્યારે તેની ઇચ્છાની છાપ તે વસ્તુઓમાં રહી જાય છે. જે યોગી હોય તે કપડું અથવા વાસણ જોઈને જ સમજી શકે છે કે આમાં અમુક વ્યક્તિની ઇચ્છારૂપી સત્તા રહી ગઈ છે. જ્યારે અભાવ હોય છે ત્યારે તો ખરીદવા જાય છે. જ્યાં અભાવ પૂર્ણ કરવા જાય છે ત્યાં આવી વસ્તુ રહી જતી હોય છે, કારણ કે બિંદુમાં સિંધુ છે. એક રેતીના કણમાં પણ વિશ્વબ્રહ્માંડ રહી શકે છે, એક શૂન્યમાં બધું રહી શકે છે. આ બધું જેને દૃષ્ટિ હોય તેવા યોગીઓ જોઈ શકે છે. જેવી રીતે એક નાનકડા વડના બીજમાં આવડું મોટું વડનું વૃક્ષ રહ્યું છે, અરે! એટલું જ નહિ પણ તેમાં તો આવાં અનંત વૃક્ષો રહ્યા છે. અનંત સ્થિતિ, અનંત ગતિ, અનંત પત્ર, અનંત કદ, અનંત બીજ—આ બધું તેમાં રહ્યું છે.

પ્ર.—આ બધું તો જેને દૃષ્ટિ હોય તે દેખે. અમે તો આમાંનું કશુંયે જોઈ શકતાં નથી.

મા—યોગી લોકો જોઈ શકે છે. વિચારથી પણ ખબર પડી જાય છે ને? તમે ઘણીવાર લોકોને મુખે સાંભળ્યું હશે કે છોકરી તો માની છે અને છોકરો બાપનો છે, પરંતુ શું આવું હોય છે? છોકરી તથા છોકરો બંનેમાં માબાપ છે. વાસુદેવ સર્વમાં રહે છે. અગ્નિની એક ચિનગારી જુદી કરીએ તો તેમાં પણ અગ્નિ જેટલી જ આગ લગાડવાની તાકાત છે. પૂર્ણમાંથી પૂર્ણ જાય તો પૂર્ણ જ રહે.

ત્યારબાદ સામાન્ય ખુશખબર પૂછાયાં બાદ માનો દરબાર વિસર્જન થયો.

## પ્રયાગ ત્રિવેણીતટે–અર્ધકુંભમેળો.

તા. ૨૬ જાન્યુઆરી ૧૯૪૮–પોષ સુદ પૂર્ણિમા, ૨૦૦૪, સોમવાર.

આજે અર્ધકુંભમેળા નિમિત્તે ત્રિવેણીમાં પૂર્ણિમા સ્નાન છે. સવારે લગભગ ૬ાા વાગ્યે મા અને ભક્તોની મંડળી ત્રિવેણી સ્નાન માટે ઊપડે છે. પાંચ નાવ ભાડે રાખવામાં આવ્યાં છે. આગળથી માએ પ્રત્યેક નાવડાના નેતા નક્કી કર્યા છે. મને પણ એક નાવનો નેતા બનાવ્યો છે. માની સાથે બધી મંડળી યમુના કિનારે ગઈ. મા પોતે ઊભાં ઊભાં ભક્તોને સૂચનાઓ આપે છે. કોણે કયા નાવડામાં બેસવું તે કૃપામયી મા નિર્દેશ કર્યે જાય છે. બધું વ્યવસ્થિતરીતે ગોઠવાઈ ગયા બાદ, માના આદેશથી, બધાં નાવડાં, યમુના નીર પર સડસડાટ સરવા મંડી પડયાં. માનું નાવ સૌથી મોખરે છે. બીજાં નાવડાં માના નાવડાની સાથે રહેવા માટે હરીફાઈ કરવા લાગ્યાં છે. અહા! કેટલું સુંદર દૃશ્ય! જગજ્જનની, ત્રિતાપ-હારિણી, ભક્તોને ભવસાગરમાં પાર કરવાવાળી સાક્ષાત મા, અમારી બધાંની સાથે આનંદ કલ્લોલ કરતી, જઈ રહી છે. ભક્તોનાં હૃદય આનંદથી તરબોળ થઈને નાચી રહ્યાં છે. એમ લાગે છે કે જાણે સાક્ષાત યમુના, ગંગા, સરસ્વતી માને પ્રેમપૂર્વક આહ્વાન આપીને લઈ જાય છે. તેઓ, માને તેમની અંદર ભેળવીને, આનંદથી નાચતી કૂદતી દોડી રહી છે. નાવડાંની હરીફાઈ પણ ખૂબ જોર-

પૂર્વક ચાલે છે. કોઈ વાર કોઈ નાવડું માની નજીક આવી જાય છે, તો કોઈ વાર વળી દૂર રહી જાય છે. આવી રીતે માના સાંનિધ્યમાં આનંદોત્સવ કરતાં કરતાં ત્રિવેણી સંગમે પહોંચી ગયાં. બધાં નાવડાં માના નાવડાને વીંટળાઈને ઊભાં છે. 'જય જય જય મા'નો સુમધુર ધ્વનિ શરૂ થયો છે. છેવટે માએ બધા ભક્તોને સ્નાન કરવાનો આદેશ આપ્યો. બધા ટપોટપ સ્નાન કરવા મંડી પડયા. અહા કેવું સૌભાગ્ય ! જેના દર્શનને માટે દેવો, ઋષિઓ વગેરે પણ ટળવળી રહે છે તેવી અનંત વિશ્વબ્રહ્માંડની જગજ્જનની મા સમક્ષ—મા સાથે સ્નાન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે ! માને પ્રણામ કરીને ત્રણ ડૂબકીઓ મારી. ત્રિવેણી તથા માને પ્રાર્થના કરી કે હે મા ! કૃપા કરો કે હું મારી માને પૂર્ણરૂપે પ્રાપ્ત કરું. તેમજ જીવનની પ્રત્યેક ક્ષણે માનું ચિંતન ચાલે. આમ કેટલીયે આંતરિક પ્રાર્થનાઓ કરી. સ્નાન બાદ ત્રિવેણીની ફૂલોથી પૂજા કરી. કપડાં બદલીને માના ચરણનો સ્પર્શ કરીને પ્રણામ કર્યા, તથા ચરણકમળોમાં ફૂલો અર્પણ કર્યાં. ચરણનો સ્પર્શ કરવા જતાં મા બોલી ઊઠયાં, "ના કહેવા છતાં શા માટે સ્પર્શ કરો છો ?" માએ બે ચાર જણને આશીર્વાદ રૂપ માળા પહેરાવી. હું મા પાસે પહોચ્યું એટલામાં તો માળાઓ પૂરી થઈ ગઈ. મનમાં તો ખૂબજ ઇચ્છા હતી કે મા મને પણ આશીર્વાદરૂપ માળા પહેરાવે તો સારું. પણ મારી મા તો અંતર્યામિની છે. તેનાં પ્યારાં બાલુડાંઓની પ્રાર્થના મા સિવાય બીજું કોણ પૂરી કરે ? માએ મને પણ એક માળા પહેરાવી. ત્યાર બાદ નાવડાં પાછાં ચાલ્યાં. ||

સવારના ૧૦ વાગ્યા છે. મા તંબૂમાં આવીને બેઠી છે. ભકતોના આગ્રહથી માએ એક ભજન ગાયું.

પ્રેમકી પૂતલિયાં ભજન કરો રે, ભજન કરો રે,
કાષ્ઠકી પૂતલિયાં ભજન કરો રે, ભજન કરો રે,
કૌન તુમારી બહન ભાનજા ? કૌન તુમારી માતા ?
કૌન તુમારી સાથ ચલેંગે ? ઔર કૌન બને ગુરુ માતા ?
ભજન કરો રે........

યમુના હમારી બહન–ભાનજા, ગંગા હમારી માતા,
પુણ્ય હમારી સંગ ચલેગા, ધર્મ બને ગુરુ માતા,
ભજન કરો રે........

કૌન તુમારા દેવર લગત હૈ ? કૌન તુમારા જેઠ ?
કૌન તુમારી નનદ લગત હૈ ? ચમકે ચારે દેશ !
ભજન કરો રે.......

ચંદ્ર હમારે દેવર લગત હૈ, સૂર્ય હમારે જેઠ,
બિજલી હમારી નનદ લગત હૈ, ચમકે ચારે દેશ !
ભજન કરો રે.......

કૌન તુમારે સખા લગત હૈ ? કૌન તુમારે સાથી ?
કૌન તુમારે પિતા લગત હૈ ? કૌન તુમારે પતિ ?
ભજન કરો રે.......

સત્ય હમારે સખા લગત હૈ, ધીરજ મેરા સાથી,
પિતા હમારા પરમ પિતા હૈ, ઔર આત્મા મેરા પતિ,
ભજન કરો રે.......

ભજન પૂરું થયા પછી માના આદેશથી હિરેનદીએ ભજન ગાયું.

હરિસે લાગી રહો રે ભાઈ
તેરા બનત બનત બન જાઈ
તેરી બિગરી બનત બનત બન જાઈ.

× × ×

સાંજે પા।। વાગ્યે મા તંબૂમાં આવીને બેઠાં છે. સ્વામી શરણાનંદજી વગેરે પણ આવ્યા છે. શરૂઆતમાં સુંદર કીર્તન ચાલ્યું. માએ પોતાના લાંબા કેશ, શિવજીની જટા માફક બાંધ્યા છે. જાણે સાક્ષાત શિવજી ન બેઠા હોય તેવું મુખ, ખૂબ તેજસ્વી અને દેદીપ્યમાન દેખાઈ રહ્યું છે. ભકતો પણ મુગ્ધ થઈને આવા અમુલ્ય દર્શનનો લાભ લઈ રહ્યા છે.

પ્ર.–મનુષ્ય અને દેવમાં શું ફરક છે ?

મા–( શરણાનંદજીને ) પિતાજી, આપ બોલો.

શરણાનંદજી–સૃષ્ટિ શબ્દ એક છે. એકમાં અનંત યોનિ હોઈ શકે છે. દેવયોનિ પણ હોઈ શકે છે. દેવો થોડું લઈને વધારે આપે છે. અમુક રીતે વિચારતાં મનુષ્યયોનિ દેવયોનિ કરતાં પણ વધારે ઊંચી છે. જેઓ ભોગના અભિલાષી નથી, તેઓ દેવતાઓથી પણ મોટા છે. મનુષ્યયોનિ સાધનાનું સ્થાન છે. દેવયોનિ એ ભોગયોનિ છે. દેવયોનિમાં સાધના નથી થઈ શકતી. જો ભોગેચ્છા ન હોય તો મનુષ્યયોનિ શ્રેષ્ઠ છે. જેઓને ભોગેચ્છા છે તેઓએ દેવતાઓનું શાસન માનવું જોઈએ. મનુષ્ય-જીવનમાં બે ઇચ્છાઓ હોય છે, એક ભોગેચ્છા અને બીજી ભગવત્પ્રાપ્તિની ઇચ્છા. બધું છોડીને ભગવાના ચરણમાં શરણ લેવું.

પ્ર.—સ્વરૂપ એટલે શું ?

મા—કોઈ પૂછશે કે આંખ અને સૂર્યનું સ્વરૂપ શું છે ? જાત એક છે. આંખ વિના સૂર્ય જોઈ શકાતો નથી પ્રત્યેક શરીરનું પ્રત્યેક અંગ દેવતા છે.

પ્ર.—બ્રહ્મા વગેરે દેવતાઓ હોય છે ?

મા—ઉપાસનાની દૃષ્ટિએ દેવતાઓની કલ્પના કરવામાં આવી છે. મનુષ્યમાં ત્રણ ગુણો મુખ્ય હોય છે, કોઈ રજોગુણ પ્રધાન, કોઈ તમોગુણ પ્રધાન, તો કોઈ સત્ત્વગુણ પ્રધાન, હોય છે. એક આદમી દા. ત. ભીલ દારુ પીએ છે. તે પણ ઈશ્વરને મેળવી શકે છે. ધર્માચાર્યોએ તેને માટે પણ પૂજા પદ્ધતિ બતાવી છે. તે દેવીને માંસ વગેરે ધરાવે છે. 'આજે હું મારી માને ભોગ ધરાવીશ' આવો ખ્યાલ તે પ્રેમની બીજી અવસ્થા છે. કોઈ પોતાના તામસ સ્વભાવથી અનાસક્ત હોય છે. કોઈ રજોગુણ પ્રધાન ભક્ત હશે તો તે, તે અનુસાર પૂજા કરશે. તેના માટે તે જ ઠીક છે. કોઈ તાર્કિક તત્ત્વજ્ઞાની આવશે તે કહેશે કે તમારો આત્મા તો બધા ગુણોથી પર છે. જેવો જેનો સ્વભાવ તે અનુસાર યોગ્ય વ્યવસ્થા હોય છે.

ધર્મ—પ્રત્યેક સાધકની દૃષ્ટિએ સત્ય હોય છે. સાધ્યમાં ભેદ નથી રહેતો.

મજહબ—એક વ્યક્તિ પોતાના ધર્મને જ સત્ય માને છે. બીજા બધા ધર્મોને મિથ્યા માને છે.

સિદ્ધ પુરુષ બધાને એક માને છે.

શરણાનંદજી—સાધનાની અવસ્થામાં કલ્પનાનો ભેદ હોય છે. વસ્તુનો ભેદ થતો નથી. પ્રભુ આપણા સ્વભાવની

કક્ષાએ ન આવતો હોત તો આપણે તેને પ્રાપ્ત કરી શકતાં ન હોત. જો શરીર સત્ય છે તો સૃષ્ટિ પણ સત્ય છે. મા જો અહિં ન બોલતાં હોત તો કોઈ અહિં બેસત નહિ. આપણા જીવનમાં અને માના જીવનમાં અંતર છે. જે દે છે તે જ દેવતા છે. મનુષ્યમાં પશુત્વ, દેવત્વ વગેરે બધું હોય છે. સંસારનું જ્ઞાન પોતાના જ્ઞાનથી થાય છે. જે ચીજ તમારામાં નથી તેને તમે નહિ સમજી શકો. દેવનો સ્વભાવ તમારા શરીરમાં છે. ઉપભોગનો સ્વભાવ પણ તમારા શરીરમાં છે.

મા–આપે બહુ સારું કહ્યું.

પ્રશ્ન–સાકાર પૂજામાં ગણેશ, બ્રહ્મા વગેરેનું સ્વરૂપ રાખવામાં આવે છે. આ બધું શું સત્ય છે કે પછી ફક્ત મનની કલ્પના જ છે ?

આ પ્રશ્ન પર સ્વામી શરણાનંદજીએ ખૂબ આલોચના કરી. તેમણે આખા પ્રશ્નની સુંદર તાત્વિક દૃષ્ટિએ છણાવટ કરી. તેમણે ઇચ્છા અને આવશ્યકતા–આ બંને મુદ્દા સુંદર રીતે સમજાવ્યા. તેમણે કહ્યું, "ઇચ્છા મનુષ્યને પરતંત્ર, પ્રમાદી, અપ્રમાણિક, હૃદયહીન બનાવી દે છે."

મા–પિતાજી, શું આ ઇચ્છાનો સ્વભાવ છે ?

શરણાનંદજી–હા.

મા–ઇચ્છા શી વસ્તુ છે ?

શરણાનંદજી–ઇચ્છા પરતંત્ર બનાવી દે છે. બધાંની ઇચ્છા ભિન્ન ભિન્ન હોય છે. આવશ્યક્તા સ્વતંત્ર બનાવે છે. બધાંની આવશ્યક્તા એક હોય છે.

મા.—અમારે તો અનંત માતા, અનંત પિતા છે. પિતાજી, ઇચ્છા શી વસ્તુ છે ?

શરણાનંદજી—જે વસ્તુ મને હેરાન કરી રહી છે તે જ ઇચ્છા.

મા—જે વસ્તુ હેરાન ન કરે તે ?

શરણાનંદજી—તે આવશ્યક્તા છે.

પ્રશ્ન—આપણે બધા ભગવાનને પરાધીન છીએ ?

શરણાનંદજી—ભગવાન પરાધીન છે. જીવ સ્વાધીન છે. જ્યારે જીવની ઇચ્છા થાય ત્યારે ભગવાનને પોકારી શકે છે. આમાં જ માની મહત્તા છે. અનંત શક્તિ હોવા છતાં પણ પોતે શું પરાધીન નથી બની જતાં ? ભોગવાસના રહેવા છતાં પણ ભગવાન મુક્તિ આપી શકે છે. દેખો, ભગવાન પરાધીન છે કે નહિ ? ભગવાન પ્રત્યેક જીવના ધામમાં ૨૪ કલાકમાં અનંતવાર આવે છે, પરંતુ જગ્યા નહિ મળવાથી બિચારો પાછો ચાલ્યો જાય છે. શક્તિ અને જ્ઞાન વિના મૂલ્યે મળે છે. માણસ એના સદુપયોગ દ્વારા ઉત્કૃષ્ટ બને છે અને દુરુપયોગ દ્વારા નિઃકૃષ્ટ બને છે.

પ્રશ્ન—પોતપોતાનાં સંચિત કર્મો મનુષ્યને ભોગવવાં જ પડે છે. નિષ્કામ કર્મ દ્વારા તે કર્મો કપાઈ જાય છે. તો તેમાં ભગવાનનું શું કર્તૃત્વ ? //

શરણાનંદજી—ભગવાને એક મોટી ભૂલ કરી. અને તે એ કે તેણે જે વસ્તુ આપી તેના પર પોતાનું નામ ન લખી આપ્યું. કોઇ પણ પ્રાણી અથવા જીવ ભગવાનની કૃપા વિના મુક્ત નથી થઇ શકતો. કર્મ ક્યારે બને છે ?

જ્યારે તમે કર્તા બનો છો ત્યારે જ કર્મ બને છે. જો સીમાબદ્ધ ભાવો, વાસના દૂર નથી રાખી શકતા તો પછી મુક્તિ તો ક્યાંથી મળે? દ્રષ્ટા જ્ઞાનથી વાસનાઓને જલાવી દે છે, પ્રેમી ભક્તિથી ઓગાળી દે છે, સેવક પોતાનો અહંભાવ જગતને અર્પણ કરી દે છે. બંધનમાંથી છૂટવા માટે બીજું કંઈ નહિ તો આટલું તો કરો જ. અહંભાવ માને આપી દો. પોતાની કોઇ વસ્તુ પર પોતાનો અધિકાર ન માનો. સંસારની વસ્તુ સંસારને આપી દો અને પોતાને ભગવાનના શ્રીચરણે અર્પણ કરી દો.

પ્રશ્ન—ચૈતન્ય મહાપ્રભુએ જેવી રીતે જગાઈ મધાઈનો ઉદ્ધાર કર્યો હતો તેવો ઉદ્ધાર થાય તો સારું.

શરણાનંદજી—ભક્ત અને ભગવાનમાં પાપ નથી રહેતું. જો તમે તમારું બધું સદાને માટે આપી દો તો ઉદ્ધાર થઈ શકે. પાપ પાપીમાં રહે છે. જો તે પાપ આપવા ચાહે તો આપી શકે છે. માણસને ખબર છે કે 'હું જૂઠો છું.' જો તમે તમારું 'હું પણું' દઈ શકો તો મા તરત જ લઈ લે છે. મા તો બધાનું 'હુંપણુ' હજમ કરે છે. આ તો તેનો પોતાનો ખોરાક છે. મા અહંથી ઓછું નથી લેતાં. 'હુ' અને મારું 'પાપ' આ બે વસ્તુ જુદી નથી હોતી. 'હુ' અને 'મારુ' આ બંને ભૂલભરેલા ખ્યાલ છે. આ ખ્યાલ દૂર કરવા જોઈએ. અનંત જન્મોનાં પાપ એક ક્ષણ માત્રમાં નષ્ટ થઈ શકે છે. જગતની ચીજ જગતને આપી દો. પોતાને ભગવાનના ચરણમાં આપી દો. મા પરાધીન છે. મા એકલી જ બેસવા માગે છે.

મા—જગતની ચીજ જગતને કેવી રીતે અપાય?

શરણાનંદજી—મા કોઈ પર નારાજ થતી નથી. જેવી રીતે મા રહે છે તેવી રીતે રહો. જો કોઇ ખવરાવનાર આવે તો મા ખાઈ લે છે. મા તો ક્યાંયે ભાષણ આપવા જતી નથી. છતાં આટલાં બધાં માણસો શા માટે અહિં આવે છે? માને ફીકર છે ફક્ત પોતાની જગ્યા શોધવાની.

મા—તમે જ માતા છો, તમે જ પિતા છો.

માએ શ્રી શરણાનંદજીને ફળ આપ્યું. ડૉ. પન્નાલાલે પ્રશ્ન કર્યો, "આ ઇચ્છા છે કે આવશ્યક્તા?"

શરણાનંદજી—કૃપા છે.

મા—કોઈ ફળ લઇને અહિં આવ્યું હતું. પરંતુ તે ફળ આપ્યા વિના પાછું જતું હતું, એટલે મેં પિતાજીને માટે, તેની પાસેથી, બળજબરીથી ફળ પડાવી લીધું.

પન્નાલાલ—મા, તું અમને ક્યારે પડાવી લઈશ?

શરણાનંદજી—જેવી રીતે તમે ફળ લઇને ઉભા રહ્યા હતા, તેવી રીતે તમારા અહંકારને લઈને ઉભા રહેશો ત્યારે.

ત્યારબાદ મણીદીદીએ ભજન ગાવું શરૂ કર્યું.

મેરે જનમ મરણ કે સાથી

ભજન પૂરું થયા બાદ ડૉ. પન્નાલાલે પ્રશ્ન કર્યો, "ગંગા યમુનાને તો જોઈ શકાય છે, પરંતુ સરસ્વતી ક્યાં છે?

મા—પિતાજી, ત્રિવેણી તો તમારી પાસે જ છે.

પન્નાલાલ—ક્યાં? દેખાતી નથી ને?

મા—હાં, એમ વાત છે કે?

પન્નાલાલ—મા કહે છે કે, 'હું તો નાની બાળકી છું.'

શરણાનંદજી—દરેક જણ નાનું બનવા નથી ચાહતું.

મા બોલવા જાય છે તેટલામાં શ્રી યોગાનંદ બ્રહ્મચારી તથા ગોપાલ ઠાકુર માની પાસે આવ્યા. મા (એ બંનેને તથા શરણાનંદજીને બતાવીને) બોલી ઊઠયાં, "જુઓ આ ત્રિવેણી." એમ કહી ખૂબ હસવા માંડે છે. મણિદીદી ભજનની ધૂન ગાવા લાગ્યાં. માએ પણ સુમધુર કંઠે ધૂન ગાવી શરૂ કરી.

સીતારામ સીતારામ........

રામારામ રામારામ........

માએ નીચેનું પદ પણ ગાયું.

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ,

હરિનામ ગાયે જા, પ્રભુકો રીઝાયે જા.

પ્રેમ હરિનામ—ભાઈ લીયેજા દીયેજા.

થોડી વાર બાદ માનો દરબાર વિસર્જન થયો.

આજે મોટા તંબૂમાં ફક્ત સ્ત્રીઓના કીર્તનની જ વ્યવસ્થા કરવામાં આવી છે. મા રાત્રે લગભગ ૧૦ વાગ્યે તંબૂમાં પધાર્યાં. બહેનોએ માતાજીના ફોટાને તથા શ્રીકૃષ્ણના ફોટાને સુંદર રીતે સજાવી રાખ્યા છે. શરૂઆતમાં ભાઈઓને અંદર પ્રવેશ કરવાની મનાઈ હતી. પરંતુ પાછળથી માની રજાથી અમે પણ અંદર દાખલ થયા. કીર્તન બધાં સારી રીતે સાંભળી શકે માટે ધ્વનિવર્ધક યંત્રની વ્યવસ્થા કરવામાં આવી હતી. માએ મધુર કંઠથી હાથમાં ખંજરી લઈને કીર્તન કરવું શરૂ કર્યું. 'કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હે, રામ રામ રામ હે.' માની ભક્તો પર કેટલી કૃપા! અસંખ્ય વ્યક્તિઓએ

આજે માના કંઠથી સુમધુર નામકીર્તન સાંભળ્યું. માએ આવી રીતે માઘમેળાના હજારો ભક્તજનો પર અહૈતુકી કૃપાનું વર્ષણ કર્યું.

## પ્રયાગ–ત્રિવેણીતટે–અર્ધકુંભમેળો

તા. ૨૭ જાન્યુઆરી ૧૯૪૮–પોષ વદ ૧, ૨૦૦૪, મંગળવાર

ગઈ કાલે રાત્રે શરૂ થયેલું કીર્તન અખંડ રીતે હજી ચાલે છે. મા રાત્રે બે વાગ્યા સુધી બેઠાં હતાં. સારી યે રાત કીર્તન જોમભેર ચાલ્યું હતું. સવારે પણ કીર્તન ચાલી રહ્યું છે. મા કીર્તનમાં જઈને બેઠાં છે. સવારે ફરીથી ધ્વનિવર્ધક યંત્ર શરૂ થઇ ગયું છે. માએ પણ થોડું નામ-કીર્તન શરૂ કર્યું. માએ પ્રથમ 'સીતારામ' અને ત્યારબાદ 'હરિબોલ' શરૂ કર્યું. અહા! શું મધુર કંઠ! બિચારી કલમની શું તાકાત કે તે આવા સ્વર્ગીય આનંદનું વર્ણન કાગળ પર ઉતારી શકે! બીજી બહેનોનાં ભજનો પણ થયાં. 'જપો મા આનંદમયી, ગાઓ મા આનંદમયી, ડાકો મા આનંદમયી નામ હૈ' નું સુંદર કીર્તન થયું. છ વાગ્યા સુધી કીર્તન થયું. ૬।। વાગ્યે અમે માતાજી સાથે ફરીથી, મોટાં બે નાવડાં ભાડે કરીને યમુના પ્રવાસે ગયાં. સદ્‌ભાગ્યે હું આજે માની સાથે જ નાવડામાં હતો. માના આદેશથી નીચે પ્રમાણેનું ભજન ગવાયું. મા પણ વચ્ચે વચ્ચે નવાં વાક્યો ઉમેરીને આનંદમાં વધારો કરતાં હતાં.

કલિમલનાશિની જય ગંગે,
પતિતપાવની જય ગંગે,
દેવ દેવ મહાદેવ, શિર પરે જટા.

શ્રી. ગોપાલ ઠાકુર તથા તેમનાં પત્ની પણ નાવડામાં સાથે હતાં. નાવડાં સંગમ પર પહોંચ્યાં. શ્રી પ્રભુદત્ત

બ્રહ્મચારી પણ તેમના ભક્તો સાથે સંગમ પર આવ્યા હતા. તેઓશ્રી માને તેમના નાવમાં લઈ ગયા. સ્નાન બાદ ભક્તો માને માળાઓ અર્પણ કરે છે. કોઈ માને પ્રણામ કરે છે. તદ્દુપરાંત આજુબાજુની હજારો આંખો માનાં કલ્યાણમય દર્શન કરી રહી છે. જાણે આનંદની રેલમછેલ ન થઈ રહી હોય! જગજ્જનની બધાંને આનંદ પ્રદાન કરે છે. પાછા ફરતી વખતે બંને નાવડાં સાથે જ ચાલતાં હતાં. આ વખતે શ્રી વિભુ બ્રહ્મચારીએ સુંદર કીર્તન કર્યું. છાવણીમાં આવ્યા બાદ પ્રસાદ વહેંચાયો. ત્યાર બાદ મા શ્રી પ્રભુદત્ત બ્રહ્મચારીના મંડપમાં શ્રીમદ્ ભાગવતના પાઠમાં ગયા. ત્યાંથી પાછા ફર્યા બાદ મા વિશ્રામ કરતાં હતાં, એટલામાં યુ. પી. સરકારના પાર્લામેન્ટરી સેક્રેટરી જનાબ વહી મહંમદ સાહેબ આવ્યા. તેમની સાથે નીચે પ્રમાણે માનો વાર્તાલાપ થયો.

વ. મહંમદ–મને કંઈક શિખવો. મને ખૂબ શોખ છે.

મા એ પ્રશ્નને ઉડાવી દઈને બીજી જ વાત કાઢે છે.

મા–આ વર્ષે પાકિસ્તાનમાં દુર્ગા પૂજા થઈ. પિતાજી, પૂજામાં કેટલાયે મુસલમાનો આવતા અને ભાગ લેતા.

ડૉ. પન્નાલાલ–માતાજી ઢાકામાં શાહબાગમાં જ્યાં રહેતાં હતાં, ત્યાં મુસલમાનોની કબર પણ હતી.

મા–લેવું એટલે આપવું. આ છોકરીને આપવાનું છે. દેવું તે જ લેવું છે.

વ. મહમંદ–હું શું આપું? તમે જે હુકમ કરો તે આપી દઉં.

મા–પિતાજી, એક વાત છે. અહિં શું સંબંધ છે તે જાણો છો? આ બધું સત્ભાવ, સત્ચિંતનમાં મદદ કરે

છે. દેવું એટલે શું? સત્ કથા માટે જે પ્રકાશ તમને મળ્યો છે તે મને મળી ગયો. જે સદ્‌ભાવને માટે તમે આવ્યા છો તે સદ્‌ભાવ મળી ગયો. અસલી તત્ત્વ તો એક જ છે. ક્યાંય ભેદ નથી.

વ. મહંમદ–ભગવત્ માર્ગનો રસ્તો તો એક જ છે. બે નથી.

મા—રસ્તામાં જ ઝઘડા હોય છે. ધ્યેય પર પહોંચ્યા પછી ઝઘડો રહેતો નથી. જ્યાં સુધી ભેદભાવ હોય છે ત્યાં સુધી ભગવાન મળતા નથી. કહેવાય છે કે ભગવાન દ્વંદ્વથી પર છે.

વ. મહંમદ–મા, દરેકની દૃષ્ટિ અલગ અલગ હોય છે.

દીદી–માતાજીથી આપોઆપ કુરાન પાઠ, નમાજ વગેરે થયું હતું.

મા–તે વખતે કુરાનનો પાઠ થવાનો હશે તેથી થયો હશે. હું તો નાની બાળકી છું ને? એટલે મને એવું બોલાવ્યું. બેગમ પ્યારીબાનુ આ શરીરને તેના ઘરમાં લઈ ગઈ હતી. મારા માટે ઓરડો, વાસણ, રસોઈ વગેરેની જુદી વ્યવસ્થા કરી હતી. તેનાં પુત્ર, પુત્રીનાં લગ્નમાં પણ મને લઈ ગઈ હતી.

આ વખતે ડૉ. પન્નાલાલે 'શ્રી મા આનંદમયીના પ્રથમ ભાગ'માંથી પાન ૧૪૦ પરથી 'શાહજાદી પ્યારી-બાનુની મા પર શ્રદ્ધા' એ ભાગ વાંચી સંભળાવ્યો.

મા–પ્યારીબાનુના ઘરમાં હરિકીર્તન વગેરે થતું હતું. જ્યારે હરિકીર્તન થતું ત્યારે પ્યારીબાનુ પડદા પાછળ બેસીને કીર્તન સાંભળતી. કીર્તન સાંભળતાં સાંભળતાં

તેમની આંખમાંથી આંસુની ધારાઓ વહેતી. પ્યારીબાનુએ સ્વહસ્તે સોનાની કંઠી શ્રીકાલીના ગળામાં નાખી હતી.

આમ વાર્તાલાપ ચાલે છે તેવામાં કોઈ એક વૈરાગી સાધુ માને આવીને પૂછે છે, "તમારો કયો સંપ્રદાય છે?"

મા–હું તમારા જ સંપ્રદાયની છું.

સાધુ–હું તો શ્રી સંપ્રદાયનો છું. હું તો અયોધ્યાવાસી છું

મા–નારાયણ.

(સાધુ તથા વહી મહંમદ સાહેબ વિદાય લે છે)

o

સાંજનો સમય છે. મા તંબૂમાં આવીને બેઠાં છે. ચારે તરફ ભક્તો આનંદથી બેઠા છે. શરૂઆતમાં ભજનો ગવાયાં. મા ચુપચાપ તેની લાક્ષણિક ઢબમાં બેઠી છે.

પ્ર.–દેવતાઓનાં સંબંધમાં તમારો શો મત છે?

મા–હું તો કાંઈ ભણીગણી નથી. હું તો એક ઘંટડી જેવી છું. તમને જેમ વગાડતા આવડે તેમ વગાડો. તમે પણ સાંભળો અને હું પણ સાંભળું.

પ્ર.–દેવતાઓના સ્વરૂપ મનની કલ્પના જ છે? તેમાં સત્ય છે ખરું?

મા–આ બધાં સ્વરૂપને બનાવનાર કોણ છે?

પ્ર.–શાસ્ત્ર જેણે લખ્યાં તેણે આ રૂપો પોતાની કલ્પના પ્રમાણે લખી નાંખ્યાં?

મા–એક વાત છે. ભાવનું પણ રૂપ હોય છે. ક્રોધનું પણ અલગ રૂપ હોય છે. પ્રેમનું રૂપ પણ હોય છે. શ્રદ્ધાનું રૂપ પણ એક પ્રકારનું હોય છે. પ્રેમ સ્વરૂપ, સત્‌સ્વરૂપ, સચ્ચિદાનંદ સ્વરૂપ શા માટે કહો છો?

અભાવ તેમજ સ્વભાવનાં પણ રૂપો હોય છે. અભાવનું જો રૂપ ન હોત તો તે તમને હેરાન શા માટે કરત ? પ્રેમ-સ્વરૂપથી સુખ મળે છે. જો મનુષ્યમાં દુઃખ ન હોત તો તે પૂર્ણ થવાનો પ્રયત્ન શા માટે કરત ? પૂર્ણ રૂપ પરમાનંદ છે. દૂરભાવ જ દુઃખ છે. જ્યાં દૂરભાવ ન રહે ત્યાં આનંદ જ આનંદ છે. વાસના કામનાઓનો સંયોગ મનથી જ થાય છે. આ ભાવનું જ રૂપ છે. તમે જે પ્રશ્ન કરી રહ્યા છો તે શાનું રૂપ છે ? તે પણ ભાવનું જ રૂપ છે. તમે પહેલા એકલા હતા. ત્યાર બાદ બે થયા. ત્યાર બાદ દશરૂપ થઈ ગયા. આ બધું શું ભાવનું રૂપ નથી ? દેખો, તમે પોતાની પણ કલ્પના કરી લો છો. કલ્પના શું છે ? તમે કોણ છો ? વિચારો તો માલૂમ પડશે કે તે તે જ છે, તે તે જ છે. ભાવના પણ એક રૂપ છે, મૂર્તિ છે, ગુણ છે, ક્રિયા છે. જગતમાં જેટલા જેટલા ભાવો છે તેટલી તેટલી મૂર્તિઓ છે. તમારા શ્રીમદ્ ભાગવતમાં તો આની વાત છે. તેમાં ભિન્ન ભિન્ન ભાવની મૂર્તિઓનાં વર્ણન આવે છે. શંકરે કામદેવને ભસ્મ કરી નાખ્યો, તે કોઈ રૂપ ન હોત તો શંકર ભસ્મ કેવી રીતે કરત ? વાસના, કામનાઓનું પણ રૂપ હોય છે. જેવું તમારું રૂપ છે તેવું જ તમારા ભાવોનું પણ એક પ્રકારનું રૂપ હોય છે. જ્યાં ભાવ, અભાવનો ભાવ નથી ત્યાં કોઈ રૂપની વાત નથી. રૂપ, ગુણ જે હોય તે બધાં તેનાં જ ગુણ રૂપ છે. વળી પાછું આ બધા ગુણો તેના નથી. 'ના' પણ નથી અને 'હા' પણ નથી. વળી પાછું 'હા' પણ છે અને 'ના' પણ છે. આવા પરમાત્મા તરફ આગળ ચાલો. પાર્વતીને ભગવતીનું રૂપ માનવામાં આવે છે. મહાકાલીનું રૂપ

પણ અલગ છે. રોગ આરામ વગેરેનું પણ રૂપ હોય છે. આવી રીતે જ ભગવતીનું પણ એક રૂપ હોય છે. એક એક ક્રિયાને માટે એક એક શક્તિનો પ્રકાશ થતો હોય છે. સમષ્ટિરૂપે જોઇએ તો સર્વમાં સર્વ ચીજ છે. જેવી રીતે એક મોટો દાખલો કરવા બેસો તેમાં શૂન્ય ન મૂકો તો દાખલો પૂર્ણ નથી થતો. સર્વમાં સર્વ ચીજ છે. જે કોઇ વ્યક્તિ, જે કોઈ પથે, ભગવત્ માર્ગે આગળ ચાલે, તે જરૂર ભગવાનને પ્રાપ્ત કરે છે.

પ્ર.—મા, તમે તો ગણેશ વગેરેનાં દર્શન કર્યાં છે, તેનું વર્ણન કરો. તમે આધ્યાત્મિક જગતમાં જે જે જોયું છે તે તે અમને દેખાડો.

મા—આ શરીરની વાત તો તમે છોડી દો. જો પૂછો તો હું કહીશ કે જે જે દેવતાઓનાં રૂપનાં વર્ણન આવે છે, બરાબર તેવી રીતનાં તેઓનાં રૂપો હોય છે. કોઈના ઇષ્ટદેવતા રામ હોય છે, તો કોઈના કૃષ્ણ હોય છે, તો કોઈનાં ઇષ્ટદેવી દુર્ગા હોય છે. આમાં ભિન્નભિન્ન સાધનની વાત હોય છે. હમણાં તમારામાં ઇચ્છા જાગૃત થઈ છે, તે ઇચ્છા શા માટે પ્રકાશિત થઈ ? આજે તમારી મૂર્તિ, આકૃતિ વગેરેનો પ્રકાશ થયો, તેમાં ભગવાનને પ્રાપ્ત કરવાની ઇચ્છા મનમાં પહેલેથી જ હતી. તેનો બહાર પ્રકાશ થયો. દરેકની ઈચ્છાઓ સુપ્ત પણ રહેતી હોય છે. આ ઇચ્છાઓને તક મળતાં, કોઈ કોઈ વાર બહાર આવે છે. આ સુપ્ત ઈચ્છાઓને ગુરુ જ્યારે બહાર લાવે ત્યારે ખબર પડે. જે ભગવાનની પ્રાપ્તિ થાય છે તેનાં દર્શન પણ થાય છે. કેવું સુંદર છે ! તમારા જેવા સંસ્કારો હશે તેવાં દર્શન

થશે. બીજી કોઇ વ્યક્તિના કૃષ્ણદર્શનમાં અને તમારા કૃષ્ણદર્શનમાં ફેર હોઈ શકે. પરંતુ એક સ્થાન એવું છે કે જ્યાં એક અને અનંત સાથે જ રહે છે. સાધનાઓ પણ અનંત પ્રકારની હોય છે. તો તમે અંત ક્યાં લાવવા જશો? તમારું દર્શન વિકસિત થતાં થતાં એવા સ્થાને આવશે કે જ્યાં તમારા કૃષ્ણ અને તેના કૃષ્ણમાં કંઈ ફરક નહિ રહે. મેં કોઇની પાસેથી સાંભળ્યું છે કે તેને કૃષ્ણના દર્શન થયાં ત્યારે તેણે કહ્યું કે, "હું જાણું છું કે તું તે જ સાક્ષાત ભગવાન છે. છતાં હું તારા આ રૂપને ચાહતો નથી. જ્ઞાનથી પ્રત્યક્ષ થાય છે કે તે તે જ છે, છતાં હું તારા કમલલોચનને ચાહું છું." આવો ભાવ પણ હોય છે. આમાં જ્ઞાન અને ભક્તિ એક સાથે છે. કોઈ કોઈ સ્થાને પોતાની અવસ્થા અનુસાર ભગવાનનો પ્રકાશ થાય છે. વળી પાછું કંઈ અલગ પણ નથી રહેતું. દરેકના રામ, દરેકના કૃષ્ણ, દરેકની દુર્ગા વગેરે સર્વ મારા જ ઇષ્ટદેવ છે. તે તે જ છે. આપણે બધાં કહીએ છીએ કે ભગવાન દ્વંદ્વથી પર છે. તો પછી તેમાં દ્વંદ્વ રહે કેવી રીતે? એક રીતે તમારા ભગવાન તે તેના ભગવાન નથી. વળી પાછું એક ભાવે તમારા અને મારા ભગવાન એક જ છે. કોઇ ભેદ નથી. ભગવત્‌પથમાં ચાલો. નહિ ચાલો તો ભગવત્ પ્રાપ્તિ નહિ થાય. લક્ષ્ય શું છે? જે ભગવાનને મેળવે છે તેની પાસે નિર્દ્વંદ્વરૂપથી પ્રકાશ થાય છે. પ્રાપ્તિ થયા બાદ એક અવસ્થા આવી જાય છે. જ્યાંસુધી પોતાના ઇષ્ટદેવની સાથે સાથે દરેકના રામ, કૃષ્ણ, દુર્ગાના ઐક્યની પ્રાપ્તિ ન થાય ત્યાં-સુધી સાચી ભગવત પ્રાપ્તિ થઈ નથી એમ સમજવું જોઇએ. જેવી રીતે દિલ્હી જવું હોય તો ચાહે તો રેલ્વેથી

જાઓ, હવાઈ જહાજથી જાઓ કે પગે ચાલીને જાઓ, તો પણ દિલ્હી પહોંચાશે. જો દરેક રસ્તા પૂર્ણ રીતે સારા હોય તો જ પહોંચી શકાશે. પછી ગમે તે રસ્તે જાઓ તો વાંધો નથી. તેવી રીતે સર્વ નામ, સર્વ ગુણ, સર્વ પ્રકાશ તે પરમ ભગવાનનો જ પ્રકાશ છે એમ સમજો.

પ્રશ્ન—તમારો પોતાનો અનુભવ કહો.

મા—(પ્રશ્નને ટાળીને) પોતપોતાના અનુભવની મૂર્તિ હોય છે. અનુભવો પોતપોતાના સંસ્કાર અનુસાર થતા હોય છે. જેમજેમ તમારું મન સાફ થતું જશે, તેમતેમ તમારા અનુભવો પણ બદલાતા જશે. પ્રત્યેકને પોતપોતાના જુદા જુદા અનુભવો થતા હોય છે. આમાં અનુભવ કરનાર અલગ રહે છે. બીજી દૃષ્ટિએ અનુભવ અને અનુભવ કરવાવાળો એક થઈ જાય છે. કોણ કોનો અનુભવ કરે? એક વોહી તો હૈ! તેના સિવાય બીજું કંઈ છે જ નહિ. ફક્ત એક સત્તા છે. મૂર્તિરૂપે જુઓ તો પણ તે એક જ છે.

પ્રશ્ન—પ્રશ્ન બરાબર સ્પષ્ટ થયો નથી. તમારો પોતાનો અનુભવ કહો.

મા—આ શરીરની વાતને જવા દો. જેઓએ અનુભવો સાંભળ્યા છે તેઓએ કેટલીયે ચોપડીઓમાં લખી રાખ્યા છે. જ્યાંસુધી પોતાને તેનો અનુભવ ન થાય ત્યાંસુધી કંઈ નથી. સાધનાના કેટલીયે જાતના ખેલો આ શરીરમાં પ્રગટ થયા છે. તમારા બધાના જેટલા અનુભવો છે તેટલા બધા પ્રકાશિત થઈ ગયા છે. કોઈ અનુભવ થવો બાકી રહ્યો નથી.

ડૉ. પન્નાલાલે માની ચોપડીઓમાં છપાયેલા અનુભવોની વાત કરતાં, માએ કહ્યું, “ચોપડીઓમાં જે છપાયું

છે તે જ છે. ચોપડીઓ વાંચીને તમે જે સમજ્યા હો તે ખરું."

પ્રશ્ન—શાસ્ત્રોમાં જે કાલીમૂર્તિનું વર્ણન આવે છે તે બરોબર છે કે નહિ?

મા—એક વાતમાં અનંત વાતો રહેતી હોય છે. કાલીનાં પણ અનંત રૂપો હોય છે. બિલકુલ સત્ય વાત છે.

પ્રશ્ન—ઢાકામાં ગાડીમાં જતી વખત તમને કાલીનાં દર્શન થયાં હતાં ને?

મા—વાત એમ છે કે હું હમણાં જેવી રીતે જેવા ભાવમાં વાત કરું છું તેવી રીતે તે વખતે વાતો થતી ન હતી. હું જ્યારે ગાડીમાં બેસીને જતી હતી ત્યારે કાલી અદ્ધર દેખાઈ. મારો હાથ ઊંચો થયો. તે મારી ગોદમાં આવવા માગતી હતી. એ મૂર્તિ આશરે ૧૮ હાથ ઊંચે હશે. તે વખતે હરવખત આવો ભાવ રહેતો. એવું થતું કે હું ભોજન કરવા બેઠી હોઉં, ભોલાનાથ પણ બેઠા હોય, ત્યાં તો સૂઈ જવાતું. શાક સમારતાં સમારતાં પણ એવો ભાવ આવતો, ત્યારે ત્યાં જ બિછાનું થઈ જતું. કેવું સુંદર છે! કોણ બચાવે? પોતાને વશ વાત ન હતી. શાક કાપતાં કાપતાં આંગળી પણ કપાઈ જાય!

પ્રશ્ન—તે વખતે કોણ બચાવતું?

મા—એ કોણ કરે છે? જેવી રીતે કહેવામાં આવ્યું છે કે શરીર રૂપે કોણ છે? એક દૃષ્ટિથી તો શરીરરૂપે પણ તે જ છે ને? તેને તે જ બચાવે છે. જે બચી જાય છે તે પણ ભગવાન છે અને જે બચાવે છે તે પણ ભગવાન છે. હાથ, ચપ્પુ, શાક વગેરે પણ

ભગવાનનાં જ રૂપો છે. સાધારણ દૃષ્ટિએ આ વાત કહી. તે વખતે મારા માટે તો અગ્નિ, પાણી, કૂવા વગેરે બધું એકરૂપ હતું. લોકોને ડર રહેતો કે કયારે આ શરીરનું શું યે થશે. તે અવસ્થામાં એમ પણ બનતું કે હું ચાલવા માંડી હોઉં, વચમાં કૂવો આવતાં કદાચ કૂવા પર જ ચાલવા મંડી જવાય. આથી તે વખતે કોઈ મને ઘરમાં પૂરીને તાળું વાસતા. કોઈ કોઈને તાળું વાસ્યા પછી વિશ્વાસ ન રહેતો કે કોણ જાણે કેવી રીતે બહાર નીકળી જશે. એવું પણ બનતું કે તાળું બંધ હોય છતાં આ શરીર ઘરની બહાર નીકળી જતું. આ બાદ બીજી મૂર્તિની જ વાત. ભોળાનાથના પૂર્વપુરુષોથી કાલીપૂજા થતી આવતી હતી. પહેલાં બલિદાન પણ દેવામાં આવતું. મેં બલિદાન બંધ કરાવ્યું હતું. એક વખત કાલીપૂજા સંબંધમાં વાત નીકળી. ભોલાનાથે કહ્યું, "તમે પૂજા કરો." ઘણી ચર્ચાબાદ પૂજા કરવાનું નક્કી થયું, પરંતુ છેલ્લી ઘડીએ મૂર્તિ કયાંથી મેળવવી? મૂર્તિ બનાવવી તો કયા માપની બનાવવી? અખંડાનંદજીના ઘરમાં ભોજન સમયે મારો હાથ ઊંચો થયો હતો. તે વખતની માફક મારો હાથ ઊંચો કરીને માપ લેવામાં આવ્યું. ભોલાનાથે આ માપ પ્રમાણે મૂર્તિ બનાવવાનો આદેશ કર્યો. આશ્ચર્ય સાથે માલૂમ પડયું કે એક કુંભારને ત્યાં બરોબર આ માપની જ એક મૂર્તિ તૈયાર પડી છે. કોઈએ કુંભારને બીજા માપની ૧૧ મૂર્તિઓ બનાવવાનો ઓર્ડર આપેલો પરંતુ અમારે જરૂર હતી એ માપની મૂર્તિ તો તેણે જ પોતાની પ્રેરણાથી બનાવેલી. માપ હતું પણ બરાબર. મૂર્તિનો રંગ એકદમ કાળો ન હતો. તે વખતે મેં કાલીનો જેવો રંગ જોયેલો, બરા-

બર તેવા જ રંગની મૂર્તિ થઈ હતી. આ મૂર્તિનો દેખાવ વિશિષ્ટ હતો. આ કાલીમૂર્તિ ફક્ત દર્શન આપીને જ શાન્ત ન રહી. ફરીથી મૂર્તિરૂપે બની, તેની પૂજા પણ થઈ. વિસર્જન સમયે કોઈએ કહ્યું, "આ મૂર્તિને વિસર્જન કરવાની ઇચ્છા થતી નથી."

પ્રશ્ન–મૂર્તિ તેણે બનાવી કે તમે બનાવી ?

મા–તે પોતે જ મૂર્તિરૂપે બની.

પ્રશ્ન–કાલીનો બીજો રંગ પણ હોય છે કે ?

મા–હા, જુદા જુદા રંગો પણ હોય છે. આ મૂર્તિ ફક્ત એક જગ્યાએ જ રહી નથી. ઘણી જગ્યાએ તેની બદલી કરવામાં આવી છે. બીજી જગ્યાએ લઈ જતી વખતે લોકોને ભય લાગતો હતો કે કદાચ મૂર્તિ હાથમાંથી પડી જશે તો સર્વનાશ થઈ જશે. આટલાં વર્ષો સુધી આ ભાવે મૂર્તિ રહી. આટલી બધી વાર બદલી કરવામાં આવી પણ કંઈ થયું નહિ. તે પોતે જ મૂર્તિરૂપે બને છે અને તે પોતે જ પૂજા પણ કરે છે.

પ્રશ્ન–મનુષ્ય તથા દેવલોક સિવાય પણ બીજા લોકો છે કે ?

મા–અનંત લોકો છે.

પ્રશ્ન–મનુષ્ય, દેવલોકનાં દર્શન કરી શકે ?

મા–જે મહામાનવ હોય તે જોઈ શકે છે. મનમાં હોંશ થઈ જાય તો દેવલોકનાં દર્શન થઈ શકે. મનની હોંશ થયા બાદ મન સ્થિર રહેશે કે નહિ તે વાત છોડી દો. મારી પાસે તો જ્ઞાનનો શબ્દકોશ નથી. હું તો કંઈ ભણી ગણી પણ નથી. // ૧૯-૮-૬૪

પ્રશ્ન—હોંશમાં આવવાની દવા કઈ ?

મા—આટલી આટલી ભગવત્‌કથાની સુંદર વાતો થાય છે, તે બધી તે દવાની જાહેરાત થઈ રહી છે. ભગવન્‌ નામજપ વગેરે દવા તો છે જ. ગાડીમાં, મોટરમાં તે દવા લોકો લઈને ફરે છે. દવા લો અને રોજ યોગ્ય નિયમપૂર્વક તેનું પાન કરો. દેવલોક, મનુષ્યલોક દરેકનું પોતપોતાનું સ્વરૂપ હોય છે. જેવાં ચશ્મા હોય તેવું દેખાય. જેવી રીતે દૂર જોવાનાં તથા નજીક જોવાનાં ચશ્મા હોય છે તેવી રીતે આ ક્ષેત્રમાં પણ ચશ્મા ન હોય તો તે અનુભવો ન થાય.

માએ એક પ્રશ્નના જવાબમાં કહ્યું—તમે લોકો ત્રિવેણીમાં આવ્યા છો. સારી વાત છે. અહિં તો વેદાંત પણ હાજર છે. દરેક રીતે ભગવત્‌કૃપારૂપ દવા અપાઇ રહી છે. કોઈ જગાએ શ્રીમદ્‌ભાગવત પાઠ થઈ રહ્યો છે, તો કોઈ જગાએ નામકીર્તન થઈ રહ્યું છે. કેટલીયે દવા અપાઈ રહી છે. જેની ઇચ્છા હોય તે આ દવા લઈ લેજો. કોઈ બેહોશ હોય તો પાણીનો છંટકાવ પણ આ લોકો કરી રહ્યા છે. કીર્તન કરી રહ્યા છે તે પાણીનો છંટકાવ કરવા બરોબર છે. જો તેઓ ઇન્જેકશન આપત તો ઔર જ બીના બનત. ત્રિવેણીનો ખૂબ જ પ્રભાવ છે. જેઓ અહિં આવ્યા છે તે દરેકનું કંઈક ને કંઈ શુભ થશે.

પ્ર—ક્રાઈસ્ટે કહ્યું છે, “ બીજ નાખો તો પથ્થરમાં પણ ઊગશે. ”

મા—ત્રિવેણી છે ને ! આ સ્થાનનું મહાત્મ્ય જ એવું છે જે લોકો ત્રિવેણીમાં આવશે તેઓનું કંઈને કંઈ શુભ જરૂર થશે જ. અહીંથી કોઇ ખાલી હાથે પાછો નહિ

ફરે. આટલા માટે સત્સંગ કરવો જોઈએ. સત્સંગ સારો ન લાગે તો પણ જબરજસ્તીથી કરવો જોઈએ. સાંભળતા સાંભળતાં કોઈ વખત સારો લાગવા માંડશે. સાંભળ્યું છે કે ઘણા માણસો સત્સંગનો ત્યાગ કરીને પાછળથી ખૂબ જ પસ્તાય છે તથા રડે છે. સત્સંગ કરતી વખતે બીજ રોપાઈ જાય છે. જેવી રીતે ઇન્જેકશન આપતી વખતે ક્રિયા થતી હોવાથી, બળતરા થાય છે, તેવી રીતે સત્સંગ સારો ન લાગે તો પણ કરવો જોઈએ. મા બાળકને જબરજસ્તીથી હાથ પકડીને દવા પીવડાવે છે. બાળક રડે તો પણ મા દવા પીવડાવવાનું છોડતી નથી. તે વખતે બાળકની દૃષ્ટિએ તેની મા દુશ્મન જેવી લાગે છે, પરંતુ જ્યારે બાળક સારું થઇ જાય છે ત્યારે સમજે છે કે માએ આ દવા ન આપી હોત તો સારું થાત નહિ. તે વખતે ખબર પડે છે કે માએ તેને બચાવ્યું છે. જે મા બાપ હોય તે બાળક સમજે કે ન સમજે છતાં પોતાનું કાર્ય કર્યે જાય છે. આટલા માટે જ લોકો ભગવાનને પરમપિતા, પરમમાતા કહે છે. હરિકથા એ જ સાચી કથા છે. બાકી બધું વૃથા અને વ્યથા છે. આખું જગત જ આપણું ઘર છે. જ્યાં પારકું સમજ્યા ત્યાં દુઃખ હોય છે. દુઃખ દેવાનો તેનો સ્વભાવ છે. મા કોઈવાર પ્રેમથી સુવડાવે છે તો કોઈ સમય થપ્પડ પણ મારે છે. બાળક તો અબોધ હોય છે. તેને લાગે છે કે મા જુલમ કરે છે. મા પણ માર્યા બાદ આંખમાંથી આંસુ પાડે છે. અરે! દુઃખ કયાંથી આવ્યું? સૃષ્ટિ કયાંથી આવી? બિલકુલ સાચેસાચ તે ભગવાન જ છે. ભગવાન જ પોતે સૃષ્ટિરૂપે બન્યો છે. તેના સિવાય કંઈ છે જ નહિ. થોડી ભાવના રાખવાથી વધારે નહિ

મળે. દેવતાઓ કહે છે કે મનુષ્ય જન્મ દુર્લભ હોય છે. દેવતાઓ પોતે મનુષ્ય જન્મની ઇચ્છા કરતા હોય છે.

પ્ર.—દેવતા દેવતાને ચાહે છે. શરાબી શરાબીને ચાહે છે. સાધુ સાધુને ચાહે છે. લોકો પોતપોતાના ગુણ અનુસાર લોકોને ચાહતા હોય છે.

મા—એથી ઊલટું ક્રોધ, લોભની મૂર્તિ આપણને સતાવતી હોય છે. દિવ્યભાવની વાત અલગ છે.

ગોપાલ ઠાકુર—દોષો આપણી અંદરથી જ આવતા હોય છે.

મા—તેમ ન હોય તો તેઓ ક્યાંથી આવે ? પોતપોતાના ગુણો આવીને સતાવતા હોય છે. જે અંદર રહ્યું હોય છે તે જ બહાર મૂર્તિ બનીને ઊભું થઈ જાય છે.

પ્ર.—દેવલોક ક્યાં છે. ?

મા—દેવલોક દેવલોકમાં છે.

પ્ર.—મનની અંદર છે કે મનની બહાર ?

મા—તમારી અંદર જ બધું ભરેલું છે, સર્વમાં સર્વ રહેલું છે, પૂર્ણમાંથી પૂર્ણ જવાથી પૂર્ણ જ રહી જાય છે. દેવલોક ક્યાં નથી ?

પ્ર.—બહાર દેવલોક હોય તો સૌ શા માટે જોઈ શકતા નથી ?

મા—બહાર દેવલોક હશે છતાં તમને નહિ દેખાય. તમે તો અંદર તથા બહાર પણ જોઈ શકતા નથી.

પ્ર.—તે જોઈ શકવાનો દરવાજો કઈ રીતે ખૂલે ?

મા-તમારે એક મૂર્ખ બાળક હોય. જો તમારે તેને પંડિત બનાવવો હોય તો તેને હોસ્પિટલમાં લઈ જાઓ.

સદ્ગુરુ રૂપી ડૉક્ટરની સલાહ લઈને દવા ચાલુ કરો. જ્યાં રામ નથી ત્યાં જ બે-આરામ હોય છે, એટલે કે રોગ વગેરે હોય છે.

પ્રશ્ન-બધા ડૉક્ટરો પોતપોતાની દવાની જ જાહેરાત કર્યા કરે છે.

મા-આટલા બધા ડૉક્ટરો છે. કોઈ કોઈને કોઈ ડૉક્ટરની દવા લાગુ પડી જાય છે. કોઈની પાસેથી દવા એક વાર લો તો ખરા.

પ્રશ્ન-માળામાં ૧૦૮ મણકા શા માટે રાખવામાં આવે છે?

મા-કોઈની પાસેથી સાંભળ્યું છે કે ૮ મણકા પોતાના ગુરુ માટે હોય છે, અને ૧૦૦ પોતાના માટે હોય છે.

પ્ર.-ગુરુ માટે આઠ જ શા માટે?

મા-(ગોપાલ ઠાકુર પ્રત્યે) આ વાત પિતાજી કહેશે.

ગોપાલ ઠાકુર-મને કંઈ જ ખબર નથી.

મા-૧૦૮ મણકા શા માટે? મહાત્માઓના નામ આગળ પણ ૧૦૮ લખાય છે, તે પણ શા માટે, એમ તમે પૂછશો. દરેક સમયે દરેક વાત આવતી નથી.

પ્ર.-અવતારમાં અને મનુષ્યમાં શો ફરક?

મા-જ્યાં બ્રહ્મ વસ્તુ છે ત્યાં તો કોઈ જાતનો ફરક હોતો નથી. (ગોપાલ ઠાકુર પ્રત્યે) બાબા, તમે બોલો.

ગોપાલ ઠાકુર-માની પાસે તો હું કંઈ બોલવા માગતો નથી. હું તો અહીં ફક્ત સાંભળીશ જ.

મા-એક વાત છે. જેવી રીતે પાણી અને તરંગ. તરંગ પાણી સિવાય નથી હોતાં. એક બ્રહ્મ દ્વિતિયો નાસ્તિ.

કોઈ કોઈ કહે છે કે અવતારમાં ભગવાન પોતે જ અવતરણ કરે છે. તે પોતે જ જીવરૂપે બને છે. સાધકરૂપે બને છે. તે પોતે જ સાધના કરીને પોતાને પ્રાપ્ત કરે છે. ખરું પૂછો તો તેની સાધના જ નથી. તેનો પ્રકાશ આવી રીતે થતો હોય છે.

પ્ર–એવો કોઇ દાખલો છે કે જેણે સાધના ન કરી હોય છતાં આપ મેળે જ ભગવત પ્રાપ્તિ થઈ હોય.

મા–આમાં બે ધારાઓ હોય છે. એક દૃષ્ટિએ તો તે તે વસ્તુ પ્રાપ્ત કરે છે. બીજી દૃષ્ટિએ તેનો સ્વયંપ્રકાશ થાય છે. ત્યાં પ્રાપ્તિ–અપ્રાપ્તિની કંઈ જ વાત નથી હોતી. ત્યાં સ્વયં જ પ્રકાશ થાય છે. સ્વયંપ્રકાશ કોની પાસે થાય છે? તે તો હર સમયે રહ્યો છે જ. જેવી રીતે લાકડામાં અગ્નિ છૂપો રહ્યો છે. ઘર્ષણ થતાં જ અગ્નિ પ્રકાશિત થાય છે. અંધકારને તે પ્રકાશ દૂર કરે છે. પ્રકાશ તો હર સમયે છે જ. તેને માટે પ્રકાશ અપ્રકાશનો પ્રશ્ન જ નથી. તે સ્વયં પ્રકાશ કહેવાય છે ને? ફળ જ્યારે પાકી જાય છે ત્યારે કહેવા જતું નથી કે તમે આવો અને મને લઈ જાઓ. કેરી જ્યારે પાકે છે ત્યારે કહેવા જતી નથી કે મને લઇ જાઓ.

પ્ર.–માતાજી, કૃષ્ણનું ચિંતન કરતા હોઈએ ત્યારે રામનું ચિંતન પણ કરી શકાય ખરું? પૂરેપૂરા એક જ ઇષ્ટદેવના થવું પડશે કે?

મા–તમે જે સમયે પિતાજીની સેવા કરતા હો તે જ સમયે તમે કાકાની પણ સેવા કરી શકો કે? જો કોઈ વખતે એક ઇષ્ટદેવનું ચિંતન કરવા જતાં બીજી મૂર્તિ

આવી જાય તો ભલે આવે. તમે તમારું લક્ષ્ય છોડતા નહિ. પ્રયત્ન કરતા રહો. એક લક્ષ્ય થવાથી કામ થાય છે. બંને મૂર્તિઓમાં ભગવાનનો જ પ્રકાશ છે. એકની વચમાં એકને લઈને જ મગ્ન થઈ જાઓ. તેને લઈને રહેશો તો જ બંનેને પ્રાપ્ત કરી શકશો. અરે! આટલું નહિ પણ વિશ્વબ્રહ્માંડમાં જે કંઈ છે તે બધું પ્રાપ્ત કરી શકશો. તમારી જે અવસ્થા છે તે અવસ્થા અનુસાર મેં તમને કહ્યું છે. તમે બંનેનાં નામ લીધા કરો. ગુરુપ્રિયા-દીદીના કૂઆની વાત છે. તેમણે ગુરુદીક્ષા લીધી હતી. તેઓશ્રી એક મહાત્મા પાસે ગયા અને કહ્યુ, "પંદર વર્ષથી ગુરુએ જે પ્રમાણે સાધનભજન બતાવ્યું હતું તે પ્રમાણે કરું છું. પરંતુ કંઈ પ્રાપ્ત થયું નથી." મહાત્માએ કહ્યું, "બધું છોડી દો." ઘેર આવ્યા બાદ તેઓ મહા મુશ્કેલીમાં પડી ગયા. શું કરવું? ૧૫ વર્ષનું સાધનભજન કેવી રીતે છોડવું? તો પછી મહાત્માની વાત કેવી રીતે છોડું? આ પ્રશ્નથી ગભરાઈને તેમણે ખાવાનું છોડી દીધું. તે વખતે આ શરીર ઢાકામાં હતું. તેઓ મારી પાસે આવ્યા. મેં કહ્યું, "જો તેમણે કહ્યું હોય તો છોડી દો. તેમણે કહ્યું છે તે પ્રમાણે કરો. બોલવું એટલે બદલાઈ જવું. જો તમે છોડવા જશો તો પણ પહેલાનું ધ્યાન તો લાગેલું જ રહેશે. બંને વસ્તુઓ કરતા રહો. જે વસ્તુઓ તમારા માટે યોગ્ય હશે તે વખત થતાં આપોઆપ જ તમને પકડી લેશે." ત્રણ દિવસ પછી તેમણે ખાધું. જો કોઈની વાણીથી પરિવર્તન થઈ જાય તો તેને પકડી રાખો. બંનેની સેવા કરો. બહુ સારી રીતે કરો. કોઈ કોઈ ગુરુમાં ઇષ્ટદેવને જુએ છે તો કોઈ કોઈ ઇષ્ટદેવમાં ગુરુને

જુએ છે. અંતમાં એક રૂપ, એક ક્રિયા ખડી થઈ જાય છે, બિલકુલ સત્ય વાત છે. એક શૂન્યની મધ્યે સારોયે આંકડો રહી ગયો છે. બંને હાથમાં લાડુ છે. સર્વમાં સર્વ છે. ઈષ્ટદેવમાં, ગુરુમાં નિષ્ઠા રહેવી જઈએ. એક-નિષ્ઠા થવા માટે એકને લેવો જોઇએ. મારા ગુરુમાં તો તે ભગવાન જ છે. રામ, કૃષ્ણ વગેરે બધું તેનું જ રૂપ છે. આ બધો પ્રકાશ તેનો જ પ્રકાશ છે. જ્યાંસુધી આવો ભાવ ન આવે ત્યાંસુધી પ્રયત્ન કરતા રહો. એકમાં સ્થિર થઈ જાઓ. સાધનાના કેટલાયે પ્રકારના ખેલો આ શરીરમાં પણ થઈ ગયા છે. કેવું સુંદર વૃક્ષ છે! આમાં અને શિવજીમાં કોઈ જ જાતનો ફરક નથી. એકને પ્રાપ્ત કરતાં વિશ્વ-બ્રહ્માંડનાં દર્શન થાય છે. જ્યાંસુધી આમ દર્શન ન થાય ત્યાંસુધી સાધન કરતા રહો. કોઈ કોઈ વખત એવું પણ મનમાં થાય છે કે અમુક ભગવાનનું વધારે નામ લઉં અને અમુકનું ઓછું નામ લઉં. તેના પ્રકાશનો સ્વભાવ આવો છે.

પ્ર.—દરેક જગાએ કહેવામાં આવ્યું છે કે ગુરુ હોવા જોઈએ. હું તો "ગુરુ, માતાપિતા ન જાણું કોઇ." મારે તો ભગવાનની જ જરૂર છે,

મા—ગુરુ તો ભગવાન સ્વયં પોતે જ હોય છે. તેનું તત્ત્વ ગુરુ જ સમજાવે છે. ગુરુમાં મનુષ્યબુદ્ધિ ન રાખો. ગુરુના શરીરમાં પથ્થર બુદ્ધિ ન રાખવી જોઈએ. ભગવત-બુદ્ધિથી ગુરુને જુઓ. એક સ્થાનમાં જો તમે શક્તિ જાગૃત કરી શકો તો સારુંયે વિશ્વ બ્રહ્માંડ જાગી જાય છે. જગત એટલે કે ગતિ. ભગવાન જ તેની સૃષ્ટિ, સ્થિતિ, લય કરે છે. તેનો ગુરુ કોણ થઈ શકે તેમ છે? ભગવાન પોતે જ ગુરુ છે.

ભગવાનને માનવાથી તેના પ્રકાશની તથા તેની સ્થિતિની ખબર પડે છે. વિશ્વબ્રહ્માંડમાં ગુરુ તે ભગવાન છે. ગુરુશક્તિ દ્વારા તેને પ્રાપ્ત કરી શકાય છે. જ્યાંસુધી ગુરુની સહાય ન મળે ત્યાંસુધી ભગવાનને મેળવવો મુશ્કેલ હોય છે. બુદ્ધિની દોડ કયાં સુધી હોય છે? બુદ્ધિથી ભગવાનને પકડવા ચાહો છો? તે કેમ બને? આ માટે ગુરુની જરૂરિયાત છે. વળી સાથે સાથે તે પણ માનો કે તમારો ગુરુ તે બધાનો જ ગુરુ છે.

પ્રશ્ન–દુન્યવી દૃષ્ટિએ તો ગુરુ એક જ હોય છે.

મા–ગુરુ કેટલીયે પ્રકારના હોય છે. ઉપદેશગુરુ, દીક્ષા ગુરુ, સ્પર્શગુરુ, તેમજ મંત્રદ્વારા પણ ગુરુ થાય છે. ગુરુ અનંત જાતના હોય છે. જ્યાં સુધી દીક્ષા લેવાની ઈચ્છા ન થાય, ગુરુના ચરણુમાં શરણુ થવાની ઇચ્છા ન થાય ત્યાં સુધી દીક્ષા ન લેતાં. ભગવાનને પ્રાર્થના કરો કે, "હે ભગવાન, તમે મારા માટે સદ્દગુરુ આપો." કોઇના કહેવાથી દીક્ષા ન લેતા. એથી પાછળથી પસ્તાવું પડે છે, જો એકવાર દીક્ષા લો તો પછી તેની આજ્ઞા પ્રમાણે ચાલવું જોઈએ. એકવાર લગ્ન થઈ ગયા પછી વિચ્છેદ થાય કે?

પ્ર–મા, હું અલ્હાબાદમાં ભણું છું. મેં સ્વામી રામ તીર્થને ગુરુ માની લીધા છે. ૧૧ વર્ષની ઉંમરે મેં સ્વામી રામતીર્થના સંબંધમાં સાંભળ્યું હતું. મનથી તેમની સાથે લગ્ન થઈ ગયું છે. તે ઠીક થયું છે કે નહિ?

મા–તમે વિચાર કરો, એક વાર લગ્ન થઇ ગયું હોય તો બીજું લગ્ન ન કરતા. તમે બદલાતા નહિ. કંઈ

કર્મ કરો. પ્રાર્થના કરો કે, "જો પ્રયોજન હોય તો તમે આ રૂપે પ્રગટ થાઓ." તેનું જ ધ્યાન ધરો. તે તો તમને ઉપદેશરૂપે મળ્યા છે. રામતીર્થના ઉપદેશનું પાલન કરવા પ્રયત્ન કરો.

ગોપાલઠાકુર–ગુરુ કરતાં અટકી શા માટે જવાય છે ? મુશ્કેલી ક્યાં છે ?

મા–આપત્તિ ક્યાં છે ?

પ્ર–ભગવાનને જ સીધા શા માટે ગુરુ ન બનાવવા ?

મા–ગવર્નરના બંગલે જવું હોય તો રજા લઈને જવું પડે છે. એમને એમ ન જવાય. તેવી રીતે જ ભગવાનને પ્રાપ્ત કરવા માટે ગુરુની જરૂર પડે છે. તેનું ધ્યાન ધરો. ધ્યાન કરતાં કરતાં તે પોતે પ્રગટ થઈ જશે. તમે બેફીકર રહીને તેનું ચિંતન કરો. મારા માટે જો ગુરુની જરુર હશે તો પ્રભુ પોતે જ ગુરુ મેળવી આપશે. હે ભગવાન, હું તો તમને ચાહું છું. જેથી વધારે પ્રમાણમાં સાધના કરશો તેટલી જલદીથી તેની પ્રાપ્તિ થશે.

પ્ર–ભગવાનને બહુ શોધ્યા. કંઈ મળ્યું નહિ.

મા–જ્યાં સુધી ભગવત પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી તેને શોધો.

ભગવાન તો ગમે તે ક્ષણે પ્રગટ થઇ શકે છે.

ત્યાર બાદ ભજન થયું–જય મા, જય મા.

રાત્રે ૧૦ થા ૧૧ વાગ્યાના આશરે હું માના તંબૂમાં બેઠો છું. મા પાટ ઉપર સૂઈ રહી છે. દીદી માના પગે માલિસ કરી રહી છે. થોડાં ભાઈ બહેનો તંબૂની અંદર બેઠાં છે. માએ બાલાનંદ આશ્રમના મહંત પૂ. શ્રી મોહ-

નાનંદજીને અહીં આવવા માટે નિમંત્રણ મોકલ્યું છે. ભૂપેન નિમંત્રણ આપવા ગયો છે. ભૂપેનના ગયા પછી માએ ભૂપેનના સંબંધમાં કહેવા માંડયું, " આ છોકરો ખૂબ બેકાબુ હતો. દહેરાદૂનમાં ઘણું તોફાન કરતો. કોઈની વાત માનતો નહિ. મને લાગ્યું કે આ બળને વધારવાની જરૂર નથી. મેં તેને ૧૫ દિવસ માટે આલમોરા મોકલી આપ્યો હતો. ત્યાર બાદ તેનામાં ખૂબ ફેર પડી ગયો છે." //

પન્નાલાલ—મા તમારી પાસે આવવાની અથવા રહેવાની ઈચ્છા થાય તેમાં ખોટું શું છે ?

મા—ઇચ્છા થાય તે સારી વાત છે. પરંતુ વાત તો માનવી જોઈએને ? ( ત્યાં બેઠેલા બીજા બ્રહ્મચારીઓને સંબોધીને) વાત માનીને ચાલવામાં ઉન્નતિ થાય છે. ધારો કે મેં આજે તેને અમુક કામે મોકલ્યો. પરંતુ બીજી વખતે એમ પણ બને કે હું મારી પોતાની મેળે તેને મારી પાસે બોલાવી લઉં. આજ્ઞાપાલન કરતાં શીખવું જોઇએ. તેમાં જ કલ્યાણ છે. બીજાના દોષો ન જોવા જોઈએ. બીજાના દોષો જોવા કરતાં પોતાના દોષો જોવા સારા. બીજાના દોષો જોવા કરતાં જતાં તે દોષો પોતાનામાં આવી જાય છે. દોષો જોવા હોય તો પોતાના દોષ તરફ જુઓ. પોતાને સુધારવા પ્રયત્ન કરો. કોઈની નિંદા કરવામાં તો તેનો મેલ ધોવાય છે. ગુસ્સો ખૂબ ખરાબ વસ્તુ છે. ક્રોધ ભગવતપ્રાપ્તિના માર્ગમાં ખૂબ વિઘ્ન પેદા કરે છે. ક્રોધ કરવો હોય તો પોતાના પર કરો. લોભ કરવો હોય તો ભગવાનને મેળ-

વવાનો જ લોભ કરો. કામના કરવી હોય તો તેને મેળ-વવાની જ કામના કરો. તમે લોકો સાધુ થવા આવ્યા છો તો તમારે ખૂબ સયંમી જીવન જીવવું જોઈએ. ગૃહસ્થાશ્રમમાં પણ સંયમ રાખવો પડતો હોય છે. એક ભાવ એવો છે કે મારી માતા છે, માટે મારી જે ઈચ્છા થાય તે કરું. પણ આમાં જો પતન થતું હોય તો તે વસ્તુ સારી નથી. એક વિધવા બાઈ હતી. તેણે મને કહ્યું, "મારો છોકરો ખૂબ લાડમાં ઊછર્યો હતો. હવે તે છોકરો ખૂબ ખરાબ થઈ ગયો છે. મને પણ મારે છે. આ વાત બહાર પણ કોઈને કહી શકાય નહિ." મેં તો તેને કહેલું કે, "તમારી પાસે જે હોય તે છોકરાને સોંપી દો. તમે ભજન કરો"

માનો આવો ગંભીર ઉપદેશ સૌ ચૂપચાપ સાંભળી રહ્યા છે. ત્યારબાદ મા સૂઈ જતાં સૌ પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા.

## પ્રયાગ–ત્રિવેણીતટે–અર્ધકુંભમેળો

તા. ૨૮ જાન્યુઆરી ૧૯૪૮–પોષ વદ ૨, ૨૦૦૪, બુધવાર

પરમપૂજનીય મા સવારે ૧૦ વાગ્યે તંબૂમાં આવીને બેઠાં છે. તે સમયે 'શ્રી મા આનંદમયી દ્વિતીય ખંડ'માંથી એક બહેન પાઠ કરી રહ્યાં છે. પાઠ પૂરો થયા બાદ એક ભાઇ માને પ્રશ્ન કરે છે.

પ્રશ્ન– સાધનભજનની વાતો ગુપ્ત રાખવી જોઇએ કે નહિ ?

મા–પહેલાં અંદર અને બહાર એક આત્માથી સભર કરો. ભગવાનના સાચા સેવક–દાસ થઈ જાઓ. ત્યાં અહં-

કારનો લેશ પણ છાંટો રહેતો નથી. જે જગતગુરુ છે તે જ એક માત્ર બીજાઓને ભગવત્પ્રાપ્તિ કરાવી શકે છે. મારું પાત્ર નાનું છે. પહેલાં અહંકારનાશ કરો. ત્યારબાદ કોઈ સ્થાનમાં મઠ બનાવો, મંદિર બનાવો. સાધુ તથા લોકોની સેવા કરો, દાન કરો. આમ કરતાં કરતાં ભગવાનની તરફ પહોંચી જાઓ. કોઇ કોઈ જગાએ દાન કરવાની, મઠ બનાવવાની મના હોય છે. કોઇ કોઇ અવસ્થામાં આ બધું કરવાની મનાઇ હોય છે. ફક્ત ભગવાનમાં જ લગની લગાઓ. જ્યારે તમે પૂરેપૂરા સભર થઇ જશો ત્યારે આપોઆપ સંખ્યા થઈ જશે. મહાશક્તિ બધે જ રહેતા હોય છે. તમે જે પ્રાપ્ત કર્યું હશે તે આપી શકશો. અધેલાનો લાભ કર્યો હશે તો તેટલો આપી શકશો. જ્યારે તમે પરમ વસ્તુ આપી શકવાને સમર્થ થશો, ત્યારે તે દાન ખૂબ જ મોટું કહેવાશે.

એક ભાઇને પ્રશ્ન પૂછતાં પૂછતાં જ આંખમાંથી આંસુ ટપકે છે. તે પૂછે છે, " મા, આંસુ કેવી રીતે છૂપાવું ? "

મા–સાંભળો. વાત સાંભળો. આંખમાં આંસુ આવે–અરે ! આંસુ આપોઆપ વહી જાય તેથી પ્રાપ્તિ થશે. કોઈ કોઇ જગાએ એવું રહ્યું હોય છે કે આપોઆપ આંસુ આવવાથી તેના જીવનમાં પરિવર્તન થઈ જાય છે. જ્યારે મનુષ્ય ભાવથી બિલકુલ મગ્ન થઈ જાય છે ત્યારે પણ કોઈ કોઇ વખત આંસુ આવે છે. ભગવાનને પ્રાપ્ત કરવાની કોશિષ કરો. કોઈ કોઈ માણસને જ્યારે શોક થાય છે ત્યારે તેનાં આંસુ સૂકાઇ જાય છે. ગૌરાંગ મહાપ્રભુને ભાવાવેશમાં ખૂબ આંસુ વહી જતાં. કોઇ કોઈ વખત

પિચકારીની માફક આંસુની ધારા થતી. ભકિત ભાવથી આંસુ વહે છે. ભગવાનની તરફ પ્રેમનાં આંસુ હોય છે. પોતાનામાં શકિત, ભાવ પ્રકાશ થાય તેને ગ્રહણ કરીને ધારણ કરવા પ્રયત્ન કરો. ભાવનું નિયમન કરવાથી શું થાય છે ? તેનાથી શકિતની વૃદ્ધિ થાય છે. થોડી લગની લાગવાથી આંસુ વહી જાય છે. કોઈ કોઇના આંસુ સૂકાઈ જાય છે, તેથી ઘણી વખત એવું બને કે તે વ્યકિત પાગલ થઈ જાય, તેના કરતાં રોવા દેવું સારું. રોવાથી કદાચ અંદરનો ભાર હલકો થઇ જશે. જો શ્રીમહાપ્રભુની માફક આંસુ ટપકે તો બહુ સારી વાત છે. મહાપ્રભુના જેવા મનુષ્યો આંસુની રાહત નથી પામતા. બેબીદીદીનો એક છોકરો આઇ. સી. એસ. થઈને મેજિસ્ટ્રેટ થયો હતો. તે છોકરો મોટર અકસ્માતમાં મરી ગયો. પરંતુ બેબીને કંઈ નહિ થયેલું. મૃત શરીરની પાસે થઈને આવજા કરતી અને બધા કામની વ્યવસ્થા કરતી. તે વખતે કોઈએ કહેલું કે બેબીને રડવા દો. નહિં તો પાગલ થઇ જશે.

પ્ર—હળવાપણું કેવી રીતે થાય ? થોડો ભાવ આવે, આંસુ આવવા માંડે ત્યારે શું ઊઠીને અહીંથી બહાર ચાલ્યા જવું ?

મા—જે આંસુ નીકળે છે તે આવી જ જાય છે, પરંતુ એ ખ્યાલ રાખવો જોઈએ કે ભાવને નિયમન કરવાની કોશિષ કરવી તે માટે પાઠ છોડીને બહાર જવાની કંઈ જ જરૂર નથી. ભાવ આવી જાય છતાં પણ બેસીને પાઠ સાંભળવો. ભાવને પોતાનામાં જ રાખવો. પોતાનામાં ગ્રહણ

કરીને રાખવાની કોશિષ કરવી જોઈએ./ નિયમન થઈ શકે તો કરવું. નિયમન કરવાથી અંતઃશક્તિ વધી જાય છે. અંતે સાત્ત્વિક વિકાસથી જીવનનું પરિવર્તન થઈ જાય છે. તે વ્યક્તિનું આંતરિક તથા બાહ્ય જીવન એક થઇ જાય છે. જો ભાવ આવ્યા બાદ તે માણસ સંસારમાં જઇને રહે તો તો ભાવનું નિયમન કરવું જ જોઈએ. તે અવસ્થામાં રહીને પણ તે થઈ શકે છે. તે વખતે ભાવનું નિયમન કરવા અને એટલા પ્રયત્નો કરવા જોઈએ. કોઈ વ્યક્તિ સમાધિમાં હોય, પરંતુ અજ્ઞાની, જે નથી સમજતો તે કહેશે કે આ માણુસ તો સૂઈ રહ્યો છે. જે સમજુ છે, જે જ્ઞાની છે તે તો સમજે છે એટલે તેને સમાધિ કહેશે. બંને જણુ આવી રીતે વર્તે છે. એક ચરમ પરમ એક છે. બે જાતના ભાવ છે. (૧) અભાવનો ભાવ. આ ભાવને જેટલો બની શકે તેટલો નિયમનમાં રાખવા પ્રયત્ન કરવો જોઈએ. ભગવાનના નામ પર જે આવી જાય તેને પોતાની અંદર રાખવાની કોશિષ કરવી જોઇએ. (૨) મહાભાવ.

પ્ર—મા, સંસારના ભાવમાં અને આ ભાવમાં શો ફરક ? જેવી રીતે ગુસ્સો આવે છે તેવી રીતનો આ ભાવ છે ?

મા—આ જે ભાવ આવે છે તે ભાવ દ્વારા ધીરે ધીરે વિષયવાસના ઓછી થતી જાય છે. ભગવત્પ્રાપ્તિના માર્ગમાં ક્યાં સુધી આગળ વધ્યા તેનો માર્ગસૂચક સ્થંભ તે બતાવે છે.

પ્ર—જ્યારે ગુસ્સો આવી જાય છે ત્યારે........

મા—ગુસ્સો, લોભ, કામ, મોહ આ બધાં વિઘ્નો છે. આ માટે સંસાર છોડવાની જરૂર નથી. તમે જ્યાં જે

અવસ્થામાં રહો છો ત્યાં રહીને જ પોતાને સુધારવાનો પ્રયત્ન કરો. પોતાનો દોષ જો ઓળખી શકશો તો જરૂર સુધરશો જ, બીજાની નિંદા કરવા જો જશો તો તેનો દોષ તમારામાં આવી જશે. કોઈને દોષ દેવો તે જ દોષ છે. જો બગીચામાં જાઓ તો સુંદર સુંદર ફૂલ લો. કાંટાની તરફ શા માટે દૃષ્ટિ રાખો છો?

આમ વાતો ચાલે છે એવામાં પૂ. ગોપાલઠાકુર માના દર્શનાર્થે આવે છે. ગોપાલઠાકુર અને મા એકબીજાને પ્રણામ કરે છે. લગભગ ૧૨ વાગ્યે મહંત શ્રી મોહનાનંદજી આવે છે. મા પોતે ઊભાં થઈને તેમનું સ્વાગત કરે છે. પૂ. મોહનાનંદજી, શ્રી બાલાનંદ આશ્રમ, દેવઘર, વૈદ્યનાથધામના મહંત છે. મુખ પર તપશ્ચર્યાની તેજસ્વિતા છે. કપાળે ભસ્મ છે, ગળામાં રૂદ્રાક્ષની માળા ધારણ કરી છે. તેમની સાથે તેમની શિષ્યમંડળી પણ આવી છે. મા પૂ. મહંતજી સાથે ગમ્મતો કરીને સૌને હસાવે છે. મા પૂ. મહંતજીને પોતાના કૅમ્પમાં રહેવા માટે નિમંત્રણ આપે છે. કથાવાર્તા પ્રસંગે માએ કહ્યું, "હું તો પિતાજીની ગોદમાં જ છું. મારે તો બીજે ક્યાંય જગા નથી" એવામાં પૂ. મહંતજીની મંડળીમાંથી કોઈ ભાઈએ કહ્યું કે, "જો મહારાજને અહીં રાખો તો દળનાં બધાં માણસોને અહિં રાખવાં પડશે."

મા—આ વાત તો પરાયા લોક જેવી થઈ. (પૂ મહંતજી પ્રત્યે) પિતાજી તો આ નાની બાળકીને સ્નેહ કરે છે. જો પિતાજી કૃપા કરીને આ બચ્ચીને સત્સંગ આપે તો સારી વાત છે. (પન્નાલાલ પ્રત્યે) એક ભાઈ કહે છે કે અહિં

રાખશો તો ખાવાનું આપવું પડશે. આતો પરાયા માણુસ જેવી વાત થઈ. આ બધું તો પોતાનું જ છે તેમ સમજો. આ શરીર તો કોઈ જાતનો બંદોબસ્ત કરતું નથી. તેથી યોગ્ય જ વાત કહી. આ તો ઊડતું પક્ષી છે.

એવામાં એક ભક્ત માને કહે છે કે, "આપ બંને કથાવાર્તા કરો."

મા—અહિં તો કોઈ વાત જ નથી. કોઈ પણ પ્રકારની ગોલમાલ જ નથી.

પ્ર—સંસારની જંજાળમાં આનંદ શી રીતે મળે?

મા—(મોહનાનંદજીને) પિતાજી બોલશે.

મોહનાનંદજી—કાન અને મોં શું એક છે? મેં તો કાન ખુલ્લા રાખ્યા છે, અને મોં બંધ કરી રાખ્યું છે.

મા—બંને તો જુદાં જુદાં છે. કાન અને મોં એક કેવી રીતે? આનંદનો સંગ કરવાથી આનંદ પ્રાપ્ત થઈ શકે. પિતાજીએ તો કહ્યું છે કે જેઓની અંદર જેટલો આનંદ છે તેટલો ગ્રહણ કરતાં કરતાં અખંડ આનંદની તરફ જવાશે. પિતાજીએ કહ્યું છે કે મારી તરફ જવાશે.

ગોપાલ ઠાકુર—જરા સત્કાર કરો છો કે?

મા—પિતાજી, હું તો નાની બાળકી છું ને?

પ્ર—આનંદ તરફ જવાની ખૂબ જ ઈચ્છા થાય છે પરંતુ સંસારના વાતાવરણમાંથી નીકળી શકાતું નથી.

મા—આનંદ તો સર્વત્ર વ્યાપેલો છે. જેવી રીતે કૃત્રિમ વેષ પહેરીને ભિન્ન ભિન્ન જાતના વેષો પરિવર્તન કરી શકાય, પરંતુ તે વ્યક્તિ જાણતી હોય છે કે અંદર તો તે પોતે જ છે. તેવી રીતે જો આનંદ તરફની વાત લઈએ

તો તે સમયે ખ્યાલ આવે. તે આનંદને પ્રાપ્ત કરવા માટે તેની પાસે માગો. (આવામાં એક ભાઈએ માંને બંગાળીને બદલે હિંદીમાં બોલવા વિનંતિ કરતાં માએ હિંદીમાં બોલવું શરૂ કર્યું.) ભગવાનની એવી સુંદર વ્યવસ્થા છે. માબાપની સાથે બાળક રહે છે. જો બાળક માબાપની આજ્ઞા ન માને તો મા થપ્પડ પણ મારે છે, ધક્કો મારીને ઘરમાં લઈ જાય છે. પિતાજીએ કહ્યું છે કે આથી બાળકો પાકાં થાય છે. ભગવાનની તરફ નહિ જાઓ તો દુઃખ મળશે. પોતાનું ઘર ક્યાં છે ? તે જ પરમપિતા પરમ માતા, પરમબંધુ, પરમાત્મા છે. ભગવાન અને દુનિયાં આમ બે વસ્તુ રાખવાથી દુઃખ થાય છે. જ્યાં દ્વૈત ત્યાં જ દુઃખ, મૃત્યુ વગેરે હોય છે. ભગવાન જે કંઈ જ્યાં કરે છે ત્યાં આનંદનો પ્રકાશ થાય છે. જ્યાં દુઃખ, શોક વગેરે છે ત્યાં ન જાઓ. પરમાનંદની તરફ જાઓ. પરમાનંદની તરફ મન જતું નથી તેથી દુઃખ મળે છે. જલ અને તરંગ આ બંને એક જ વસ્તુ છે. હું તો નાનકડી બાળકી છું એટલે પિતાજી પાસે ગમે તેવું અગડં બગડં બોલુ છું. હરિકથા એ જ સાચી કથા છે બાકી બધું વ્યથા અને વૃથા છે. જ્યાં રામ હોય છે ત્યાં જ આરામ હોય છે. જ્યાં રામ નથી હોતા ત્યાં જ બેઆરામ એટલે કે રોગો વગેરે હોય છે. સાચો આત્મીય કોણ ? ભગવાન જ સાચો આત્મીય છે. તમે બધા પિતાજીને પ્રશ્નો પૂછો.

પ્ર—મા, તમે હર વખત બોલો છો હું નાની બાળકી છું. અમને બધાને ઠગવાના સમયે તમે નાનાં થઈ જાઓ છો.

મા—એક વાર નહિ પણ સોવાર નાનકડી બાળકી છું. મને ઘરડી બુઢ્ઢી બનાવી દો તે નહિ ચાલે. ઘરડી મા કહીને એક ખૂણામાં ધકેલી મૂકો તે નહિ ચાલે. હું તો નાની બાળકી છું. તમારી ગોદમાં બેસીશ. (એક બહેન પ્રત્યે. મા જાણે વિલક્ષણ ભાવે બેઠાં છે.) પિતાજી, રજા આપો.

એક બહેન—(મા પ્રત્યે) નાનકડી બાળકી તો બકબક કરે છે.

મા—નાની છોકરીનો સ્વભાવ જ બકબક કરવાનો હોય છે.

એક ભક્ત—મા, તમારો આખો કેમ્પ જોઈ આવ્યો.

મા—મારું તો કંઈ જ નથી. વળી પાછું જે કંઇ છે, જે કંઈ હતું, જે કંઈ થશે તે બધું મારું છે.

પ્ર.—જો જુદું હોય તો?

મા—જુદું નથી. કેવી રીતે થાય?

૦

મા, પેન્ડોલમાં આવીને બેઠાં છે. ભક્તો પણ ચારે તરફ આવીને બેઠા છે. પૂ. સ્વામી શરણાનંદજી પણ આવ્યા છે.

મા સામાન્ય વાતો કરે છે. મા કહે છે, "અરે, કોઇ પ્રોફેસર હશે તો શું કહેશે?"

પન્નાલાલ—આ બધા પ્રોફેસરો તો અવિદ્યાના પ્રોફેસરો છે.

પ્ર.—મા, આજકાલ એક ચિંતા રહે છે. આ હિંદુ-મુસલમાનની ગાંઠ કેવી રીતે ઉકલશે?

મા-( શરણાનંદજી પ્રત્યે ) પિતાજી, બતાવો ગાંઠ કેવી રીતે ઊકલશે ?

ત્યાર બાદ પૂ. સ્વામી શરણાનંદજીએ હિંદુ-મુસલમાનના પ્રશ્નને સુંદર રીતે, બુદ્ધિપૂર્વક દલીલો દ્વારા સમજાવ્યો. પૂ. શરણાનંદજીની વાતો થઈ રહ્યા બાદ તે ભક્તે માને કહ્યું, "માતાજી, આ પ્રશ્ન પર તમે કંઈ કહો."

મા-મારું તમારું કંઈ અલગ છે ? હું વળી શું કહું ? પિતાજીની જ વાત કહીશ. હિંદુ-મુસલમાનમાં ગાંઠ પડી ક્યારથી ?

પ્ર.-ક્યારથી પડી ?

મા- તમે શું કહેવા માગો છો ? હિંદુ-મુસલમાન શું એક થઈ જાય ?

પ્ર.-હિંદુ-મુસલમાનોમાં આપસઆપસમાં પ્રીતિ કેવી રીતે થાય ?

મા-ગીતામાં તો કહ્યું છે કે "સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ" શાસ્ત્રમાં અલગ અલગ જાતિ રાખી છે. ચાર વર્ણોની વાત કહી છે. ત્યાં પ્રત્યેક વર્ણની સાથે તે વર્ણના ધર્મની વાત કહેલી છે. ચાર વર્ણ એટલે જે જે વર્ણમાં જે જે વ્યક્તિ હોય તે તે વર્ણાનુસાર પોતાના સ્વાભાવિક ધર્મનું કામ કરે. જેવી રીતે ઉપર કહ્યું છે- 'સ્વધર્મે નિધનં શ્રેયઃ' ચારે વર્ણો જો પોતપોતાના વર્ણને ઉચિત કર્મો કરે તો લડાઈ કોની સાથે થાય ? બ્રાહ્મણ બ્રાહ્મણનું કામ કરે, વૈશ્ય વૈશ્યનું, ક્ષત્રિય ક્ષત્રિયનું અને શુદ્ર શુદ્રનું કામ કરે તો લડાઈ કોની સાથે થશે ?

પ્ર.-રામચંદ્ર અને રાવણ વચ્ચે લડાઈ નહોતી થઈ ?

મા–તે તો ઠીક વાત છે. પણ આમાં બીજી અનેક વાતો રહી જાય છે. બીજાની સાથે આવો સંયોગ થઇ જાય છે. કુરૂક્ષેત્ર તો થયું હતું. જો સૌ પોતપોતાના કાર્યો યોગ્ય રીતે કરે તો યુદ્ધ ન થાય. લડાઈમાં પણ વર્ણની વાત આવે છે. ક્ષત્રિયો જો પોતાના સ્વધર્મ પ્રમાણે કાર્ય ન કરે તો તે ઠીક નથી. ક્ષત્રિયનો ધર્મ લડાઈ કરવાનો છે? ક્ષત્રિયોનો ધર્મ છે રક્ષણ કરવાનો. એટલે જ રામ–રાવણનું યુદ્ધ થયું. જો કુરુક્ષેત્રની વાત કરીએ તો તે તો ખેલ છે. જો કોઇ લડાઈ કરવા માટે આક્રમણ કરે તો ક્ષત્રિયોએ રક્ષા કરવી જોઈએ. ધર્મનું રક્ષણ કરવું જોઈએ. ધર્મની રક્ષા માટે ના કહે તો કર્મક્ષેત્રમાં તે વાત ઠીક નથી. હિંદુ અને મુસલમાન પોતપોતાની મેળે ઉપર પ્રમાણે કરે તો પ્રીતિ થશે. સૌ કોઇ પોતપોતાના ધર્મમાં ગુણમાં રહે તે સારું છે અને સત્ય છે. જેવી રીતે આજ-કાલનાં લોકો–હિંદુઓ–મુસલમાનની ચ્હા ખૂબ સારી હોય છે એમ સમજીને મુસલમાનની હોટલમાં જાય છે. જેવી રીતે ક્યાંક બિમારી થાય તો તે નથી ફેલાઈ જતી? મારી કહેવાની મતલબ એ છે કે સૌ પોતપોતાના ધર્મમાં રહે. હિંદુ–મુસલમાનમાં ગાંઠ શા માટે પડી? શું વાત છે? આ લડાઈઓમાં નીતિ ક્યાં છે? અનીતિ છે. આ તો નીતિપૂર્વકની લડાઈ છે જ નહિ. આજે હિંદુ–મુસલમાનમાં સંઘર્ષ પેદા થયો છે; તેનું કારણ પિતાજી (શરણાનંદજી)એ કહ્યું છે તે સત્ય વાત છે. સંગદોષથી આવું થયું. હિંદુઓ મુસલમાનો જેવા અત્યાચાર નહોતા કરતા. પરંતુ તેઓમાં પણ તે બુદ્ધિ આવી. ક્યાંથી આવી? સંગદોષથી અવગુણો આવ્યા. જેવી રીતે પિતાજીએ કહ્યું

કે જો હિંદુત્વ ન રહે તો જે થવું જોઈએ તે જ થાય છે. જેવા ગુણોની સાથે તમે સંગ કરવા જશો તેવા ગુણો તમારામાં આવશે. આવી અનીતિ થઈ શાથી? કારણ પોતપોતાની જગાએ પોતે ન રહ્યા. 'સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ' જો સૌ પોતપોતાના સ્વભાવ અને વર્ણ પ્રમાણે કાર્ય કરતું હોત તો આવી અનીતિ ન થાત. જેવી રીતે ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થાય છે તેવી રીતે આ પણ છે. અનીતિ, અયોગ્ય વ્યવહાર પૂરા પ્રમાણમાં થઈ રહ્યા છે. જ્યાં સુધી સૌ પોતપોતાના કર્મોમાં સ્થિર ન થાય ત્યાં સુધી આ કેવી રીતે થાય?

પન્નાલાલ—એનો અર્થ એ થયો કે હિંદુઓએ હિંદુત્વ છોડી દીધું એટલે મુસલમાનોની સાથે આમ ગાંઠ પડી ગઈ. //

મા—ચાર વર્ણોના ચાર આશ્રમો છે. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસ્તાશ્રમ. પોતપોતાના ગુણોના વિકાસ પ્રમાણે પ્રકાશ થાય છે. બધામાં શાન્તિ માટે સદ્ભાવના ઉત્પન્ન થાય તો ઠીક થઈ જાય. જેવી રીતે તણખલાને પણ વારંવાર ઊભું રાખવામાં આવે તો ઊભું રહી જાય છે. તેવી રીતે જેનામાં શાન્તિ માટે ભાવ ઉત્પન્ન થઈ રહ્યો છે તે અનુકૂળ છે. આવી ભાવનાઓથી પણ કંઇ થઈ શકે. કર્મક્ષેત્રનો સ્વભાવ જ આવો હોય છે. જેવી રીતે રાખોડીમાં અગ્નિ છૂપો રહે છે, તે સમય અનુકૂળ થતાં પ્રજ્વલિત થાય છે. જ્યાં ભગવાન અલગ, સૃષ્ટિ અલગ, આમાં પિતાજી, શાન્તિનો બિલકુલ મૂળચ્છેદ ક્યારે થયો? તેનામાં બીજ રહી જાય છે. કીડા જગત છે ને, તેમાં એવું થઇ શકતું નથી? જગતમાં

ઘર્ષણ થવું, અકસ્માત થવો સ્વાભાવિક છે. ઘર્ષણથી જે વસ્તુનો પ્રકાશ થવો જોઈએ તે થઈ રહ્યો છે.

પ્ર.–ઘર્ષણ તો હવે થઈ ચૂક્યું.

મા–શાન્તિને માટે હવે પ્રયત્નો થઈ રહ્યા છે. જે કંઇ થઈ રહ્યું છે તે બધું કામમાં આવશે. શાન્તિનો ભાવ મદદ કરશે. કંઈ જ નકામું જતું નથી. સ્વાધીનતાની જરૂરિયાત હતી. ગમે તે ઉપાયે તે તો મળી. કોઈ ભાવ વૃથા નથી જતો.

પ્ર.–વિશ્વપ્રકૃતિ ખૂબ ચંચળ છે. તે કેવી રીતે મદદ કરશે ?

મા–આપણે બધા જે છીએ તે બધું જ પ્રકૃતિનું છે. આની વચ્ચે 'હું' સદાય સ્થિત પણ છે અને અસ્થિત પણ છે. જો આમ ન રહે તો નહિ થાય એમ નથી. જે છે તે જ પ્રકાશિત થઈ જાય છે. જ્યારે ઢાંકણું ખૂલી જશે ત્યારે ખબર પડશે. સ્વ–સ્વરૂપને મેળવો. આત્મરૂપે મેળવો કે પ્રભુના સેવકરૂપે મેળવો કે પછી સત્તારૂપે પોતાને મેળવો.

પ્ર.–પોતાને કેવી રીતે પ્રાપ્ત કરવો ?

મા–એક વાત છે. સાંભળ્યું છે કે એક 'હરિ' નામ જેટલા પાપોને નષ્ટ કરી શકે, તેટલાં બધાં પાપો જીવમાં પણ કરવાની તાકાત નથી. એક અગ્નિના કણથી બધું ભસ્મ થઈ જાય છે. 'હું પાપી છું' આવું ચિંતન શા માટે કરવું ? 'હું પાપી છું' એવી વાતો ન કર્યા કરો. આત્મધ્યાન કરતાં કરતાં આત્મપ્રકાશ થઇ જશે. પાપી પાપી કરતાં સ્વયં પાપી થઈ જશો. જેવું ધ્યાન કરશો

તેવું મેળવશો. કમજોરની માફક પાપી શા માટે કહો છો ? વીરની માફક ભગવતપ્રાપ્તિના માર્ગમાં લાગી જાઓ. હું ભવસાગર કેવી રીતે પાર કરીશ તેના માટે વિચાર કરતા નહિ, આમાં માર્ગસૂચક સ્તંભની જરૂર નથી. આગળ ચાલતા રહો. જરૂર ભગવતપ્રાપ્તિ થશે જ, ભગવાન મળશે જ એવી ભાવના રાખીને, ગુરુએ બતાવેલ સાધન માર્ગમાં જ ચાલવું જોઈએ. સર્વ સમય ભગવાનની તરફ જવા માટે પ્રયત્ન કરવો જોઈએ. લોભ કરવો હોય તો ભગવાનને માટે જ લોભ કરો. મોહ કરવો હોય તો ભગવાનનો જ કરો, જો કામના હોય તો તેને મેળવવાની જ કામના કરો, જો તેની કૃપા થાય તો જરૂરથી ક્ષણભરમાં તેની પ્રાપ્તિ થઈ શકે છે.

પ્ર.—કૃપા કેવી રીતે થાય ?

મા.—કૃપા પણ સ્વયંપ્રકાશ છે. આ જે તમે બોલી રહ્યા છો તે પણ તેની કૃપાથી જ બોલી રહ્યા છો. કૃપા એટલે—કૃ એટલે કરો અને પા એટલે મેળવો. જો તમે કરશો તો મેળવશો. જેટલા પ્રમાણમાં કાર્ય કરશો તેટલા પ્રમાણમાં પ્રાપ્તિ થશે. આ તો વાત થઈ ક્રમ કૃપાની. ભગવાનની તરફ જવા માટે જે કંઈ કરી રહ્યા છો તે કૃપા છે. જેટલું આ કાર્ય કરશો તેટલું અનુભવમાં આવશે. એક કૃપા છે ક્રમિક કૃપા. તે જે સૃષ્ટિ કરી તે હું ભોગવી રહ્યો છું. કરવાની મતિ તો ત્યાંથી આવી. સ્વયં અનુભવ શરૂ થાય છે કે, મારા કરવાથી આ પ્રકાશનો અનુભવ ન થાત. તેની કૃપાથી જ કૃપાનો અનુભવ થાય છે. 'હું કરું છું' આ અનુભવ તેની કૃપા વિના નથી થતો. (૨) સ્વયં-

પ્રકાશ. બીજી છે અહૈતુકી કૃપા. આ ભગવાનની કૃપાથી જ થાય છે. પોતે ક્યાંસુધી, કેટલું કરી શકે ? કોઈ રસ્તામાં પડી ગયું છે. રસ્તામાંથી કોઈએ તેને પકડીને ઘેર પહોંચાડી દીધો. આ થઈ અહૈતુકી કૃપાની વાત. પોતે પોતાની ઉપર જ કૃપા કરો. ભગવત માર્ગમાં જવા માટે રસ્તો શોધો. સ્વયં ભગવાન જ આ બધું કરે છે. જો તેની કૃપા ન હોત તો આપણે બોલી શકત કે ? સાંભળી શકત કે ? તેની કૃપાથી જ કૃપાનો અનુભવ થાય છે.

પ્ર.–જેના પર કૃપા નથી તેની ચિંતા છે જેના ઉપર કૃપા છે તેઓ તો બધા અહિં આવે છે.

મા–જે કંઇ ભણ્યો નથી તે કંઇ પૂછતો નથી. અથવા જે સંપૂર્ણ જ્ઞાની થઈ ગયોછે તેને પ્રશ્ન હોતો નથી. ખેર ! કંઇ ફીકર નહિ. તમે તમારે પોતાને ઓળખવા પ્રયત્ન કરો.

પ્ર.–પોતાને ઓળખવાની કોશિષ કરવી જોઈએ કે પ્રાપ્ત કરવાની ?

મા–ભૂલ જ જો ભૂલાઈ જાય તો ? ભૂલ જો હશે તો ભૂલનું શોધન થઈ જશે. જો પોતાને પ્રાપ્ત કરી શકાય તો તેમાં ભૂલની વાત રહેતી નથી. ભૂલનો પ્રકાશ થવો જોઈએ. ભૂલ શું છે ? તેને ઓળખવો એટલે પોતાને પ્રાપ્ત કરવો.

પ્ર.–આજ મોટી ભૂલ છે કે આપણે ભગવાનથી ભિન્ન છીએ તેમ સમજી બેઠાં છીએ.

મા–જ્યારે તમે બજારમાં જાઓ છો ત્યારે કોઇને મીઠાઈ ખાતા જોઇને મીઠાઇ ખાવાની ઇચ્છા તમને ક્યાંથી થાય છે ? તમારી અંદર સ્વાદ રહ્યો છે, તરસ રહી છે. તેટલા માટે આવો અનુભવ થાય છે. મનુષ્ય શાન્તિ ચાહે

છે—શા માટે? અશાન્તિ શા માટે નથી ચાહતો? કારણ તમે પોતે જ શાન્તસ્વરૂપ છો, સ્થિર છો, એક સત્તા છો. તમારામાં જે ખૂટે છે તેને પૂર્ણ કરો. જે ચીજ કોઈની અંદર ન રહે તેની સ્મૃતિ ક્યાંથી આવે? કેટલું સુંદર છે! ચાહો છો શાન્તિ, જ્ઞાન, ભક્તિ પ્રેમ. તો આપણે બધા એક શા માટે નથી થતાં? કેટલી સરસ વાત છે! આમાં બાબત શું છે? મૂળ વાત એ છે કે પોતે પોતાને જ ચાહે છે. જો કોઈ બહેનનું પોતાનું બાળક ખોવાઈ જાય તો કેટલી શોધાશોધ કરે છે? પરંતુ જો કોઈ બીજાનું બાળક ખોવાઈ જાય તો તેટલી શોધાશોધ કરશે કે? બીજાના બાળક માટે તેને ફીકર નહિ થાય. જેની સાથે પોતાનો સંયોગ રહી જાય છે તેને માટે જ ફીકર થાય છે. એક ભાવ એવો છે કે હું જ આત્મા છું. એક આત્મા જ છે. બીજો ભાવ એવો છે કે ભગવાન તમે છો અને હું છું, અંશરૂપમાં કહો કે સત્તારુપમાં કહો. પિતાજી (શરણાનંદજીને) મેં તો ખૂબ બકબકાટ કરી નાખ્યો.

ત્યારબાદ બ્રહ્મચારી હિરુએ સુંદર ભજન ગાયું.

પ્ર.—બાલ્યવયમાં વ્યક્તિએ ભગવાન તરફ વળવું જોઈએ?

મા—(હસે છે) ભગવાન તરફ વળવું જોઈએ, એટલે?

પ્ર—ક્યારે? પેન્શન લીધા પછી ભગવાનનું ભજન કરવું જોઈએ ને?

મા—હર વખત કોઈ જાતની ફીકર ન કરવી જોઇએ. ફક્ત ભગવાનની ચિંતા જ કરવી જોઈએ.

પ્ર—બાળકો માટે કંઈ ન કરવું જોઇએ?

મા–તેવી રીતે રહીને જુઓને ! સૃષ્ટિ શું તમે કરી છે ? જેણે સૃષ્ટિની રચના કરી છે તે જોશે.

પ્ર–મેં વિચાર્યું હતું કે હું તો માની પાસે નહિ જાઉં. હું તો યુવાન છુ. સંસાર ભોગવી લઉં.

મા–ત્યાં નહિ જતા. સ્પર્શ લાગી જશે.

પ્ર.–માની પાસે નહિ જાઉં. મારી જન્મપત્રિકામાં લખ્યું છે કે મારે સંન્યાસી થવાનું છે,

મા–જે થવાનું હશે તે આપોઆપ થતું જશે.

( મા હસી રહી છે )

પ્ર.–મને તો મારા બાળકોની ખૂબ ફીકર થાય છે. સંસારને છોડીને હું સંપૂર્ણપણે મારી જાત તમને અર્પણ કરું ?

મા–પિતાજી, તે તો મોહ છે,

પ્ર–મોહ શું છે ? ત્યાજ્ય છે ?

મા–તમે જે વાત કરી તે તો મોહ જ છે. આપો-આપ છૂટી જાય તો તે ત્યાગ છે. એક ત્યાગ વિચારપૂર્વકનો પણ હોય છે. શ્રીચૈતન્ય મહાપ્રભુએ કહેલું કે સંસાર છોડવાની ખૂબ જ ઈચ્છા છે, પરંતુ છોડી શકતો નથી.

પ્ર–અકસ્માત મારે ત્યાં છોકરાં થયાં. ભગવાને નિયમ કર્યો છે ને કે માબાપોએ પાલનપોષણ કરવું જોઈએ. આમાં ખરાબ શું છે ?

મા–આ વાત જો પાકી આવડી જશે તો પછી તે વાત નહિ રહે. જેનું મન ભગવાનની તરફ જ લાગી જાય છે તેનાથી સંસારમાં રહી જ શકાતું નથી. શ્રી મહાપ્રભુજીએ તેમનાં વૃદ્ધ માતા તથા યુવાન સ્ત્રીને છોડીને સન્યાસ

ગ્રહણ કર્યો. પોતે ધર્મનું આચરણ કરીને, જીવોને શિક્ષણ આપે છે. મહાપ્રભુએ મા તથા સ્ત્રીને છોડી દીધાં તો શું તેમની મા તથા સ્ત્રી પ્રત્યેની ફરજ નહોતી ? જ્યાંસુધી તમારા મનમાં બાળકોનું પાલન કરવાની ઈચ્છા છે ત્યાં સુધી કરતા રહો. પરંતુ જ્યારે એવો સમય આવે અને મનમાં ખ્યાલ આવે કે, અરે ! બાળકો વગેરે તો બધું ભગવાનનું જ છે, મારે આવો મોહ શો ? ત્યારે સંસાર છોડીને નીકળી પડજો. દુનિયામાં બે વસ્તુઓ છે, શ્રેય અને પ્રેય. આ બેમાંથી ઉત્તમ શું ? જ્યાં સુધી સંસારમાં હો ત્યાં સુધી સેવા કર્મદ્વારા તેઓની સેવા કરો. ભગવાન તરફ મનને જોડવાની કોશિષ કરો. બાળકોની બાલગોપાલ તરીકે સેવા, પત્નીની ગૃહલક્ષ્મી તરીકે, સેવાભાવે સૌ કોઈની સેવા કરો. આ સેવા ભગવાનની પાસે પહોંચી જાય છે. કોઈ કોઇ શું કરે છે ? અંદર મોહ હોય છતાં જંગલમાં જઈને બેસે છે.

એક બહેન—પુરુષો તો સંસાર છોડીને, જ્યારે ઇચ્છા થાય ત્યારે નાસી છૂટે, પરંતુ બિચારી સ્ત્રીઓનું શું ? સ્ત્રીઓ કેવી રીતે નીકળી શકે ?

મા—સ્ત્રીઓ માટે પતિ સેવા, કુમારી સેવા છે. આ સેવા કરતી વખતે હરતખત ખ્યાલ રાખો કે આ સેવા દ્વારા તું ભગવાનની જ સેવા કરી રહી છું. ભગવાનની તરફ મનને જોડી રાખો. પછી સૌ સારાં વાનાં થશે. મીરાં કેવી રીતે નીકળી હતી ?

પ્ર.—મીરાંબાઈએ તો મનથી ભગવાનની સાથે લગ્ન કર્યું હતું.

મા—તમારાં લગ્ન થયાં હોય છતાં, જો મન પરમપતિ ભગવાન તરફ લાગી જાય તો તો બસ.

પ્ર.—શરીરના પતિ તો કંઈ જ નથી ?

મા—એક વાત છે. ઘરમાં જે પતિ છે તેની ધર્મથી સેવા કરો. ભગવત્‌જ્ઞાનથી તેમની સેવા કરો. સેવા કરતાં કરતાં કામ થઈ જશે. તમે સેવામાં લાગી જાઓ.

પ્ર—તમે કહ્યું કે બાળકોની બાલગોપાલ ભાવે સેવા કરો. પરંતુ બાળકો જ્યારે તોફાન કરવા માંડે ત્યારે બાલગોપાલ ભાવ ક્યાંય ચાલ્યો જાય.

મા—પણ જો તમારો સાચો ગોપાલભાવ હશે તો ગુસ્સો ચાલ્યો જશે.

પ્ર—યશોદામાએ તો ગોપાલને ધમકાવ્યા હતા.

મા—જો તમે યશોદા થઈ ગયાં હો તો એમ કરી શકો છો. સંપૂર્ણપણે યશોદા થયાં હો તો જ.

પ્ર—બાળકોને જો અમારો ડર નહિ રહે તો નિશાળે પણ નહિ જાય.

મા—તમે બિલકુલ કંઈ ન કરોને જુઓ. તેના ભાગ્યમાં જે હશે તે જરૂર થશે. જો પિતામાતાના હક્ક તરીકે ગુસ્સો કરવો હોય તો ફક્ત બનાવટી ગુસ્સો કરો.

પ્ર—બનાવટી ગુસ્સાની છૂટ છે ને ?

મા—ગુસ્સો આવે તે ખરાબ વસ્તુ છે. જેવી રીતે દહીં જો દૂધમાં પડી જાય તો દૂધ ખરાબ થઈ જાય છે. જો સેવા કરવી જ હોય તો સેવા ભાવથી કરો. બનાવટી ક્રોધથી તેને તકલીફ નહિ થાય અને બાળકો સુધરી જશે. તમે પોતે પણ સુધરી જશો.

પ્ર-રાસલીલામાં પ્રત્યેક દળમાં કેટલા કૃષ્ણ અને કેટલી સખીઓ હતી ?

મા-શ્રીમદ્ ભાગવતમાં તો તે લખાયું છે:

ત્યારબાદ મા હાથમાં ખંજરી લઈને ગાવાનું શરૂ કરે છે.

રામ રામ રામ રામ..............

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ...............

કૃષ્ણકેશવ કૃષ્ણકેશવ કૃષ્ણ કેશવ પાહિમામ્ ।

રામરાઘવ રામરાઘવ રામરાઘવ રક્ષમામ્ ॥

રામરામ રામરામ............

અહા શું મધુર કંઠ !

ત્યારબાદ માએ શરણાનંદજીને કહ્યું, "પિતાજી, કર્તવ્ય શું છે ? સંસારમાં બાલબચ્ચાંને છોડી જવાં તે શું કર્તવ્ય નથી ? અસલ કર્તવ્ય ભગવત્પ્રાપ્તિ છે. જે કર્મો કરવાથી ભગવત્પ્રાપ્તિ થાય તે કર્મો કરવાં જોઈએ.

પ્ર-ભગવાન પરીક્ષા શા માટે લેતા હોય છે ? એટલી બધી કઠોર પરીક્ષા ભગવાન લે છે કે લોકો નાપાસ થઈ જાય છે.

મા-અરે ! ભગવાન પોતાને માટે તમારી પરીક્ષા નથી લેતા. પરીક્ષા તો લે છે તમારા કલ્યાણ માટે. તમે જોઈ શકો કે તમે ક્યાં સુધી આગળ ધપ્યા છો.

પ્ર-ભગવાને રાજા હરિશ્ચંદ્રની ખૂબ કઠણ પરીક્ષા લીધી. આમાં તેને શું સુખ મળતું હશે ?

મા-ભગવાનની પાસે સારા નરસાનો પ્રશ્ન નથી હોતો. તમે ક્યાં સુધી ભણ્યા છો તે તમે જાતે જ જુઓ,

તે માટે જ તે પરીક્ષા હોય છે. બાળકને જો આવું કરવામાં ન આવે તો તે ભણશે જ નહિ. એમને એમ પાસ કરી દેશો તો તેથી પણ કામ નહિ ચાલે. પ્રોફેસરને તો ખબર હોય છે કે તેના વિદ્યાર્થીંમાં કેટલું જ્ઞાન છે. તે વિદ્યાર્થીંઓની પરીક્ષા એટલા માટે લે છે કે વિદ્યાર્થીંઓ પોતે જોઈ શકે કે પોતાનામાં શું વિદ્યા છે. તમને એમને એમ ગુણ આપી દે તો તમે પ્રોફેસરને મારવા જશો. પરીક્ષાથી તમારી કસુર તમે જોઈ શકો છો. પ્રાપ્તિ કરતાં પહેલાં જોવું જોઈએ કે તમે કેટલું આપી શકયા છો. પિતાજી, (શરણાનંદજી પ્રત્યે) તમે બતાવો.

શરણાનંદજી—મા, તમે ઠીક કહી રહ્યાં છો.

મા—પોતાના દોષોની ખબર પડે તો તમે સુધરી શકો છો. આજકાલ માણસો શું કરે છે? પોતાના દોષોને ઢાંકવા પ્રયત્ન કરે છે. પોતાની જાતને સુધારી શકો તો બહુ સારી વાત છે. પોતાનું દિલ ખોલીને પોતાને સુધારો. સ્વચ્છ થવું એટલે કે સત્યલાભ કરવો.

## પ્રયાગ ત્રિવેણી તટે અર્ધ કુંભમેળો
### તા. ૨૯ જાન્યુઆરી ૧૯૪૮—પોષ વદ ૩, ૨૦૦૪, ગુરુવાર

સવારે ૧૦—૪૦ વાગ્યે મા તંબૂમાં આવીને બેઠાં છે. મહંતશ્રી મોહનાનંદજી પણ આવીને મા પાસે બેઠા છે. તેમને સસન્માન આસન પર માની પાસે બેસાડવામાં આવ્યા છે. મા બ્રહ્મચારી વિભુને કીર્તન કરવાનો આદેશ આપે છે. સુંદર, સુમધુર કીર્તન શરૂ થાય છે. વિભુનું કીર્તન થઈ રહ્યા

બાદ પૂ. મોહનાનંદજી મહારાજે પણ સુંદર કીર્તન કર્યું. ૧૧। વાગ્યા બાદ દેવી ભાગવત્‌પાઠ શરૂ થયો. ત્યારબાદ પ્રશ્નો શરૂ થયા.

પ્ર.–માળામાં ૧૦૮ જ મણકા શા માટે રાખવામાં આવે છે?

મા આવેલા મહાત્માઓને ૧૦૮ મણકા સંબંધમાં પ્રશ્નો પૂછે છે.

મા–કોઈ કોઈએ કહ્યું છે કે ૧૦૦ મણકા પોતાના જપ માટે છે અને બાકીના ૮ મણકાનો જપ ગુરુને માટે હોય છે.

દિવ્યાનંદજી–હાથે ૧૦ જપ થાય ×૧૦=૧૦૦ થાય અને ૮ વધારાના કરે છે.

પ્ર.–મહાત્માના નામ આગળ પણ ૧૦૮ શા માટે લખવામાં આવે છે?

આ સંબંધમાં સામાન્ય વાર્તાલાપ થયા બાદ માએ કહેવા માંડ્યું, "શકિતઉપાસનામાં ૧૦૮–૧૦૯ તેમજ અન્ય વસ્તુઓ પણ હોય છે. કોઈ કોઈ વસ્તુની વાત કરે છે તો કોઈ બીજી જ વસ્તુની વાત કરે છે. સંખ્યા સંબંધમાં આવો પ્રશ્ન થાય તે સ્વાભાવિક છે. એક પ્રશ્ન થાય કે ભગવાન તો અનંત છે. તેને તો કોઈ સીમા નથી. છતાં અહિં અમુક સંખ્યા જપ કરવાથી આમ થાય આવો પ્રશ્ન ઊભો થાય છે. સંખ્યામાં પણ કંઈ મહત્ત્વ જરૂર છે જ. ષટ્‌દળ, અષ્ટદળ, સહસ્રદળની વચમાં પણ જપ કરવાની વિધિ છે. તમે અષ્ટશક્તિ, અષ્ટબીજ વગેરેની વાત કરી, એટલે ષટ્‌ચક્રની વિધિ પણ મેં કહી. અનંત ઉપાયો

છે. કોઈ એમ પણ પૂછી શકે કે ષટ્ચક્રભેદમાં અમુક જ દળની સંખ્યા શા માટે છે? દ્વિદળ અને અષ્ટદળ શા માટે? આવો પ્રશ્ન દરેક જગાએ આવી શકે છે. સમગ્ર દળમાં અક્ષરો છે, તેની સાથે પણ સંજોગ હશે. તેમાં અક્ષરોની તથા દળની પણ નક્કી સંખ્યા છે. જપ કરવાનો પણ કોઈ વિધિ હોય છે. મૂળ સ્થાનમાં પ્રવેશ થવાથી પોતાનામાં મૂળ પ્રકાશ થવાની આશા છે. એટલે કે મંત્રચૈતન્ય, ષટ્ચક્ર-ભેદ, ષટ્ચક્રમાં પણ માળા હોય છે. દરેક ચક્રમાં માળા જપ થાય છે. આવો પણ નિયમ હોય છે. એક કરમાળા પણ હોય છે. ચક્રમાળાના પણ નિયમ છે. એક મનમાળા પણ હોય છે. એકમાં દરેક ચક્રમાં દળ સાથે લઈને જપ કરે છે. ૧૦૮ નો પણ કંઈ સંબંધ હોઈ શકે છે. આ એક વાત થઈ. બીજી દૃષ્ટિએ જોઇએ તો જેવી રીતે ભગવાન અનંત છે, અસંખ્ય છે, તેની કોઈ સીમા નથી, તેવી રીતે દરેકને પોતપોતાના રસ્તાઓ હોય છે. કોઈ પથમાં જતાં આટલી સંખ્યા પૂર્ણ કરતાં તેને જ્ઞાન થયું—જ્ઞાન દીપ સળગ્યો. આટલા મંત્રજપ થયા બાદ મંત્રચૈતન્ય થયું. એક શૂન્ય મૂકવાથી દાખલો પૂરો થયો. દરેકની મધ્યમાં સંખ્યા, અસંખ્યા બંને વસ્તુ રહી છે. તેનું મંત્રચૈતન્ય થયું. તેમાં સંખ્યા રહી ક્યાં? તેમાં જરૂર કાંઇ ગૂઢ તત્ત્વ છે. તમે તમારી સંખ્યા પૂર્ણ કરો. એક લક્ષ્ય થઈ જાઓ. સંખ્યા રાખીને જપ કરો. બીજી દૃષ્ટિએ સંખ્યાની જરૂરત પણ નથી. તે પણ શક્ય છે. ૧૦૮; ૧૦૦૮ સંખ્યા શા માટે રાખી? નિશ્ચય તેમાં કંઈ વિશેષતા છે જ. કોઈ શક્તિ વિશેષ સ્થાનમાં પ્રગટ થઇ જશે. હજી સુધી મૂળ વાત નહિ આવી. તમે લોકો લાવો

તો ઠીક છે. બાર, અઢાર, અઠ્યાવીસની પણ જપ સંખ્યા હોય છે. દરેક જગાએ વિશેષ કારણ હોય છે. અમાવાસ્યા તથા પૂર્ણિમા હોય ત્યારે શરીરના ઘા અથવા માંદગી વધુ ત્રાસ આપે છે, શા માટે ? વિશેષ તિથિના દેવતા હોય છે. અમાવાસ્યામાં કાલિપૂજા થાય છે અને પૂર્ણિમામાં લક્ષ્મી પૂજા થાય છે.

જેવી રીતે રામ, કૃષ્ણ, શિવ વગેરે હોય છે તેવી રીતે દળ, ચક્ર વગેરે બધું એક સરખું નથી હોતું. જપ કરવાનો પણ એક ખાસ વિધિ હોય છે. તમારા ષટ્ચક્રોના દળમાં અને બીજાના દળમાં પણ ભેદ હોઈ શકે છે. ષટ્ચક્ર ઉપરાંત વધારે ચક્રો પણ છે. આ વાત પણ સત્ય છે. આ શરીરમાં ષટ્ચક્રનો ખેલ પણ થયો હતો. તે વખતમાં મને થયેલું કે અરે! આમાં તે બીજાં વધારે ચક્રો પણ છે. દરેક માટે જપ સંખ્યા નક્કી હોય છે. કોણ કેટલા જપ કરવાથી પૂર્ણ થાય તે પણ નક્કી હોય છે. ગુરુએ એક પ્રકારનો મંત્ર આપ્યા છતાં બીજી રીતે પણ પ્રકાશ થતો હોય છે.

ગોપાલ ઠાકુર—મારા ગુરુદેવ કહેતા હતા કે આવું થવું જરૂરી છે. કારણ પ્રત્યેક વસ્તુ અનંત છે.

મા—જેટલી વ્યક્તિઓ છે તેટલા મત જરૂર હશે. જીતના મત ઈતના પથ. સીમ—અસીમ. તેથી જ અનંત ઉપાયો, અનંત પ્રકાશ, અનંત ગતિ, અનંત સ્થિતિ હોય છે.

પ્રશ્ન—મંત્રચૈતન્યનો ગૂઢાર્થ શું ?

મા–મેં તમને પિતાજી કહીને બોલાવ્યા. અને તમે 'હા' કહીને જવાબ આપ્યો. એટલું જ નહિ પણ પાસે આવી ગયા. આ મંત્રચૈતન્ય થયું કહેવાય.

પ્ર.–પ્રકાશ થયા બાદ ફરીથી તે પ્રકાશ અદશ્ય શા માટે થઈ જાય છે?

મા–જો સાચો પ્રકાશ થાય તો તે પછીથી જતો જ નથી. મંત્રચૈતન્ય એટલે શું? તેમાં તેના રૂપનો પ્રકાશ થાય છે. રૂપમાં શું રહે છે? તેમાં તેનું સમગ્ર તત્ત્વ રહે છે. તે કોણ છે? નિર્દ્વંદ્વ હોવા છતાં પ્રકાશિત થાય છે. જે છે તે પ્રકાશ થઈ જાય છે. મંત્રદ્રષ્ટા–દ્રષ્ટા એટલે કે દર્શન; ચૈતન્ય—જાગરણ એટલે ક્રિયા પણ ચૈતન્ય હોય છે. આસન તથા ક્રિયાનું પણ જાગરણ થાય છે. જ્યારે પૂજા કરવા બેસો છો ત્યારે કયા આસનમાં બેસવું તેની ખબર નથી હોતી. પરંતુ જ્યારે પૂજા શરૂ કરો છો ત્યારે આસન આપમેળે જ થઈ જાય છે. જેવી રીતે અંધારા ઘરમાં દીવાસળી સળગાવવાથી પ્રકાશ થઈ જાય છે તેવી જ રીતે તે આસનમાં તે ભાવ પ્રકાશિત થઈ જાય છે. આ રાજ્ય બીજું જ રાજ્ય છે. તેમાં કલાકો તો શું, દિનરાત ક્યાં જાય છે તેની પણ ખબર રહેતી નથી. ત્યારબાદ સમાધિમાં એટલે કે સમાધાનમાં સ્થિતિ થાય છે. ક્રિયા, આસનનું જાગરણ, મંત્રનું જાગરણ, મૂર્તિનો પ્રકાશ, બિલકુલ નિઃસંદેહ રૂપે પ્રકાશ થઈ જાય છે. જેવી રીતે યંત્રમાં ક્રિયા થાય છે તેવી રીતે આમાં પણ થાય છે. પરંતુ જ્યાં સુધી તત્ત્વનો પ્રકાશ ન થાય ત્યાં સુધી નકામું. ચિત્ત-શુદ્ધિ થવી જોઈએ. ક્રિયા કરો અને પ્રકાશ ન થયો તો

પછી શું કામનું ? જો ક્રિયા સારા પ્રમાણમાં કરશો તો ક્રિયાનું જાગરણ જરૂર થશે. જેના માટે જે આસન હોય છે તે પણ આવી જાય છે. અરે ! અનંત આસનો છે. જેવી રીતે મંત્રની ખાસ વિશેષ વાત હોય છે. હજી સુધી તમે લોકો આ શરીરમાંથી ખાસ વાત બહાર લાવી શક્યા નથી. આસન વગેરે જે બધું છે તે બધું અંગ શુદ્ધિની ક્રિયા છે. અમુક અમુક ક્રિયાઓ કરવાથી બધું પ્રકાશ થઈ જાય છે. આ સત્ય વાત છે. આથી જ અભ્યાસ કરતાં કરતાં શરીરની એવી સ્થિતિ આવી જાય છે. પૂજા, પાઠ, જપ, ધ્યાન કરતાં કરતાં એક સ્થિતિ થઈ જાય છે. જેવી રીતે અનંત સ્થિતિ, અનંત ગતિ, અનંત પ્રકાશની વચમાં એક જ સ્થિતિ–ક્રિયા જાગરણ, મંત્ર-જાગરણ, આસન જાગરણ, રૂપ, અરૂપ એક સત્તા હોય છે. વળી પાછું એક દષ્ટિએ રૂપ, ગુણનો કોઈ પ્રશ્ન જ નથી હોતો. ભિન્ન ભિન્ન દષ્ટિએ ભિન્ન ભિન્ન વાતો હોય છે. સર્વગુણ, સર્વરૂપ તેનાં જ છે. સર્વમયરૂપે તેનો પ્રકાશ ન થાય ત્યાં સુધી પૂર્ણાંગીન કેવી રીતે કહેવાય ? અનંત અને અંત બન્ને બરાબર થવા જોઈએ. // ૨૪/૮/૭૦

પ્ર–તમે જે કહ્યું કે અભ્યાસથી થાય છે........

મા–અભ્યાસથી જે થાય છે–અરે ! આમાં પણ અનેક વાતો છે. અભ્યાસ યોગ છે. તેનો પ્રકાશ થવા માટે તમે કાર્ય કરી રહ્યા છો. સાચું પૂછો તો તેનાથી વિયોગ છે જ નહિ, અને પાછો છે પણ ખરો. એક ક્રિયાથી વીજળીની બત્તી થાય છે, અને એક ઓચિંતી આગ લાગતાં બધું સળગી જાય છે, બધું ભસ્મ થઇ જાય છે. એક ક્રમવિકાસ

પ્રકાશ હોય છે; અનંત રીતે પ્રકાશ થાય છે. જે વ્યક્તિ જે ઉપાય કહે તેનાથી તે અલગ નથી. અનંત ઉપાયોનો કેવી રીતે પ્રકાશ થયો ? એક વાત છે. આટલા સમયમાં આટલી સંખ્યા અનંત કેવી રીતે ? તમે લોકો સંખ્યામાં બંધાયેલા રહે છો, તે સંખ્યામાં બંધાયેલો નથી રહેતો. અનંત અને અંતનો પ્રકાશ એક ક્ષણમાં પણ થઈ શકે છે. આ બધું ભગવાનનું સ્વરૂપ છે. દરેકની અંદર વાસુદેવ બિરાજી રહ્યો છે. ભગવાન આટલામાં જ રહે છે એ શું શક્ય છે ? હું તમને એક વાત બતાવું. જેવી રીતે મેળામાં બધી વીજળીની બત્તીઓ રાખવામાં આવી છે. તમારા ઘરમાં પણ વીજળી બત્તી છે ત્યાં બત્તી માટે નિયમન પણ હોય છે. ચાંપ દબાવતાં એક ક્ષણથી પણ ઓછા સમયમાં બત્તી થાય છે. આટલા થોડા સમયમાં આટલી બધી બત્તીઓ કેવી રીતે થઈ ? ત્યાં તાર વગર કેવો પ્રકાશ થાય છે, એ આ બુદ્ધિ દ્વારા સમજવું મુશ્કેલ છે. આ દૃષ્ટિએ, આ ચશ્માથી તે સમજવું કઠણ છે. સંખ્યા કરતાં કરતાં સંખ્યાનું બંધન પણ ચાલ્યું જાય છે. આમાં અનેક વાતો હોય છે.

પ્ર.—અમે સંખ્યા ગણીએ જ શા માટે ? અસંખ્ય જપ કરીએ તેમાં સંખ્યા પણ આવી જશે ને ?

મા—જેવી રીતે તમે ૧૦૮ જપ કર્યાં તથા તે જપ સમર્પણ કરી દીધા. મંત્રને અર્પણ કરવો એટલે શું ? પોતે અર્પણ થઈ જવું. પ્રણામ એટલે શું ? પ્રણામ એટલે તેના ચરણોમાં અર્પિત થઈ જવું. શાસ્ત્રો તો તમે લોકો જાણો છો. તમે જે મંત્ર જપ કરો છો, તેમાં દરેક જપમાં ફળ

રહે છે. ૧૦૮માં વિશેષ ફળ રહે છે. અસંખ્યમાં પણ ફળ છે. ૧૦૦૮માં પણ ફળ છે. એક લાખમાં તેથી પણ વધારે. પુરઃશ્ચરણમાં તો અમુક લાખ મંત્ર જપ કરવાના હોય છે. મૂળમાં તો સ્વાભાવિક અને અસ્વાભાવિક બંને એક જ વસ્તુ છે. જપ અજ્ઞાનતામાં ન થવો જોઈએ. અજ્ઞાનતામાં જપ થશે તો નકામા જશે. મંત્ર જપ વખતે એવું થવું જોઈએ કે હું સાથે અર્પિત થઇ રહ્યો છું. સારાયે શરીરથી બિલકુલ યંત્રવત્ થઈને નામજપ, મંત્ર, ક્રિયા વગેરે થવું જોઈએ. લોકો પૂછે છે કે કાલિના ગળામાં જે મુંડમાલા છે તેને વર્ણમાલા તરીકે શા માટે સમજાવે છે? જો તમારે માથું ન રહે તો અક્ષર કોણ બોલશે? શિરમાં તો બધું છે. શિર શું છે? શિર છે—જડમૂળ કોઈનો હાથ, પગ કપાઈ જાય તો પણ તે જીવતો રહી શકે છે. પરંતુ જો શિર કપાઈ જાય તો તે જીવતો રહી શકતો નથી. વાત બીજી તરફ જ ચાલી જાય છે. આ શરીર તો ઘંટ જેવું છે. તમારે જેમ વગાડવું હોય તેમ વગાડો. તમે જેવું બજાવશો તેવું સાંભળશો. શક્તિનો મૂર્તિ રૂપે પણ પ્રકાશ થતો હોય છે. નામરૂપે પણ પ્રકાશ થતો હોય છે. જેવી રીતે પન્નાલાલનું રૂપ છે, તેવી રીતે શકિતનું પણ રૂપ હોય છે. નામ અને નામીમાં અભેદ છે. નામરૂપે, મૂર્તિરૂપે, વળી પાછું મૂર્તિરૂપે તથા નામરૂપે પ્રકાશ થતો હોય છે, છતાં પણ પાછાં જુદાં જુદાં રૂપે પણ પ્રકાશ થતો હોય છે. અક્ષરનું પણ એક સ્વયંરૂપ હોય છે. એક ક્રિયાશકિત હોય છે. અનુભવમાં પણ ક્રિયા હોય છે, સ્થિતિ પણ હોય છે. || આપણે જે સમજીએ છીએ તથા જે સમજાવે છે તેને અલગ અને પ્રત્યક્ષ

કહીએ છીએ, એટલે આમ કહેવાય છે. આ શરીરની તો તરેહ તરેહની વાતો છે. કોઈ જાપ કરે છે. મંત્ર જપ કરતાં કરતાં ચિંતાભાવના અદૃશ્ય થઈ જશે. આમાં ક્રિયા જરૂર થશે. જો મંત્ર જપ કરો તો સૂતાં સૂતાં કરો કે બેઠાં બેઠાં કરો, પણ જ્યારે મંત્રનું જાગરણ થવાનું હશે ત્યારે કઈ અવસ્થામાં, કયા આસનમાં થશે તે કહેવું મુશ્કેલ હોય છે. જેવી રીતે ફળ પાકે એટલે તેનાં લક્ષણોથી ખબર પડી જાય છે, તેવી રીતે મંત્રનું ચૈતન્ય થવાનું હોય ત્યારે લક્ષણોથી સામાન્ય ખબર પડે છે. તમે જ્યારે ગુરુની પાસે જાઓ છો ત્યારે બધો ચિંતાભાવ છોડીને તમે કહો છો, "હું તમારે શરણે છું." ગીતામાં તો ભગવાને કહ્યું છે કે "બધા ધર્મોને છોડીને તું મારું શરણ લે." ગુરુએ મંત્ર આપ્યો હોય તો તે મંત્રનો જપ કરતી વખતે અચિંતભાવ રાખવો જોઈએ. જો સાંનિધ્યભાવ રાખશો તો શું થશે? એ ભાવથી અર્પણની ક્રિયા જરૂર થઇ જશે. આ શરીર દ્વારા તો જપ આપો-આપ થઈ ગયા હતા. પદ્માસન પણ આપોઆપ જ થઈ ગયું હતું. હાથ, પગ આપોઆપ જ આસનના આકારમાં ગોઠવાઈ ગયા. આસન થવા માંડયું ત્યારે કપડું ખસેડવાનો પણ ખ્યાલ નહોતો. કપડું ફાટવું હોય તો ભલે ફાટે: ઈચ્છાશકિત અને મહાશકિતનો ખેલ છે. વળી પાછું તે વખતે એવું ભાન થયું કે અરે! હું આમ શા માટે બેઠી છું? એવું થતું કે બસ હાથ જ્યાં પડયો છે ત્યાં જ પડયો છે. હાથ તૂટી જાય કે શરીર તૂટી જાય, શરીરનું ગમે તે થઇ જાય—કંઈ ખ્યાલ જ નહોતો. ગુરુની જે ઈચ્છા હોય તે કરે. તેની ખુશીમાં આવે તો ફેંકી દે,

આગમાં ફેંકી દે કે જે કરવું હોય તે કરે. આના સિવાય બીજો કોઇ પણ જાતનો ખ્યાલ લાવ્યા સિવાય જો કોઈ વ્યક્તિ સાધન-ભજન કરે તો થઈ શકે છે. આ શરીરના સંબંધમાં તો આવી કેટલીયે ઘટનાઓ થઈ છે. હું આ વાતો કંઇ લોકશિક્ષાને માટે કહેતી નથી. હું તો કોઈ પરાઇ વ્યક્તિ પાસે વાત કરતી નથી. આપણાં પોતાનાં જ બધાં માણુસો પાસે વાત કરું છું. આ શરીરમાં બધી વસ્તુઓ આપમેળે જ થયા કરતી હતી. મંત્ર દ્વારા પણ શુદ્ધિ કરવાના ઉપાયો છે. પહેલાં જે વાત થઈ કે, શરીર જ્યારે બેસતું ત્યારે હાથ તથા આંગળીઓ એમને એમ પડયાં રહેતાં. જ્યારે ક્રિયા શરૂ થતી ત્યારે હાથની આંગળીઓમાં ક્રિયા શરૂ થઈ જતી. અંતમાં હાથ ઊભો થઈ જતો. જેવો હાથ રહેવો જોઈએ તેવો ઊભો થઇ જતો. આ થવાની સાથે સાથે આનું સમાધાન પણ સાથે જ થઈ જતું. આમાં કોઈ બીજી શક્તિના આદેશથી આવું થયું તેમ નથી. તે પોતે જ તો છે. તે સાક્ષી દ્રષ્ટા રૂપે રહે છે. કોઈ વખતે એ શક્તિ આ શરીરમાં અણુજાણ રૂપે રહેતી. આ શરીર તો સ્વયં ગુરુ, સ્વયં શિષ્ય, સ્વયં સાક્ષી અને સ્વયં પુરોહિત. આ બધી જાગૃતિ અથવા જ્ઞાનની વચ્ચે પણ હું ઊઠતી અને ઘરકામ પણ કરતી. ત્યાર બાદ શું થયું ? ગઈ કાલે આવી રીતે જપ થયા એટલે બીજે દિવસે હું તો ઠાઠ-માઠથી આસન પર જઇને બેઠી. જ્યાં બેસવા જાઉં છું ત્યાં હાથ ખૂલી જાય છે. આ વખતે ઈચ્છાશક્તિ વાપરી, "હું બેઠી છું" એવો ખ્યાલ કરીને બેઠી. આ વખતે નિર્ભરતા ન હતી. ( આ બોલતાં બોલતાં, સાધકને જેવા

અનુભવો થવા જોઈએ તેવા અનુભવો કરવાનો ખેલ મા કરી રહ્યાં છે) આનું શું કારણ? કારણ આની પાછળ 'હું' રહી ગયું છે. જ્યારે ઉપર પ્રમાણેની અવસ્થા શરીરમાં ચાલતી હોય ત્યારે કોઈ વખત રસોઈ કરતાં કરતાં અથવા પીરસતાં પીરસતાં એકાએક શરીરનો ઢંગ બદલાઈ જતો. આ શરીરને જો તે સમયે કોઈ મનુષ્ય આવીને જુએ તો ડરી જતો. તે વખતે અંદરથી ખૂલી જતું હતું. આ બધું શું? આનાથી તત્ત્વની સફાઈ થઈ રહી હતી./ આ જે ક્રિયાઓ શરીરમાં થઈ રહી હોય છે, તેનો ખ્યાલ પણ ન કરવો. તેનાથી આનંદનો પણ ભોગ ન કરવો. કારણ આ પણ એક ભોગ જ છે ને? કોઈ કોઈને વિભૂતિનો પ્રકાશ થતાં બંધનમાં પડવું પડે છે. કોઈ કોઈનું પતન પણ થાય છે. જ્યારે ક્રિયા શરૂ થઈ જાય છે ત્યારે, જ્યાંસુધી તે ક્રિયા સમાપ્ત ન થઈ જાય ત્યાંસુધી ગુરુ શિષ્યના હાથમાં તે છોડી દેતો નથી. જેવી રીતે રાજા તેનો પાટવી પુત્ર પૂરો સમજદાર ન થાય ત્યાંસુધી રાજ્યગાદી સોંપતો નથી. સાધન ભજનમાં અમુક વસ્તુની પ્રાપ્તિ થઈ હોય તો તેનો આસ્વાદ પણ ન લેવો જોઈએ. કંઈક પ્રાપ્તિ થાય છતાં પણ બેસી રહો. એક દિવસ શું થયું? કેટલું સુંદર! જ્યાં સમય થયો ત્યાં તો હાથ આપમેળે જ ચાલવા માંડયો. ધીરેધીરે આખું શરીર ક્રિયામય થઈ ગયું. ક્રિયા, કર્મ, સર્વરૂપ, સાધન પણ કર્મ છે. સેવાકર્મ પણ કર્મ જ છે. તે વખતે ઘરમાં લીંપવાનું, પિરસવાનું વગેરે પણ થતું. હું આવી રહી છું, લોટો તેની જગાએ રાખી રહી છું, હું પેલી તરફ જાઉં છું—આમ વિધવિધ કાર્યોની વચ્ચે પણ અવિરામ ક્રિયા શરૂ થઈ ગઈ

હોય એમ બનતું. આ બધાં કામો જાણે યંત્રવત્ ન થઈ રહ્યાં હોય તેમ લાગતું. આમ કરમાં કરતાં સમગ્ર કર્મો સમાપ્ત થઈ જાય છે. વળી પાછો સમાપ્ત અસમાપ્તનો કોઈ પ્રશ્ન જ રહેતો નથી. ગુરુને આધીન થઇને રહેવું જોઇએ. ગુરુથી તમે અલગ છો જ નહિ. તમે પોતે સ્વાધીન ભાવે કરવા જતાં, થોડી વસ્તુ લઈને રહેશો તો અહિં જ રહી જશો. દુનિયામાં જ્યાંસુધી કંઇ પણ અણજાણ, અપ્રકાશ રહી રહી જાય ત્યાં સુધી સમજવું જોઈએ કે કંઇ પ્રાપ્તિ હજી થઇ નથી. ધ્યાન પણ એક ક્રિયા જ છે. તમે જાતે ન કરશો. ગુરુ જે પ્રમાણે કરાવે તે પ્રમાણે કરો. ગુરુના આદેશ પ્રમાણે તેની વાત ધ્યાન લો.

પ્રશ્ન—ક્રિયાનો પ્રકાશ..........?

મા—કોઈ સવાલ છે જ નહિ. જ્યારે ક્રિયા પૂર્ણ થાય ત્યારે એમ થાય કે દુનિયાભરમાં જે ક્રિયાઓ થઈ રહી છે તે બધી કોની ક્રિયાઓ છે? આમ પણ વાત હોય છે ને? કોઈ કોઈ જગાએ એવું પણ હોય છે કે તેવી રીતે કોઈને પ્રણામ કરવા નહિ તેવી રીતે કોઈના પ્રણામ સ્વીકારવા નહિ. એક હોય છે ક્રિયાશૂન્યતા. તમે કોઇ ક્રિયા ન કરી શકો. કોઈ કોઈ જગ્યાએ હોય છે, કૃપાશૂન્યતા. તે સમયે તમે કોઈના ઉપર પણ કૃપા ન કરી શકો. જેવી રીતે દુનિયામાં લેવડદેવડ થાય છે, તેમ ત્યાં થતું નથી. ક્રિયાશૂન્ય, કર્મશૂન્ય, એક એવું સ્થાન છે કે જયાં તેના માટે કોઈ કર્મ કરવા-પણું નથી રહેતું. સત્કર્મ, અસત્કર્મ, કોઈ પણ કર્મ કરવાપણું નથી રહેતું. અકર્મ પણ નહિ તેમજ સુકર્મ પણ નહિ. બીજી એવી વાત છે કે જયાં કર્મ હોય છે કે નહિ

તેનો પ્રશ્ન જ નથી હોતો. વળી પાછું તેને કોઈ કર્મ હોતું નથી, કારણ તેના પાપનો નાશ થાય છે. એક દૃષ્ટિએ આ કર્મ છે. વળી બીજી એક દૃષ્ટિએ આ પણ કર્મ નથી. તે કંઈ કર્મ કરતો નથી જ. કર્મ, એકદમ ચમત્કાર ! અહા ! કેવું સુંદર છે ? //

પ્રશ્ન—ધારો કે આપણે મનુષ્યનું નામ 'હરિચરણ' રાખીએ છીએ. તે શું એમને એમ અર્થ વગરનું હોય છે કે પછી નામની સાથે તેના જીવનનો સંયોગ પણ હોય છે ?

મા—નામ અને જીવન તેવો સંયોગ જો ન હોય તો તેવું તેવું નામ પડે જ નહિ ! પન્નાલાલ નામ રાખ્યું છે તેમાં નિશ્ચય કંઈ કારણ છે,

પન્નાલાલ—આમ નામ પડયું એ તો એક અકસ્માત છે.

મા—તમે જે કહો તે. વળી પાછું એક જણ પાસે તેવો સંયોગ પણ હોય છે. ભગવાન તેવો છે—તેને મુખ નથી છતાં ખાય છે, પગ નથી છતાં ચાલે છે.

ગોપાલ ઠાકુર—આ ભાઈનું નામ તરણીબાબુ છે, શું તેના નામ અને કાર્ય સાથે સંયોગ છે ?

મા—હા, સંપૂર્ણ સંયોગ છે. મેં એકવાર મિરતમાં તેમને જોયા હતા.

પ્ર.—બીજા દેશોમાં પણ જે નામ રાખે છે તેમાં શું આમ હોય છે ? દા. ત. હબસી લોકોમાં.

મા—હા.

ત્યારબાદ શ્રી. તરણીબાબુએ ભજન કર્યું. મંડપમાં એક સંન્યાસી મહાત્મા આવ્યા છે. તેઓશ્રી માને કહે છે, "મા ! સ્વરૂપમાં સ્થિતિ કરાવી દો."

મા—તમારી જાતને તેનાથી બાંધી રાખો. ચારે તરફનું ડોળાયેલું વાતાવરણ જે હોય છે, જેમાં સાંભળવું, જોવું વગેરે ક્રિયાઓને લીધે અંતરમાં રૂમાતું નથી. તે ઉપર લઈ આવે છે. દરેક બેડી તોડીને સંપૂર્ણપણે તેને લઈને બેસી જવું જોઈએ. સાધન ભજનમાં કેટલો સમય આપો છો?

મહાત્મા—આખો દિવસ રાત ભજનમાં બેસું છું. કોઈ કોઈ વખત વ્યવહાર પણ કરવો પડે છે.

મા—આ જ વિઘ્ન છે. વ્યવહારને છોડીને કોશીષ કરવી જોઈએ. આત્મપ્રાપ્તિમાં સહાય થાય તેવાં જ કર્મો કરવાં જોઈએ. આમ તેમ ચારે તરફ દૃષ્ટિ રહે તો કામ ન બને. આપણા નિર્ણયનો ખ્યાલ ન કરવો. ગુરુના વાકય પર લાગી જવું જોઈએ. જે આદેશ થયો હોય તે પ્રમાણે કરવું જોઈએ.

મહાત્મા—મા! તમે તો સાક્ષાત્ જગદંબાની મૂર્તિ છો. શું તત્ત્વદર્શી મહાત્માઓ પણ અનુગ્રહ કરે છે?

મા—હા, કરે છે.

ત્યારબાદ બ્રહ્મચારી હિરુએ 'જય હૃદયવાસિની'નું ભજન શરૂ કર્યું. ॥ ૨૦।૧।૪૭૧

## (૫૭) પ્રયાગ ત્રિવેણીતટે અર્ધકુંભમેળો

તા. ૩૦ જાન્યુઆરી ૧૯૪૮—પોષ વદ ૪, ૨૦૦૪, શુક્રવાર

માની કુટીરમાં શ્રી. અરૂણપ્રકાશ બંદોપાધ્યાય મા સાથે અગત્યના પ્રશ્નોની આલોચના કરી રહ્યા છે. હું ત્યાં જરા મોડો ગયેલો એટલે શરૂઆતની વાતોની નોંધ લઈ શકયો નથી.

મા—એક બ્રહ્મ દ્વિતિયો નાસ્તિ !

પરમાનંદજી—વેદને જે માને તે હિંદુ. કુરાનને માને તે મુસલમાન.

મા—તમારા ભગવાનરૂપે પણ તે જ બ્રહ્મ છે. મારા ભગવાનમાં સર્વરૂપો, સર્વગુણો છે. વળી પાછું તેનામાં કોઈ ગુણ નથી, તે ગુણાતીત છે. તમારો જેમ એક મત છે તેવી જ રીતે બીજાઓને પણ મત હોય છે. નાસ્તિક લોકો ભગવાનને ન અસ્તિ રૂપે માને છે. તે રૂપે પણ તે જ તત્ત્વ છે, તે તે જ છે, તે જ છે.

પરમાનંદજી—વેદને તો સર્વ મતો માને છે.

અરૂણદા—બધા લોકો વેદને માનતા નથી. પરંતુ પોતાનો મત ચલાવતા હોય છે.

પ્ર.—ગુરુ તો તેને જ કહી શકાય, જેના ચરણે બધું સમર્પણ કરી શકાય.

ત્યારબાદ અરૂણદાએ ગુરુની મહત્તા વિષેનો પ્રશ્ન છેડયો. તેઓશ્રીનું માનવું છે કે ગુરુઓને જોઈએ તે કરતાં વધુ મહત્તા અપાઇ છે. આથી ભારતવર્ષમાં ગુરુપણું ખૂબ વધી પડયું છે. આને પરિણામે લોકોનું અધઃપતન થયું છે. મા આના વિષે સમજાવતાં કહે છે—“ ગુરુમાં મનુષ્યબુદ્ધિ ન રાખવી જોઈએ. શિવજીમાં પથ્થરબુદ્ધિ ન રાખવી જોઈએ. જ્યાં સુધી પથ્થરબુદ્ધિ હશે ત્યાં સુધી વિગ્રહબુદ્ધિ નહિ આવે. ગુરુ પ્રત્યે ઈશ્વરબુદ્ધિ રાખવી જોઈએ. બ્રહ્મવિદ્યા ગુરુશકિત દ્વારા શિષ્યમાં આવે છે. જેવી રીતે પૈસા કમાવાની વિદ્યા શિક્ષક દ્વારા શીખી શકાય છે, તેવી રીતે ગુરુશક્તિ દ્વારા બ્રહ્મવિદ્યા—

પ્રાપ્તિમાં મદદ મળે છે. તમે જે કહ્યું કે કલ્પનાથી ભગવાન કેવી રીતે મેળવાય? ગરમી મેળવવી હોય તો અગ્નિના આશ્રયે જવું પડે છે. ગુરુશક્તિ ભગવત્‌શક્તિ છે. એક વાત છે. ગુરુના આદેશપાલનથી શું થશે? ઈશ્વરબુદ્ધિ પ્રકટ કરવા માટે ગુરુનો આશ્રય લો. કેટલાયે મહાનુભાવો, મહાજનો ગુરુનો આશ્રય મેળવીને ઉપર ચાલ્યા ગયા છે. તમે કહેશો કે કલ્પના કેવી રીતે નષ્ટ થશે? જેવી રીતે પાણીમાં પાણી નાખવામાં આવે તો પાણી વધી જશે. વિશ્વાસની વાત છે. ગુરુશક્તિ એવી હોય કે વિશ્વાસ લાવે છે. કલ્પનાબુદ્ધિ ચાલી જાય છે."

પ્ર.—આપે કહ્યું કે આગને જલાવે છે.

મા—તમને જ્યારે તાપની જરૂર પડે છે ત્યારે અગ્નિ નથી પ્રગટાવતા?

પ્ર.—જો હું બરફમાં કલ્પના કરું કે આ બરફથી મારી રસોઈ થઇ જાય, તો થઈ શકે?

મા—ગુરુશક્તિ, ભગવત્‌શક્તિ વગેરે છે. તમે વિશ્વાસ કરો કે ન કરો પણ હું તો કહેતી રહીશ. એક બ્રહ્મ દ્વિતીયો નાસ્તિ. તમારામાં ભગવત્ બુદ્ધિ ન હોય તો લાવવાની કોશિષ કરો. ભગવાન નરસિંહમૂર્તિ રૂપે, પ્રહ્લાદની પાસે થાંભલામાંથી પ્રગટ થયા હતા. બરફમાં પણ આગ પ્રગટ થઇ શકે છે.

અરૂણુદા—તે શકિત તો આપણી શકિત છે,

મા—તમે જે કહો છો કે તે અમારી શકિત છે–તે કોણ છે? તે રૂપે તો ભાગવાન જ છે.

અરૂણદા–પોતાને દેવ માનો, પરંતુ ગુરુને શા માટે માનવા જોઈએ ?

મા–આ બધી વસ્તુ ગુરુ દ્વારા સાંભળો. પરમપુરુષના જાગરણ માટે કોશિષ કરો.

પ્ર–ગુરુમાં ભગવાનબુદ્ધિ રાખવાથી જ ભારતવર્ષમાં ગરબડ ઉત્પન્ન થઇ છે.

મા–તમે એક ભૂલ કરી રહ્યા છો. જગતમાં દરેક વ્યક્તિ ગુરુ થઈને રહી શકે નહિ. ગુરુ કોને કહેવામાં આવે છે ? જે પુરુષ ગૂઢ તત્ત્વનો પ્રકાશ કરી શકે તેને ગુરુ કહેવામાં આવે છે. જગદ્‌ગુરુ કોણ છે ? જે ગતિ, સ્થિતિ, તત્ત્વનો પ્રકાશ કરી શકે, જે સૃષ્ટિ, સ્થિતિ, લય વગેરે બધું કરી શકે, જે બધાં તત્ત્વોનો પ્રકાશ કરવામાં મદદ આપી રહે તે ગુરુ કહેવાય.

પ્ર.–આ બધું ભારતવર્ષમાં થઈ રહ્યું છે ?

મા–એક વાત સાંભળો. તમે ગુરુ માટે પૂછ્યું, પણ શિષ્યના સંબંધમાં પૂછ્યું હોત તો હું કહેત કે શિષ્યનાં શું લક્ષણો હોવાં જોઈએ.

અરૂણદા–તમે ગુરુપણું વધારવાની જ વાતો કરી.

મા–પિતાજી, સાંભળો. શિષ્ય શક્તિ વધારવા ચાહે છે. શિષ્ય જ્યારે લાયક થઇને તૈયાર થશે ત્યારે ગુરુનો અભાવ નહિ રહે. ગુરુને સ્વીકારતાં પહેલાં ગુરુને પૂરેપૂરા સમજી લો. ગુરુને બજાવી જુઓ.

અરૂણદા–મારે તો ગુરુપણાની બેડી નથી જોઈતી.

મા–ગુરુ કરવામાં દીક્ષા વગેરેનો વ્યાપાર છે. ગુરુ સાચો હોય તો દીક્ષા દેતાંની સાથે જ શિષ્ય બદલાઈ

જાય છે. પહેલાં સાચા શિષ્ય થવાની જરૂર છે. આ એકદમ સત્ય વાત છે. //

અરૂણુદા–શિષ્ય કેવી રીતે થવાય? મને તો લાગે છે કે વિવેકાનંદ જેવા શિષ્ય થવું જોઇએ. આજકાલ તો ઘણાં મૂર્ખનાં દળ છે.

મા–શું તમે પંહિત છો કે?

અરૂણુદા–ના મા. તમે પંડિત છો.

મા–આ વસ્તુ મનમાં રાખજો કે હું કેવી રીતે શિષ્ય થાઉં.

અરૂણુદા–હું તો આત્માને સ્પર્શ કરવા પ્રયત્ન કરીશ.

મા–પોતાના આત્માને સ્પર્શવા પ્રયત્ન કરો. તમારા મનમાં શિષ્ય કેવો જોઇએ એ વિષે વિચાર છે?

અરૂણુદા–ભગવાન કોઈ પુસ્તકમાં મર્યાદિત નથી.

મા–અનુગત થવા પ્રયત્ન કરો. ભગવાનને કોઈ સીમા નથી. ભાવિક. કર્મી થવાની ઈચ્છા હોય તો પોતાની શક્તિને જગાડો.

અરૂણુદા–હું તો શિષ્યની શક્તિ ચાહું છું.

મા–સુંદર ભાવ!

અરુણુદા–હું કોઇ વિચાર ધારા જાણુતો નથી. મારે તો શક્તિની જરૂર છે. મારા મનમાં એવી ધારણા આવી હતી કે જ્યારે મારા મનમાં સમતા આવશે, ત્યારે સમતા કેવી રીતે આવે, સમતા આવી કે ન આવી, આ બધું પરીક્ષા કરીને સમજી શકીશ. કર્મ, જ્ઞાનને લીધે સમતા આવી શકે પરંતુ આ બધું તો મારા મનની કલ્પના છે.

મા—તમે સમતાનો રસ્તો પકડીને ચાલો. તમારી આ વાતમાં તો પેલો પ્રકાશ આવી જાય છે. સમતા શા માટે નથી લાવતા કે જેથી બધી જંજાળ મટી જાય. અસમ છો એટલે જ તો બધા ઝઘડા રહી ગયા છે. બાબા, સમતા તો તમારે રાખવી જોઈએ. જો સમતા ન આવી તો તો પછી કંઈ જ થયું ન કહેવાય.

અરૂણદા—સમતા કેવી રીતે આવે ?

મા—નિઃશ્વાસ જો સ્થિર રહી શકે તો સમતા આવે. વાયુની સમગતિ પોતાની અંદર સ્થિર રાખવા માટે પ્રયત્ન કરવો જોઈએ. તેથી જ જ્યાં સુધી મૌન રાખશો ત્યાં સુધી તે તરફની ગતિ વૃદ્ધિ પામશે. વિષમ એટલે શું ? સમનો અભાવ. જો વિષમ આવવા માંડે તો પ્રયત્ન કરજો કે તે તમારામાં ઘર ન કરી જાય. હરેકને પોતપોતાનાં ક્રિયા, ભાવ વગેરે હોય છે. આ સંબંધમાં અનેક વાતો હોય છે; ભિન્ન ભિન્ન રીતે તેનો પ્રકાશ હોય છે. અંદર બહાર ભગવાનની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી મનુષ્યને શાન્તિ મળતી નથી. કોઈ ધ્યાન, જપ, પૂજા, વગેરેમાં સમય પસાર કરે છે. પરંતુ જો સામ્ય ભાવસ્થિતિ ન આવે તો કંઈ જ થતું નથી. મનુષ્ય અહિં તહિં ફરે છે. જો અંદર ચૈતન્ય ના રહે તો આ કેવી રીતે બને ? પરંતુ પ્રકાશમે ચૈતન્ય નથી હોતું. તે તરંગની ધારા તમારા દેહમાં નિત્ય રહી છે. ત્યાં સ્થિત થવું જોઈએ. તેથી જ પ્રણાયામ, નિરોધ કરવાની ગતિ છે. મૌન રાખવું. મૌનથી જો સામ્યતાને અનુકૂળ ભાવો ન રહે તો તે તમને જડ બનાવી દેશે. અંદર પ્રવાહ રહ્યો છે, એકતા રહી છે.

તમે મૌન રાખીને બેઠા છો. મૌન રહ્યા છતાં મનમાં તો ક્રિયા ચાલે છે. જો આમાં ભગવત્ ભાવ નહિ હોય તો ભાવ જડ થઈ જશે. જો પરમની તરફ લક્ષ્ય રહેશે તો તે ભાવ મહાશક્તિના પ્રવાહ તરફ, સમતા તરફ લઈ જશે. મને ખ્યાલ હતો કે તમે જે ભગવાનને સ્પર્શની વાત કરેલી તે અનુગત, ભાવુક હતી. એટલે મેં ત્રણ બાણો માર્યાં એટલે ભગવત્ સ્પર્શની વાત નીકળી આવી. તમને કંઈ મળ્યું કે નહિ ?

અરૂણદા–મને એકલા એકલા હવે વિચાર કરવા દો.

અરૂણદા સાથે વાર્તાલાપ પૂરો થયા પછી મા આજે બપોરે ભક્તો સાથે શ્રી. પ્રભુદત્ત બ્રહ્મચારી મહારાજને ત્યાં ઝુસી ગયાં છે. શ્રી. પ્રભુદત્ત બ્રહ્મચારી યુ. પી. માં એક મહાત્મા ગણાય છે. છેલ્લા કેટલાંયે વર્ષોથી મૌન પાળે છે. ભગવન્નામનો ઉચ્ચાર તથા શાસ્ત્રોના શ્લોકો સિવાય ઘણુંખરું બોલતા નથી. તેમની પૂજા વગેરે જોવા જેવું હોય છે. તેમનો મુખ્ય મંત્ર છે 'શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવ.' આમ સાચા ભક્ત હોવા છતાં જનોપકારના કાર્યોમાં પણ ભાગ લે છે. આ મહાત્માને માતાજી માટે ખૂબ પ્રેમ છે. તેમણે માતાજીને નિમંત્રણ આપેલું હોવાથી અમે બધાં ત્યાં ચાલ્યાં. શુદ્ધાચારી સિવાયના બધા ભક્તો ત્યાં ભોજન કરવાના હતા. પૂ. બ્રહ્મચારીજીના મકાનના પશ્ચિમ તરફના વરંડામાં પૂ. મોહનાનંદજી, ચક્રપાણીજી મહારાજ, સ્વામી શરણાનંદજી વગેરે બેઠા છે. પ્રભુદત્તજી મહારાજ માતાજી સાથે ખૂબ ગમ્મત કરે છે અને સૌને હસાવે છે. માતાજી સાથે

અમે બધા શરણાર્થીઓનું ભોજન જોવા ગયાં. પૂ. પ્રભુદત્તજીએ શરણાર્થીઓના ભોજનની વ્યવસ્થા કરી છે. અમે ત્યાં જોવા ઊભાં રહ્યાં. આ બધું જોઈને પાકિસ્તાનનું ફળ યાદ આવતું હતું. કોણ જાણે, ભગવાન ભારતવર્ષ પર આમ આફત ક્યાં સુધી નાખશે ! મા ! હવે તો દયા કરો ! ભારતવર્ષમાં તેમ જ જગતમાં શાન્તિ સ્થાપો. ત્યાર બાદ માતાજીનું પ્રભુદત્તજી જોડે ભજન શરૂ થયું. આ બધું થઈ ગયા પછી કથામંડપમાં પૂ. મોહનાનંદજીનું આશરે ા સુધી કીર્તન થયું. ખૂબ આનંદ આવતો હતો. માનો આદેશ થતાં બધાંને લઈને હું કેમ્પમાં આવ્યો. સંધ્યા વગેરે થઈ રહ્યા બાદ પેન્ડોલમાં કીર્તન કરવા બેઠા. મા થાકી ગયાં હતાં. એટલે તેમની કુટીરમાં વિશ્રામ કરતાં હતાં. અમે કીર્તન કરી રહ્યાં હતાં તેવામાં કોઈ ભાઈએ આવીને વજ્રઘાત જેવા દુઃખદ સમાચાર આપ્યા કે, "રેડિયોમાં ખબર આવી છે કે પૂ. ગાંધીજી પર કોઈ વ્યક્તિએ ગોળીબાર કર્યો છે, અને પરિણામે તેમનું મૃત્યુ થયું છે." આ સમાચાર સાંભળતાં જાણે માથા પર આભ તૂટી ન પડયું હોય એમ લાગ્યું. તરત જ હું મા પાસે દોડી ગયો. મા સૂતાં હતાં. મેં તરત જ માને ખબર આપ્યા. માએ કહ્યું, "જીસસ ક્રાઈસ્ટના જેવું મૃત્યુ થયું. મહાત્માજીએ અંતિમ શ્વાસ સુધી અહિંસાનું પૂર્ણરૂપે પાલન કર્યું. ગાંધીજીને મારીને તેણે દેશમાં આગ લગાડી દીધી. જો દેશના માણસો હવે ગાંધીજીના મૃત્યુથી પાઠ શીખે અને દેશના બધા ભાઈઓ હિંદુ, મુસલમાન એક થઈને સંપીને રહે તો કેવું સરસ !" રાત્રે ૮ા વાગ્યે જ્યારે રેડિયો પર ભારતના મુખ્ય પ્રધાન જવાહરલાલજી તથા

ઉપપ્રધાન વલ્લભભાઈનાં ભાષણો થતાં હતાં, ત્યારે સૌ ચુપચાપ શાંત બેસીને સાંભળતાં હતાં. મા પણ સાંભળતાં હતાં. છેવટે માએ કહ્યું, "બધા લોકો નિઃસ્તબ્ધ થઈને સાંભળતા હતા એટલે મને ખાંસી આવતી હતી તેને પણ મેં રોકી રાખેલી."

આખાયે અર્ધકુંભ મેળામાં પૂ. ગાંધીજીની હત્યાથી સૂમસામ, સ્મશાનશાન્તિ ફેલાઈ ગઈ છે. જ્યાં ત્યાં લોકો સમાચાર સાંભળીને રડતા માલૂમ પડે છે. પોતાનાં જ માતાપિતા મરી ગયા હોય તેમ અત્યંત શોકમાં ડૂબી ગયાં છે.

લગભગ રાતના ૧૨ થી ૧ સુધી, માની હાજરીમાં મુખ્યત્વે ગાંધીજી સંબંધમાં આલોચના થઈ.

## પ્રયાગ–ત્રિવેણી તટે–અર્ધકુંભ મેળો

તા. ૩૧ જાન્યુઆરી ૧૯૪૮–પોષ વદ ૬, ૨૦૦૪, શનિવાર

સવારે મા અન્ય ભક્તો સાથે વાતોમાં રોકાયેલાં હતાં. એટલે પાઠમાં મોડાં આવ્યાં હતાં. આજે ખાસ કંઈ વાર્તાલાપ થયો નહિ. પૂ. ગાંધીજીના મૃત્યુથી આખાયે કુંભમેળામાં હાહાકાર થઈ ગયો છે. લાખો લોકોએ તેમના આત્માની શાંતિ અર્થે ઉપવાસ અને પ્રાર્થનાઓ શરૂ કર્યાં છે. માતાજીના કેમ્પમાં પણ ઘણાએ ઉપવાસ કર્યા છે. માએ કહ્યું હતું કે, "જેઓએ ઉપવાસ કર્યાં છે તેઓ જપ કરે." સાંજે પાંચ પછી માતાજીના કેમ્પમાં ૨૦૦ સાધુઓને ભોજન માટે નિમંત્રણ આપવામાં આવ્યાં હતાં. મા પોતે ઊભાં ઊભાં સાધુઓનું ભોજન જોતાં હતાં. આજે લગભગ આખો દિવસ ગાંધીજીના જીવન સંબંધમાં જ

વાતો થઈ. રાત્રે લગભગ ૧૨ સુધી માની કુટીરમાં અમે બેઠા હતા. કાલે સવારથી સાત દિન માટે અખંડ નામ કીર્તન ચાલવાનું છે. તેના માટે મા પોતે વ્યવસ્થા કરતા કરાવતાં હતાં. આજે રાત્રે મંડપમાં જાહેર દરબાર થયો ન હતો.

## પ્રયાગ-ત્રિવેણી તટે-અર્ધકુંભમેળો

તા. ૧ ફેબ્રુઆરી ૧૯૪૮-પોષ વદ ૭, ૨૦૦૪, રવિવાર

રોજની માફક મા આજે મંડપમાં આવીને બેઠાં છે. ભક્તોના પ્રશ્નો શરૂ થયા.

પ્ર.-ગાંધીજીનું જે વ્યક્તિએ ખૂન કર્યું, તેનો અને ગાંધીજીનો આ ખૂનમાં પૂર્વ જન્મનો કંઈ સંયોગ હશે ?

મા-સંયોગ તો જરૂર છે જ.

પ્ર.-હવે પછીના જન્મમાં તે સંયોગ રહેશે ?

મા-જ્યાં સુધી મનુષ્યમાં ભગવદ્‌ભાવનો પ્રકાશ ન થાય, ભગવત્‌સ્થિતિ અથવા ભગવત્‌લાભ ન થાય ત્યાં સુધી મરવું, મારવું વગેરે બધું રહી જાય છે. દુનિયાનો કર્મયોગ આવી રીતનો છે. જે માણસ જે અવસ્થામાંથી ચાલ્યો જાય, તે સમયે બ્રહ્મજ્ઞાન ન થયું હોય તો, ત્યાં સુધી આવાગમનની ટિકિટ મળતી હોય છે. કોઈ વ્યક્તિ કોઈને એક ક્ષણભર જુએ તો તેમાં પણ સંયોગ રહી જાય છે. જે મહાન યોગ છે તેમાં તો વિયોગની કોઈ વાત જ રહેતી નથી. દુનિયાના મોહનું આક્રમણ ત્યાં નથી હોતું. મહાત્માજીની ગતિ વિષે હું કાંઈ કહેતી નથી.

પ્ર.-જે વ્યક્તિ-નથુરામ ગોડસેએ ગાંધીજીની હત્યા કરી તે તો સામાન્ય વ્યક્તિ છે. તેની સાથે કર્મફલનો શો યોગ હશે ?

મા—જે કોઈ હોય, જે સ્થિતિમાં જે વસ્તુ હોય, તેનું ફળ રહે છે જ. મેં તો સ્થિતિ અલગ અલગ હોય છે તેની વાત કહી છે.

પ્ર.—ગાંધીજીનું અકાળ મૃત્યુ થયું ન કહેવાય ?

મા—જેઓ કાળાધીન છે તેમનું મૃત્યુ થાય છે. અકાળ મૃત્યુ એટલે શું ? શા માટે હવા આવી અને દીપ બૂઝાઈ ગયો ? વૃદ્ધ થઈને ઘડપણમાં શા માટે મૃત્યુ ન આવ્યું ? સમય કોને કહેવામાં આવે છે ? જે સમયમાં જે થાય છે તે જ સમય છે. કોઈ કોઈની દૃષ્ટિમાં આ અકાળમૃત્યુ છે. કોઈ કોઈની દૃષ્ટિમાં અકાળમૃત્યુ નથી.

પ્ર.—મા, જો સાધક બ્રહ્મ અવસ્થાને પ્રાપ્ત કરે અથવા બ્રહ્મ થઈ જાય તો તેથી શો લાભ ?

મા—કોઈ કોઈ મતે તમે જે કહો છો તે દૃષ્ટિ પણ છે. મારે ખાંડ થવું નથી પણ મારે તો ખાંડ ખાવી છે. એક વાત છે. જ્યાં લાભાલાભની વાત છે ત્યાં તે પરમ સ્થિતિ હોતી નથી. બ્રહ્મ કહો, આત્મા કહો, જે કહો તે તે જ છે.

શરણાનંદજી—બુદ્ધિજન્ય વર્ણન એકદેશીય હોય છે. જીવ બ્રહ્મ થઈ જાય. છે તે મત નથી. તેમજ બ્રહ્મ જીવ થઈ જાય છે તે મત પણ નથી. શું છે ? જગત શું છે ? હું કોણ છું ? દૃષ્ટિ તો પરિવર્તનશીલ છે. માએ કહ્યું હતું કે દૃષ્ટિકર્તા સત્ય છે, દૃષ્ટિ સત્ય નથી.

મા—સાધન એટલે શું ? વાદળનું ખસી જવું. પ્રકાશ તો છે જ. સ્વયંપ્રકાશ તો સદા છે જ. પિતાજી, આ પણ એક ઉપાય છે. ભિન્ન ભિન્ન જાતના પ્રકાશ છે. કેટલી

સુંદર નિષ્ઠા છે? અમારા ભગવાન બ્રહ્મ છે. એક વાત સાંભળી છે કે કોઈ કોઈના મતે બ્રહ્મસ્થિતિ પ્રાપ્ત થયા પછી ભક્તિલાભ થશે. મૂર્તિ શું છે? મૂર્તિરૂપે પણ તે જ છે. લોકો કહે છે કે ભગવલ્લીલા પણ ચિન્મય હોય છે. અપ્રાકૃત હોય છે. જ્યાં સુધી મનુષ્યમાં પ્રાકૃતિક દૃષ્ટિ છે ત્યાં સુધી અપ્રાકૃતનો પ્રકાશ કેવી રીતે થાય? જ્યારે બ્રહ્મમાં સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે અપ્રાકૃતમાં પ્રવેશ થાય છે. જો કહેવામાં આવે કે લીલામાં, ભગવાનમાં, અને બ્રહ્મમાં ફરક નથી તો આ બધી જાતની વાતો રહી જાય છે. શ્રીકૃષ્ણને કોઈ કોઈ બ્રહ્મ ગોપાલ પણ કહે છે. તે જ છે. તે જ છે. જે આકારમાં, જે પ્રકાશમાં, આકારસાકારમાં કોની પૂજા થાય છે? તે જ છે. પાણી બરફના રૂપમાં હોય ત્યારે આકારયુક્ત થાય છે. જળરૂપે નિરાકાર રૂપ થાય છે. અંદર તો જળ એ એક જ વસ્તુ રહી છે. તેથી જ આ શરીરને કોઈની પણ સાથે મતભેદ નથી. જે સ્થાનમાં જે દેખાવું જોઈએ તે જ દેખાતું હોય છે. તે અવસ્થામાં એવું જ દેખાય. ભગવાન તો પૂર્ણ અખંડ છે. જો અગ્નિ હમણાં સળગે તો બધું જલાવી દેશે. અગ્નિના અંશને લઈને જુઓ તો તે જ છે. તેમાં અગ્નિની પૂર્ણશક્તિ રહી છે. કોઈની સાથે વિરોધ રહેતો જ નથી. હું તો કહું છું કે જેઓને વધુ ઉપાયો સમજવાની ઇચ્છા છે તે સારું છે તેઓને આશા છે કે હું હજી વધારે સમજી લઉં.

પ્ર.—બ્રહ્મપ્રાપ્તિ થયા બાદ કર્મફળ ભોગવતાં ભોગવતાં કર્મોનો ક્ષય થઈ જાય છે. તો શું એને પ્રાપ્ત કર્યા બાદ કોઈ વખત કોઈ સૃષ્ટિમાં આવવું પડશે?

મા—નહિ આવવું પડે તે પણ ગલત વાત છે. આવવું પડે છે તે પણ ગલત વાત છે. હા પણ નહિ અને ના પણ નહિ. ત્યાં શું થાય છે અને શું નથી થતું તેનો પ્રશ્ન જ નથી ઊઠતો. જ્યાં સુધી પ્રશ્ન રહે ત્યાં સુધી પ્રકાશ નથી મળ્યો હોતો. શક્ય છે, અશક્ય છે, તે પ્રશ્ન પણ ઊઠતો નથી. સત્ય તો એક વસ્તુ છે. વાત એમ છે કે જ્યાં એક, બે રહ્યાં છે ત્યાં દ્વંદ્વ લાગે જ છે.

પ્ર.—ગાંધીજીનું આવી રીતનું મૃત્યુ થયું તે સારું થયું કહેવાય ?

મા—એક હોય છે ભવિષ્યવાણી. ભવિષ્યવાણી તો અત્યારે આવતી નથી. આવી રીતે અહિંસાનું પાલન કરતાં કરતાં મૃત્યુ થયું તેથી બધા લોકો જો મનમાં સમજે, હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી એક થઈ જાય તો કેવું સરસ ! ગાંધીજી સમતાપૂર્વક અહિંસાના ભાવથી રહ્યા અને અંતે પ્રાણ પણ આપ્યો. બધા જો એક થઈ જાય તો થઈ શકે છે. ગાંધીજી જગતને આ ચીજ આખર સુધીમાં આપી ગયા. તેમનું મૃત્યુ થયું તે સારું થયું કે ખરાબ થયું તે હું કહેતી નથી.

ફરીથી આજે પણ જપમાળામાં ૧૦૮ મણકા શા માટે રાખવામાં આવે છે તેના સંબંધમાં આલોચના ચાલી. માએ કહ્યું, " જો મતની વાત કહો તો અનંત મત છે. એક મહાત્માએ કહ્યું હતું કે ૨૧૬૦૦ જપ કરવાના હોય તો ૧૦૮×૨૦૦ માળા=૨૧૬૦૦ થાય. કોઇ કોઈના મતે ષટ્ચક્રની પાંખડીઓ ઉમેરીને ૧૦૮ કરે છે. વિભિન્ન વિભિન્ન મત છે. એક ભાઈ કહે છે ૧૦૮=૫૦ અનુલોમ+૫૦

વિલોમ+૭+૧ છે. આ વૈદિક મત છે. ૧૦૮ વ્યક્તિના નામ આગળ મૂકાય છે. કારણ કે ૧૦૮ ને શુભ સંખ્યા માનવામાં આવે છે.

મા—જો મારો મત પૂછો તો બધાંનો મત તે મારો મત છે. કલ્પના નહિ પણ જે સત્ય છે તે જ મારો મત છે.

પ્ર.—કુંભમેળો શા માટે?

મા—કુંભ એટલે શું? ઘડો ભરી લો. ત્રિવેણી સ્નાન એટલે ઘડો ભરી લો.

ગોપાળઠાકુર—અર્ધ કુંભ—કુંભનો અરધો મેળો—કુંભ એટલે જ્યાં કુંભ ભરાય.

એક ભાઈ—એક સન્યાસી પાસેથી સાંભળ્યું છે કે જ્યારે અમૃત મંથન થયું ત્યારે અમૃતના કળશમાંથી થોડો ભાગ લઈને આ જગાએ કળશોની સ્થાપના કરવામાં આવી. પ્રયાગ, હરદ્વાર, ઉજ્જૈન અને કૈલાસમાં કુંભ થાય છે.

મા—શાસ્ત્રોમાં જે જે વાતો છે તે તે વાતોથી આ શરીરને કોઈની સાથે મતભેદ નથી. બધા મતો મારા મતો છે. કોઇ કોઈ સમયે જવાબ નથી આવતો. દરેક વાતનો દરેક સમયમાં જવાબ નથી આવતો.

પ્ર.—માળાનો શો ફાયદો? એમને એમ અસંખ્ય જપ કરે તો શું ખોટું?

ગોપાલ ઠાકુર—કર્તવ્ય હિસાબે કરવું સારું. આમ કરતાં કરતાં અભ્યાસ પાકો થઈ જાય છે.

ત્યાર બાદ રૂદ્રાક્ષનીમાળા, તુલસીનીમાળા વગેરેમાં શો ભેદ એ પ્રશ્ન પર આલોચના ચાલી.

મા—રૂદ્રાક્ષની માળા દ્વારા શૈવભક્તો તથા શાક્તો જપ કરે છે. વૈષ્ણવો તુલસીની માળાથી જપ કરે છે. શિવજીને સફેદ ચંદન તથા સફેદ ફૂલ શા માટે ચઢાવવામાં આવે છે? શક્તિને લાલ ચંદન તથા લાલ ફૂલ શા માટે? આમાં પણ કંઈ હેતુ જરૂર હોય છે જ. તેવી રીતે રૂદ્રાક્ષમાળા તથા તુલસીમાળાની શક્તિમાં પણ ફરક છે જ. રૂદ્રાક્ષ, સ્ફટિક, તુલસી, રક્ત ચંદન, સફેદ ચંદન વગેરેના મણકા પણ હોય છે/પ્રત્યેક મણકામાં ભગવાનનું નામ છે. નામ સ્વયંબ્રહ્મ છે. નામ બ્રહ્મનું મંદિર છે એવું કહેવાય છે. અર્થાત્ ત્યાં ભગવાનના નામ જપ જ થાય છે. જે લોકો મંત્ર જપ કરે છે તેમના માટે કેવી રીતે મંત્ર જપ કરવો જોઈએ તેનો પણ નિયમ હોય છે. તુલસી શા માટે? તુલસીને વિષ્ણુના ચરણમાં ચઢાવવામાં આવે છે. પદ્મનો પણ મણકો હોય છે. તેનું ફૂલ પણ ભગવાનને ચઢે છે. મહાશંખની માળાથી પણ કોઇ કોઇ જપ કરે છે. ભિન્ન ભિન્ન ઉપાયો છે. મંત્ર જપતાં જપતાં શક્તિ જાગૃત થાય છે. ભિન્નભિન્ન માળાઓના જપના ભિન્નભિન્ન અર્થ હોય છે. શાસ્ત્રોમાં શું લખ્યું છે તે તો તમે જાણો. અજપ, મનમાલા, કરમાળા વગેરે ભિન્નભિન્ન જાતની માળાઓની વાત છે. બાહ્યમાળા ફેરવતાં ફેરવતાં તે માળા મનમાળામાં પરિણમે છે. એવું પણ બને છે કે માળા કરતાં કરતાં માળા ક્યાં પડી ગઈ તેની ખબર પણ નથી રહેતી. છતાં જપ ચાલુ જ રહે છે. કોઇના ઘરમાં અતિથિ આવ્યો છે. અતિથિને એક ખંડમાં ખવરાવી, પીવરાવીને સુવાડી દીધો છે. તે વ્યક્તિ જપ કરવા બેસી ગઈ છે. અતિથિના ખંડમાંથી જે કંઈ અવાજ

આવે છે તેમાં 'હરેકૃષ્ણ' ધ્વનિ આવતો સંભળાય છે. અતિથિ શ્વાસ લે છે, તેના શ્વાસમાં પણ હરેકૃષ્ણ જ સંભળાય છે. આમ જપ કરતાં કરતાં ગ્રંથીઓ ખૂલી જાય છે, ત્યારે પોતાનો જપ જ સર્વત્ર, સર્વ ચીજોમાં સંભળાય છે. ગ્રંથિભેદ થઈ જાય છે. નસેનસમાં જપ થવા માંડે છે. આખાયે શરીરમાં જપ શરૂ થઈ છે. અતિથિ નિદ્રામાં છે. અહિં તેનો અખંડ જપ ચાલે છે. તેના શરીરમાં એની મેળે જપ ચાલી રહ્યા હોય છે, મંત્રજાગરણ કરવા માટે કોઈ કોઈને માળાથી પણ મદદ મળે છે. અનંત ઉપાયો છે. મેં એક વાત સાંભળી છે. એક ભાઈ માળા કરતાં કરતાં થાકી ગયા. તેમણે વિચાર્યું કે હું મનથી જ જપ કરીશ. ગુરુએ કહ્યું, "તારી ઈચ્છા ન હોય તો જપ ન કરતો. ઈચ્છા થાય ત્યારે કરજે." એટલામાં માળા નીચે પડી ગઇ. તેના દાણા છૂટા પડી ગયા. શિષ્યે જોયું કે પ્રત્યેક દાણામાં ભગવાનની એક એક મૂર્તિ દેખાય છે, ત્યારે તેણે બધા દાણા એકઠા કરી લીધા.

પ્ર.—વૈષ્ણવોએ કંઠી પહેરવી જોઈએ?

મા—દરેક સ્થાનમાં જે વિષ્ણુનાં દર્શન કરે તે જ સાચો વૈષ્ણવ કહેવાય.

પ્ર.—સ્ત્રીઓને તુલસી અને રૂદ્રાક્ષની માળા વાપરવાની મના શા માટે?

મા—પોતપોતાના ગુરુ બનાવે તે જ માળા ફેરવવી જોઈએ.

પન્નાલાલે માને ઉદ્દેશીને હસતાં હસતાં કહ્યું, "કોઈ ભક્તે માને ગરમાગરમ ખીર ખવરાવી દીધી."

મા–ગરમ ખીર ખવાથી મારું મુખ તો દાઝ્યું નહિ પણુ દાઝયું ખવરાવનારનું. મેં તો ખાઈ લીધું, પરંતુ તેણે તો ગરમ ખીર ફેંકી દીધી. મેં દીદીને કહ્યું કે મેં તો સારી પેઠે બધું ખાઇ લીધું. દીદી સમજી કે મા આટલો બધો પ્રેમ કરે છે, એટલે તેણે ખીર પોતાના મુખમાં રેડી દીધી. કોઈ કહેશે કે આ ખરાબ કર્યું કહેવાય. પરંતુ શું થાય? મને જે ખ્યાલ આવ્યો તે કહી નાખ્યું. જ્યારે કોઇ ભગવાનને ભોગ ધરાવે ત્યારે તે ભોગને ઠંડો કર્યા પછી જ ભગવાનને અર્પણુ કરવો જોઇએ. ભગવાનની આત્મવત્ સેવા કરવી જોઈએ.

પ્ર.–પોતાનો કળશ–કુંભ ભરવાનો કયો ઉપાય? /1

મા–પોતાનો કળશ ભરવાનો ઉપાય મેળવવો જોઇએ. ગોપાલ ઠાકુર–આપણે કુંભના મેળામાં છીએ, તીર્થમાં છીએ, મા પણુ હાજર છે. એટલે મા, દયા કરો. કેવી રીતે કુંભ ભરીએ?

મા–ત્રિવેણીમાં–ગંગામાં કહો–જ્યાં કહો ત્યાં–જો કળશ મૂકી દેશો તો ભરાઈ જશે. કળશને ઊલટો કરીને નાખશો તો તે ભરાવાને બદલે પ્રવાહમાંજ તણાઇ જશે. આટલે દૂર કષ્ટ કરીને લાવ્યો છું–'હું' લાવ્યો છું એમ સમજે છે. "હુંપણા"ને એટલે કે અભિમાનને છોડી દો. એટલે તે ભરાઈ જશે. તમને ખબર પણુ નહિ પડે અને ભરાઈ જશે. કોઇ આંધળો માણુસ બદરીનારાયણુ જતો હતો. કોઈએ પૂછ્યું, "અરે! તું શું દર્શન કરીશ?" તેણે કહ્યું, "હું ભલે દર્શન ન કરું પરંતુ બદરીનારાયણુ તો મને દેખશેને!" તમારામાં જેટલી શક્તિ હોય તેટલી કળશને ભરવામાં વાપરો.

ત્યારબાદ માએ, જેમને આત્માનંદ તેવું નામ આપ્યું છે, એવાં એક ઓસ્ટ્રીઅન જર્મન બહેનને, કીર્તન કરવાનો આદેશ આપ્યો. આ બહેન યુરોપનાં હોવા છતાં માને સાક્ષાત ભગવાન માને છે. તેમને મામાં અત્યંત શ્રદ્ધા છે. માની કૃપાથી તેમના જીવનમાં અદ્ભુત પરિવર્તન થયું છે. તેમનો પહેરવેશ, ખોરાક, ભાષા વગેરે બધું તદ્દન ભારતીય થઈ ગયું છે. આ બહેનનું મૂળ નામ Miss Blancca છે.

તે બહેને સુંદર સ્વરે નીચે પ્રમાણે કીર્તન કર્યું.

ભજો રાધાકૃષ્ણ, ગોવિંદ, ગોપાલ, ગદાધર, ગિરિધારી,
દેવકીનંદન, ગોકુલ ચંદ્રમા, જનાર્દન જગવંદન હે
.......ભજો રાધેકૃષ્ણ

પરબ્રહ્મ પરમેશ્વર ઈશ્વર અલખનિરંજન અવિનાશી હર
અવધબિહારી, શ્રીવનમાળી, રાધાવર રઘુનંદન હે
........ભજો રાધેકૃષ્ણ

દીનદયાળ દામોદર રઘુવર, યદુવર જગ ચિંતામણિ ધનુર્ધર,
પરશુરામ, શ્રીરાસબિહારી, નટવર નટ યદુનંદન હે
.......ભજો રાધેકૃષ્ણ

નારાયણ, નરસિંહ, નરોત્તમ, પુરુષોત્તમ, પરમાનંદ માધવ,
બાલ મુકુંદમ, આનંદકંદન, સીયાશરણ કરવંદન હે
........ભજો રાધેકૃષ્ણ

## પ્રયાગ–ત્રિવેણી તટે–અર્ધકુંભ મેળો

તા. ૨ ફેબ્રુઆરી ૧૯૪૮–પોષ વદ ૮, ૨૦૦૪, સોમવાર

શ્રી પ્રભુદત્ત બ્રહ્મચારીજીની ઈચ્છાથી, ગઈકાલથી, અહીં

હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે;
હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે.

નું એક સપ્તાહ માટે અખંડ કીર્તન શરૂ થયું છે. મોટા તંબૂની બાજુમાં એક નાનકડો તંબૂ ખડો કરવામાં આવ્યો છે. તેમાં એક ખુરશી પર મા તથા શ્રીકૃષ્ણનો ફોટો સજાવીને મૂકવામાં આવ્યા છે. ગોપાલની પ્રતિમા પણ ત્યાં છે. લગભગ નવ વાગ્યે મા કીર્તનના તંબૂમાં આવીને બેઠાં છે. એવામાં કોણ જાણે કયાંથી વરસાદનો આરંભ થયો. મા ઉપર પણ વરસાદનાં ટીપાં પાડવા માંડયાં, છતાં મા ઊઠયાં નહિ. તરત જ મા પર છત્રી તથા વોટર પ્રૂફ કપડું ધરવામાં આવ્યું. ત્યારબાદ મા મોટા તંબૂમાં આવીને બેઠાં. ત્યાં વાર્તાલાપ શરૂ થયો.

પ્ર–શઠં પ્રતિ શાઠયમ્ ન કરવું જોઈએ ?

મા–શઠની સાથે શઠતા કરવા જતાં તમે દુઃખમાં આવી પડશો. તમે ખરાબ થઈ જશો. તમે સારા થવા પ્રયત્ન કરો. કૂતરું કરડી જાય તો આપણે પણ સામા તેને કરડવું ? //

પ્ર.–જો કૂતરું કરડવા આવે તો ડંડો તો મારવો જોઈએ ને ?

મા.–કોની સાથે કઈ રીતે વ્યવહાર કરવો જોઈએ તે માટે તો નિયમો બનાવેલા જ છે.

માએ કીર્તન કરવાનો આદેશ આપ્યો. કીર્તન શરૂ થતાં માએ આપ મેળે જ ગાવું શરૂ કર્યું. માના મધુર કંઠે તો જાણે આખી સભાને મંત્રમુગ્ધ કરી.

ગોપાળ, ગોપાલ........જય
ગોવિંદ જય....:...........
રાધે........ગોવિંદ............

સાંજે રામકૃષ્ણુ મીશનવાળા સ્વામી સદાશિવાનંદ (જેઓ શ્રી સ્વામી વિવેકાનંદના શિષ્ય છે, તેમજ ભક્ત મહારાજના નામે જાણીતા છે) માતાજીના દર્શને આવ્યા છે. મા અને સ્વામીજી વચ્ચે સામાન્ય વાર્તાલાપ થયો. માએ સ્વામીજીને ઉદ્દેશીને કહ્યું કે, "પિતાજીને આ બાળકી પ્રત્યે પ્રેમ છે, એટલે દર્શન દેવા આવ્યા છે." સ્વામીજી જતી વખતે સૌને પ્રણુામ કરે છે.

પ્ર.—એક વ્યક્તિ શાસ્ત્રોના નિયમ પ્રમાણે રૂદ્રીપાઠ કરે અને એક વગર નિયમે કરે, તો તેમાં કોઈ દોષ થાય છે?

મા—કહેવાય છે કે નામજપ જો યોગ્ય રીતે કરવામાં ન આવે તો નામાપરાધ થાય છે. એક બાળક જ્યારે ભણુવાનું શરૂ કરે છે ત્યારે તેને કંઈ ન આવડતું હોય, ભૂલો કરતું હોય, તો યે તેને સારું લખ્યું છે એમ કહીને આપણે ઉત્સાહ આપીએ છીએ, પરંતુ જ્યારે તે મોટો થાય છે ત્યારે તેની ભૂલો કાઢવામાં આવે છે, તેના દોષો દેખાડવામાં આવે છે. ત્યાર પછી તે સાવધ રહે છે કારણુ, નહિ તો તેનો નંબર પાછળ પડી જાય છે. આથી બાળક પોતાની ભૂલો સુધારીને ઠીક ઠીક લખવા પ્રયત્ન કરે છે. પરંતુ બચપણુમાં તેની ભૂલો દેખાડવામાં નથી આવતી, કારણુ બાળક એ વખતે સાવ અબુધ છે. શીખવા માટે કોશિષ કરો. આ વાત ઉપરથી શું જવાબ આવે છે તે વિચારો, તમારા પ્રશ્નનો જવાબ મળ્યો?

પ્ર.—હા, સમજી ગયો.

મા—તંત્રમતે જપનો શો વિધિનિયમ છે? ૧૦૮ વગેરે બાબતમાં શું છે? ભક્તિમતના પુસ્તકોમાં ૧૦૦૮ ની કોઇ વાત નથી?

પન્નાલાલ—૧૦૦૮ નો જપ વૈષ્ણવ મતે થાય છે.

પ્ર.—પોતાના જપનું ફળ બીજાને આપી શકાય છે ?

મા—જો તેનામાં જપના ફળને આપવાની શક્તિ આવી હોય તો આપી શકે છે. તે સંકલ્પ કરીને જેને આપે તેને મળે. મંત્રથી દાન કરી શકાય છે.

પ્ર.—મનનો સંકલ્પ જ બસ નથી ?

મા.—બસ છે. પરંતુ મનમાં શું છે અને શું નથી તેની ખબર પડતી નથી. એક વ્યક્તિએ મને કપડું આપ્યું. ખૂબ સુંદર કપડું હતું. મને તે કપડું મળતાં જ મેં તરત જ બીજા કોઈને આપી દીધું. આથી તેને ખૂબ દુઃખ થયું. મનમાં ખૂબ લાગ્યું. આથી ખરી રીતે જોઈએ તો તેણે દાન કર્યું કહેવાય જ નહિ. તેણે કહ્યું કે, “ તમે જરા પહેરીને પછી આપ્યું હોત તો સારું થાત.” મેં કહેલું કે “ તમારે વિચારવું જોઈતું હતું કે મેં કપડું માને આપી દીધું ત્યાર બાદ માની ઈચ્છા થાય તો પહેરે કે અગ્નિમાં સળગાવી દે. ગમે તે કરે.” મનથી અમુક વસ્તુ અપાઈ જ છે તેની ખબર પડવી મુશ્કેલ હોય છે.

ત્યારબાદ દશનામાપરાધ સંબંધમાં વાત નીકળી. નીચે પ્રમાણે દશનામાપરાધ વૈષ્ણવમતે કહેવાય છે.

(૧) વિષ્ણુ અને શિવમાં પૃથક જ્ઞાન (૨) ગુરુ અને દેવમાં મનુષ્ય બુદ્ધિ રાખવી, (૩) વેદ પુરાણ શાસ્ત્ર અને આગમોની નિંદા કરવી (૪) ભગવન્નામમાં અર્થવાદ કરવો (૫) ખોટી વ્યાખ્યા કરવી, (૬) નામ બોલવા છતાં પાપ-કર્મમાં પ્રવૃત્તિ કરવી, (૭) નામ ન્યૂન જ્ઞાને અશુભ કર્મોમાં મતિ જવી (૮) અશ્રદ્ધાળુઓને નામોપદેશ (૯)

નામ મહાત્મ્ય સાંભળીને અવિશ્વાસ કરવો (૧૦) વૈષ્ણવોની નિંદા યત્કિંચિંત પણ કરવી.

આમ વાતો ચાલી રહી હતી, એવામાં સ્વામી શરણાનંદજી આવ્યા. માએ તેમનું સુંદર સ્વાગત કર્યું. કથા પ્રસંગે મા બોલ્યાં, "કોઈ કોઈ વર્ષે તો એવું થયું કે ઠંડીમાં મેં મારી ઓઢવાની ચાદર જ કોઈને આપી દીધી. બેચાર દિવસ ઓઢયા બાદ જ અપાઇ હતી. હું બીજાને આપી દેતી એટલે મારા માટે નવી ચાદર કોઈ લઈ આવતું. આ પ્રસંગ ઢાકામાં બન્યો હતો. તે વખતે આમ મેં ૧૯ ચાદરો આપી દીધી હતી. એકવાર કોઇ એક જણ બહુ પૈસા ખર્ચીને એક સૌથી સુંદર રજાઈ મારે માટે લઈ આવ્યું. મેં તરત જ તે બીજાને આપી દીધી. આથી કોઈ કોઇના મુખથી આમ વાત સાંભળવામાં આવી. માએ થોડો સમય પણ રજાઈ શરીર પર રાખી નહિ. મારા પર માનો એટલો બધો પ્રેમ છે કે ન પૂછો વાત. હું બહુ ખુશ થઈ છું કે માએ મારી ચીજ આપી દીધી. મારી ચીજનો ઉપયોગ માએ બીજાને આપવામાં તો કર્યો બસ મને આમાં જ આનંદ છે." અમારા પૈસા કામમાં લાગ્યા, તેવો ભાવ છે. પિતાજી, (શરણાનંદજી પ્રત્યે) આ કેવો ભાવ કહેવાય ?

શરણાનંદજી—ભક્ત એકદેશીય હોય છે. ભગવાન સર્વ-દેશીય હોય છે. ભક્તને પોતાની દૃષ્ટિએ રસ આવતો હોય છે. ભક્તની દૃષ્ટિમાં ત્યાગ છે. આપણે બધા જો માનાં થઈ જઈએ તો ? અરે! મા જેને આપી રહી છે તે પણ માનાં જ છે.

પ્રીતિ રાખવી તેને જ સાચો પ્રેમ કહેવાય છે. નવદ્વીપમાં પૂજારી ગોવિંદજીને સુંદર રીતે સમજાવે છે. પછી તે પોતે સામે બેસીને આનંદપૂર્વક દર્શન કરે છે. કોઈ કહેશે કે આ તો ભોગ છે. આ તેમ વાત નથી. ભગવાનના આમ વારંવાર દર્શન કરતાં કરતાં એવો ભાવ ઉત્પન્ન થાય છે કે તેના સર્વ દોષો કપાઈ જાય છે. પોતાનાં બાળકોને સુંદર કપડાં પહેરાવીને સજાવીને ભોગ દૃષ્ટિથી જુએ તો તેમાં દોષ છે. પરંતુ જો ભગવત્ ભાવથી જુએ તો તેમાં દોષ નથી. ભગવત્ભાવ આવે તો સારી વાત છે. ભગવાનની તરફ મન આકર્ષાય તે તો સારી વાત છે. એક વાત કહું છું. સાંભળો. ભગવાનની આત્મવત્ સેવા કરો.//

શરણાનંદજી–પ્રીતિનું આ લક્ષણ છે. આ જ સાધના છે.

મા–સાધનરૂપે જે કાંઈ કરે તે સારું છે. ભગવાનને મેળવવાનાં અનંત સાધનો છે.

પ્ર.–ભગવાનની છબીની પૂજામાં અને શરીરની પૂજામાં કંઈ ફરક છે? કોઈ કોઈ કહે છે કે ભગવાનની મૂર્તિને એક જગાએથી ન ખસેડવી જોઈએ.

મા–મૂર્તિની સ્થાપનાના બે પ્રકાર છે. એક અચળ મૂર્તિ હોય છે. એક સચળ મૂર્તિ હોય છે. સચળ મૂર્તિ જ્યાં ત્યાં લઈ જઈ શકાય છે. અચળ મૂર્તિને પ્રાણપ્રતિષ્ઠા કર્યા બાદ ન લઈ જવાય. ગોપાલને દરેક જગ્યાએ લઈ જઈ શકાય. ઢાકા ( પાકિસ્તાન )ના મંદિરમાં ડર લાગવાથી પંડિતોએ મત આપ્યો કે મૂર્તિને બીજી જગ્યાએ લઈ જઈ શકાય. લઈ જઈને ફરીથી સ્થાપના કરવી પડે છે. સામાન્ય નિયમ એવો હોય છે કે મૂર્તિની પ્રતિષ્ઠા થયા બાદ ક્યાં ય લઈ જઈ શકાય નહિ.

શરણાનંદજી—શ્રીનાથજીની મૂર્તિને કેટકેટલીયે જગાએ લઈ જવામાં આવી છે.

મા—જ્યાં કોઈ સ્થાનથી મૂર્તિ બીજા સ્થાને લઈ જાય છે ત્યાં ફરીથી વિશેષ પૂજા, અભિષેક વગેરે કરે છે એવું સાંભળ્યું છે. હું તો ઊડતું પક્ષી છું. જે કંઈ થાય છે, તે તે થવાનું હોય છે એટલે જ થાય છે.

પ્ર.—મહાત્મા લોક પોતે પૂર્ણ થયા છે એવું બતાવે છે, તો તેઓ ખરાબ કામો શા માટે કરે છે? એવાં ખરાબ કામો કરે છે કે જેને સંસારી લોકો પણ ખરાબ માનતા હોય.

મા—પિતાજી, ( શરણાનંદજી પ્રત્યે ) બતાવો.

શરણાનંદજી—આ તો મનુષ્યનો બુદ્ધિજન્ય દોષ છે. ઇષ્ટને પોતાની બુદ્ધિથી માને છે. ભાવજગતમાં બુદ્ધિની જરૂરિયાત નથી રહેતી. ક્રિયાજગતમાં બુદ્ધિની જરૂરિયાત હોય છે. ગુણના આધાર પર જે પ્રેમ થાય તે તો પ્રેમ જ નથી. તે તો વેપાર છે. ગુરુ અને શિષ્ય એક ભાવ છે. ગુરુમાં શરીરબુદ્ધિ અને શરીરમાં ગુરુબુદ્ધિ રાખવી તે પાપ છે. એ વાત જો ઠીક હોય તો તમે ગુરુના ભાવનો આદર કરો છો કે તેના દોષોનો? તમારામાં દોષો પડ્યા છે. ગુરુના દોષો જોવા કરતાં પોતાના દોષો જુઓ.

મા—જેવા તમે, એટલે કે જેવી તમારી દૃષ્ટિ, તેવું તમે જોયું.

પ્ર.—અમે સારા ઈરાદાથી ગુરુના શરણે ગયા હતા. પરંતુ એમણે એવી વાત કરી કે અમારો જે વિશ્વાસ હતો તે એકદમ ઊઠી ગયો. ગુરુ જો પૂર્ણ હોય તો આવી વાતો શા માટે કરે?

મા—જો સાચે જ તે પૂર્ણ હોય તો તેના ઉપર કોઈ વાત ચાલે જ નહિ.//

પ્ર.—ગુરુને અસત્ય બોલતા, જુગાર ખેલતા જોયા છે અને વાત કરે છે પૂર્ણતાની!

મા—સાંભળો સાંભળો. એક વાત છે. “અશ્વત્થામા હણાયો છે. કયો? હાથી.” આમ શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર પાસે કહેવરાવ્યું હતું. શું તમે કૃષ્ણને અપૂર્ણ કહેશો? હાય, હાય! હું અસત્યનો પક્ષ નથી કરતી હોં? હું તો એક વાત પૂછું છું કે કૃષ્ણે કોની સાથે અસત્ય વાત કરી? કોની સાથે? કૃષ્ણને ત્યાં શો સંબંધ હતો?

પન્નાલાલ—કૃષ્ણ અને ગુરુ એક છે?

મા—તે અસત્ય બોલે કે સત્ય બોલે. તે કોની પાસે બોલે છે? પોતે પોતાનાથી અસત્ય કેવી રીતે બોલે છે? બોલનારો તથા જે બોલવામાં આવે છે તે બધા તે જ છે, તો પછી અસત્યની વાત કયાં રહી?

પ્ર.—મનુષ્ય પુનર્જન્મ સિવાય બીજાના શરીરમાં પ્રવેશ કરી શકે ખરો કે નહિ?

મા—શંકરાચાર્યનું પ્રમાણ તો રહ્યું છે. જે અવસ્થાની વાત છે તે અવસ્થામાં પહોંચ્યા પછી બની શકે.

પ્ર.—એક યોગીએ જોયું છે કે મારા માબાપ બીજા કોઈના શરીરમાં રહેલાં છે.

મા—કોઈ કોઈ વખત એવું પણ બને છે કે કોઈની જીવંત અવસ્થામાં તેની સત્તા બીજા કોઈ શરીરમાં કામ કરતી હોય છે. બીજાના શરીરમાં રહીને ભોગો ભોગવી લે છે.

પ્ર.—મારી મા પુરુષ શરીરમાં પણ શું રહી શકે છે?

મા—હા, રહી શકે છે. તેમની સત્તા આવી શકે છે. જેવી રીતે માંદગીનો ચેપ આવી શકે છે તેવી રીતે કોઈ પણ સત્તા અથવા અંશ આવી શકે છે. બધામાં બધી સત્તા હોય છે. તમારી મા બીજાના શરીરમાં આવી છે કે નથી આવી તે હું નથી કહેતી. જો જ્ઞાનદૃષ્ટિ ખૂલી જાય તો તમારામાં તમારા માતાપિતા, અરે, માતાપિતા શા માટે, સારા જગતની સત્તા આવી શકે છે. આવાગમનરૂપ પ્રકાશની વચમાં સત્તા રહી છે, તેથી આવે છે.

પ્ર.—મહાત્માઓ મૃત શરીરમાં જીવન આપી શકે ખરા કે નહિ?

મા—જીવન આપી શકે કે નહિ તે સંબંધમાં હું કંઈ નથી બોલતી. સર્વ વસ્તુ ઉપાયોથી શક્ય છે.

પ્ર.—જગત પર અનુકંપાની દૃષ્ટિએ મહાત્મા ગાંધીજીને પુનર્જીવન શા માટે ન આપ્યું?

મા—મહાત્મા ગાંધીજી સંબંધમાં હું કંઈ નહિ બોલું. દરેક વખતે આ વાત થતી નથી.

કથા પ્રસંગે મા કહી રહ્યાં છે, "ગુલાબના ફૂલને તોડીને ભગવાનની પૂજામાં વાપરો. કાંટા તરફ દૃષ્ટિ ન રાખતા."

પ્ર.—જીવના અભ્યુદયનો સૌથી ઉત્તમ સરળ રસ્તો કયો છે? સંસારના ભોગ અને મોક્ષ બંને મળી શકે?

મા—કોઈએ મને પૂછ્યું હતું કે ભગવાનના રસ્તામાં જવાથી મોટર મળશે ખરી? મેં કહ્યું હતું કે જેટલી મોટરો જોઈએ તેટલી મળશે. તમે શું ગુરુ કર્યા છે?

પ્ર.—હા.

મા—જો ગુરુ પ્રાપ્તિ થઈ હોય તો તેમના શ્રીચરણને પકડીને પડ્યા રહો. તેમના આદેશોનું અવિચારે (વિચાર કર્યા વિના) પાલન કરો. તમને જોઈતી બધી વસ્તુઓ ત્યાંથી મળી શકે છે. કોઇ પણ વાતે ખામી રહેશે નહિ.

પ્ર.—ગુરુ કેવી રીતે મળે?

મા—તમે ભોજન કરતા હો ત્યારે પેટ ભરાયું કે નહિ તેની ખબર તમને જ પડે. ભોજન કરવાથી આપોઆપ ખબર પડી જાય છે. જ્યાં પૂર્ણ વિશ્વાસ કરશો ત્યાંથી જ બધું ઉત્પન્ન થઈ જશે. જો કોઈ એક લાકડામાં પણ વિશ્વાસ કરે તો ત્યાંથી પેદા થઈ જાય. લોઢાના થાંભલામાંથી નૃસિંહભગવાન પેદા થયા નહોતા?

પ્ર.—ગુરુને સમજી વિચારીને કરવા જોઈએ?

મા—ગુરુ જેટલી અવસ્થાએ પહોંચ્યા હોય તેટલી અવસ્થામાં શિષ્યને પણ લઈ જઈ શકે છે. ગુરું જ્યારે પૂર્ણતા પ્રાપ્ત કરે ત્યારે શિષ્ય પણ કરે. ગુરુ આગળ જાય તો તમે પણ જઈ શકો છો. પૂર્ણ વિશ્વાસ થાય તો પૂર્ણ પ્રકાશ થઈ શકે છે.// ભા ૭।૨।૭૨

(૬૦) પ્ર.—છ ચોપડી ભણેલા ગુરુ કર્યા બાદ જો ગ્રેજ્યુએટ ગુરુ મળે તો શું કરી લેવા જોઈએ?

મા—'ગુરુ બીજા મળી જાય તો' આ વાત જ્યાં આવી ત્યાં સમજવું જોઇએ કે તમારું સાચું ગુરૂકરણ થયું જ નથી. ઠીક ઠીક ગુરુ થયા હોય તો આ પ્રશ્ન ઊઠે જ નહિ. એકવાર કન્યાના લગ્ન થયા પછી તેના માટે બીજો પતિ શોધાય નહિ.

પ્ર.—ગુરુ બદલવા શું યોગ્ય છે?

મા–કન્યાનો પતિ શું બદલી શકાય છે? હું તો કહીશ કે, સાચું લગ્ન થયું જ નથી. જો યોગ્ય મિલન થયું હોય તો બીજા સાથે લગ્ન થઈ શકે નહિ. જે થવાનું હશે તે આપોઆપ થયે જશે. જેવું બીજ વાવશો તેવું ફળ પામશો. ગુરુ ઘણી પ્રકારના હોય છે–જેવા કે દીક્ષાગુરુ, શિક્ષાગુરુ વગેરે.

પ્ર.–શ્રી રામચંદ્રે ત્રણ ગુરુ કર્યો હતા?

મા–દત્તત્રેયને કેટલા ગુરુ હતા?

પ્ર.–૨૪ ગુરુ.

મા–એક વાત હું કહેવા જતી હતી તે વાત ઊડી ગઈ. એક વાતની વચમાં અનેક વાતો હોય છે. તમારા જે ગુરુ છે તેઓ સારાએ જગતના ગુરુ છે. ગુરુ કેવી રીતે બદલી શકાય? જગદ્‌ગુરુ તો એક જ હોય છે. વળી પાછું કહેવાય છે કે અનંત ગુરુ હોય છે. એક ગુરુ પણ હોય છે. જગતના ગુરુ તે મારા ગુરુ અને મારા ગુરુ તે તે જગતના ગુરુ.

પ્ર.–આજ કાલ જે કુલગુરુની પ્રથા છે તે શું ઠીક છે? આ તો વંશ પરંપરાગત ગુરુઓ હોય છે. તેઓમાં કંઈ જ્ઞાન પણ હોતું નથી,

મા–જેવી રીતે કુલદેવતાઓ હોય છે તેવી રીતે કુલગુરુઓ પણ હોય છે. કુલગુરુઓ અત્યાર સુધી કુલનું કલ્યાણ ઈચ્છતા જ આવ્યા છે એટલે માણસો કુલગુરુઓ પાસેથી દીક્ષા લેતા હોય છે. કોઈ એક વ્યક્તિ ગુરુજપ સંબંધમાં મને પૂછવા આવી હતી. મેં તેને કહ્યું, “ તમે કુલગુરુ પાસે જાઓ. ગુરુ જે કહે તે પ્રમાણે કરો. જો ગુરુ કહે કે, હું નથી જાણતો તો તમે બીજા પાસે જાઓ.

ગુરુના આદેશનું પાલન કરીને બીજા પાસે જઈને દીક્ષા લઈ લેવી."

પ્ર.–દીક્ષાગુરુનો દેહાંત થઇ જાય તો ?

મા–એક વાર્તા સંભળાવું છું. એક આદમી એક ગુરુજી પાસે ગયો અને કહ્યું કે, મહારાજ મને મંત્ર આપો. મહારાજે કહ્યું, "સમય થયે જોયું જશે." તે વ્યક્તિ રોજ ગુરુને મંત્ર આપવા માટે તંગ કરતી. એક દિવસે ગુરુએ ક્રોધમાં કહ્યું. "જા, ગોપીઆનંદન જપ કર." બસ તે વ્યકિતને ગુરુમાં પૂર્ણ શ્રદ્ધા હતી. તરત જ 'ગોપીઆનંદન'નો જપ શરૂ થઈ ગયો. જપ કરતાં કરતાં તેણે તો ખાવાપીવાનું છોડી દીધું અને અખંડ જપ શરૂ કર્યો. ઘરના માણસોને તો ચિંતા થઈ કે આનું શું કરવું ? ઘરના એક જણે જઇને કહ્યું, "તમે ભોજન કરવા ચાલો. તમારો મંત્ર મને આપી દો. તમે ભોજન કરીને આવશો ત્યાં સુધી હું જપ કરતો રહીશ." પેલા ભાઈ તેમને જપ કરવાનું કામ સોંપીને ભોજન કરવા ગયા. પેલા માણસને જપમાં વિશ્વાસ તો હતો નહિ. તેણે તો જપ કરવાને બદલે ઘરમાં બેસીને ઊંઘવા માંડયું. ભોજન બાદ તેઓશ્રી જપ કરવા આવ્યા તો જોયું કે જપ કરવાને બદલે તે તો સૂતો હતો. તેને કહ્યું, 'તું મારો જપ પાછો આપ" પેલાએ ક્રોધમાં કહ્યું, "લે તારો જપ. ઘંટાનંદન." બસ આ ભાઈ તો ગોપીઆનંદન ભૂલીને ઘંટાનંદનનો જ જપ કરવા મંડયા. આ ભાઇએ તો હવે પૂર્ણ વિશ્વાસપૂર્વક ઘંટાનંદનનો જપ કરવા માંડયો. પરિણામે રાધા–કૃષ્ણનું આસન ડોલી ગયું. તેમને પણ આવા અજબ ભકતને દર્શન આપવાં પડયાં.

"જ્યાં વિશ્વાસ છે ત્યાં જ પ્રકાશ છે. એક લક્ષ્ય તો થવું જ જોઈએ. એક લક્ષ્ય થયા વિના લક્ષ્યપતિ ભગવાનના દર્શન થતાં નથી. કોઈમાં પણ દોષદૃષ્ટિ ન રાખવી જોઈએ. તમને જે અનુકૂળ પડે તે લેવું જોઇએ. ગુરુના સંગમાં રહેવું જોઈએ. પહેલા ૧૨ વર્ષ ગુરુજીના સંગમાં રહેવું જોઈએ. જ્યારે નિશ્ચય થાય ત્યારે જ ગુરુ કરવા જોઈએ. ગુરુ થઈ ગયા પછી વારંવાર ગુરુ ન બદલાય. કોઈ ડોકટર આરામથી દવા પીવડાવે છે, વળી કોઈ ડોકટર ઈન્જેકશન પણ લગાવે છે. આ સંબંધમાં એક સુંદર વાર્તા છે.

એક યોગી હતો. તે એક શેઠના ઘેર ગયો અને ભિક્ષા માગી. શેઠે નોકરને કહ્યું, "તેને એક પૈસો આપીને ભગાડી દો." યોગીએ કહ્યું, "હું પૈસો માગતો નથી મારી તો એક માત્ર ભિક્ષા છે કે તમે એકવાર ભગવાનનું નામ લો." શેઠે ભગવાનનું નામ લેવાની ઘસીને ના પાડી. યોગીએ ઘણીએ વિનંતી કરી પણ શેઠ એકનો બે ન થયો. એક દિવસ યોગીએ બરોબર શેઠના જેવું રૂપ લીધું. શેઠ સવારે રોજ નિયમ પ્રમાણે ફરવા જતા તે અરસામાં આ બનાવટી શેઠ શેઠના ઘરમાં ગયા. શેઠને આમ અચાનક પાછા આવેલા જોઈને શેઠાણીએ પૂછયું, "તમે તરત જ પાછા આવ્યા? શું થયું?" આ બહુરૂપી શેઠે (યોગી) કહ્યું, "આજે શહેરમાં એક બહુરૂપી આવ્યો છે. તે ગમે તેનું રૂપ લઈને ગમે તેના ઘરમાં પેસી જાય છે. એટલે હું પાછો આવ્યો. જોજો, બધાંને કહી રાખજો કે બહુરૂપી મારું રૂપ લઈને ઘરમાં પેસવા આવે તો મારીને કાઢી મૂકજો." બરાબર એક કલાક પછી શેઠ

સાહેબ ફરીને પાછા આવ્યા. ઘરમાં પેસવા જતાં જ નોકરે રોકયા અને કહ્યું, " તું બહુરૂપી છે. નીકળ અહીંથી. અમારા શેઠ તો ઘરમાં જ બેઠા છે." શેઠને આશ્ચર્ય થયું કે હું બહાર ગયો છું ને આ શું બોલે છે? શેઠ શેઠાણીને બોલાવ્યાં. શેઠાણી પણ હાથમાં દંડો લઈને મારવા આવ્યાં અને કહેવા લાગ્યાં, " અરે મારો આને મારો. આ તો બહુરૂપી શેઠ છે." બસ પછી તો પૂછવું જ શું? શેઠાણી, દીકરા, નોકરો બધાંએ ભેગાં થઈને ખૂબ મારપીટ કરવા માંડી. શેઠના બિચારાના બાર વાગી ગયા. હાડકાં સારી પેઠે ખોખરાં થયાં. છેવટે કૉર્ટમાં કેસ થયો. કૉર્ટમાં પણ આવો અજબ ઝઘડો કદી થયો ન હતો. બંને બરોબર એક જ જાતના શેઠ લાગતા હતા. આમાં કોણ નકલી શેઠ ને કોણ સાચો શેઠ તે કહેવું જ મુશ્કેલ હતું. બહુરૂપી શેઠ (યોગી)ને તો સંપૂર્ણ જ્ઞાન હતું, એટલે બધા પ્રશ્નોના સુંદર જવાબ આપતા. બહુરૂપી શેઠે ન્યાયાધીશને કહ્યું, " જો તે સાચો શેઠ હોય તો મારા પ્રશ્નનો ઉત્તર આપે. મારા દીકરાના લગ્નમાં કેટલા રૂપિયા ખર્ચ થયું હતું તે બતાવે." પેલા સાચા શેઠને તો બિચારાને કંઈ જ ખબર ન હતી. બહુરૂપી શેઠ તો યોગી હતો. એણે તો રૂપિયા, આના, પાઈ બધું કહી બતાવ્યું. કૉર્ટમાં પણ બહુરૂપી શેઠની જીત થઈ. સાચો શેઠ બિચારો નિરાશ થઈને રડતો રડતો નદી કિનારે પહોંચ્યો. હવે તેને ભગવાન યાદ આવ્યા. એટલામાં જુએ તો તે યોગીરાજ આવીને પાસે ઊભા છે. યોગીએ કહ્યું, " હવે પણ તું ભગવાનનું નામ લેવા તૈયાર છે કે નહિ?" આ સાંભળીને શેઠની દૃષ્ટિ ખૂલી ગઈ. શેઠ સમજી ગયા કે આ બધી

યોગીની જ મહેરબાની! તેણે યોગીના પગ પકડયા અને કહ્યું, "ભગવાન મને ક્ષમા કરો. હવે મારે કંઈ નથી જોઈતું. ભગવાનનું ભજન કરવું છે." યોગીએ કહ્યું, "હવે તો તું તારે ઘેર જા. હું ફરવાના બહાને બહાર આવી ગયો છું. તું હવે ઘરમાં જઈને ખૂબ પૈસા ખર્ચીને એક મંદિર બનાવ અને તેમાં રહીને ભજન કર." જોઈ ભગવાનની નિગ્રહ કૃપા (કડવી દવા)? અનુગ્રહ કૃપા એટલે સીરપ-મીઠી દવા. જ્યારે બાળક ઘરમાં ન જતું હોય ત્યારે મા એક થપ્પડ લગાવીને ઘરમાં લઈ જાય છે. બાળકનું દુઃખ મા જ સમજે છે.

મા—જો કોઈ માણસ કોઈને નમસ્કાર કરે તો તેના ગુણ તેનામાં આવી જાય છે. તત્બુદ્ધિથી એટલે કે ભગવત્બુદ્ધિથી એને પ્રણામ કરો. કૂતરાં, બિલાડાંને પણ જો તત્બુદ્ધિથી પ્રણામ કરાય તો તેમાં કંઈ દોષ નથી. કહેવાય છે કે વાસુદેવ સર્વમાં બિરાજે છે.

માનો દરબાર બરખાસ્ત થયો. ત્યાર બાદ મા ડૉ. પન્નાલાલના તંબૂમાં ગયાં. ત્યાંથી ચુપચાપ લગભગ રાતના ૧૦ા વાગે જ્યાં અખંડ કીર્તન ચાલી રહ્યું છે ત્યાં આવ્યાં. માએ આવીને તપાસ શરૂ કરી. છેલ્લા ત્રણ દિવસ થયાં અહીં અખંડ કીર્તન ચાલે છે, પરંતુ કોઈએ એક વખત પણ કચરો કાઢયો નથી. આટલા બધાં માણસો કીર્તનમાં આવે છે પરંતુ આ તરફ કોઈનું ધ્યાન ગયું નથી. માતાજીનું દરેક કામ જગતની શિક્ષા માટે હોય છે. માતાજીએ તરત જ ભગવાનના ફોટા સુંદર રીતે ગોઠવ્યા અને પોતાની ચાદર વડે સાફસૂફી કરવા લાગ્યાં. માના મુખ પર ગંભીરતા છે. અહા! માની શિક્ષણ આપવાની

શું અદ્‌ભુત પદ્ધતિ છે! પોતે પોતાની જાતે જ કાર્ય કરીને દેખાડે છે. બધાં ચુપચાપ ભયના માર્યાં સ્થિર ઊભાં છે. દીદી માને વારંવાર પ્રાર્થના કરે છે, "મા રહેવા દો હવેથી આવી ભૂલ નહિ થાય." મા કશાની તરફ દૃષ્ટિ રાખ્યા સિવાય સાફસૂફી કર્યે જ જાય છે. આમ બધું સુંદર રીતે પોતાના હાથે ગોઠવ્યા બાદ જ મા ત્યાંથી ગયાં. મા બધી રીતે પૂર્ણ છે. માનો એવો ઉપદેશ છે કે જે કામ કરો તે પૂર્ણ રીતે કરો. તેમ જ જેટલું સુંદર રીતે થઈ શકે તેટલું સુંદર રીતે કરો./

## પ્રયાગ-ત્રિવેણી-અર્ધકુંભ મેળો

તા. ૩ ફેબ્રુઆરી ૧૯૪૮—પોષ વદ ૯, ૨૦૦૪, મંગળવાર

લગભગ સવારે ૧૦-૪૦ વાગે માતાજી પેન્ડોલમાં આવીને બેઠાં છે. સુંદર કીર્તન શરૂ કર્યું છે. "હે ગોવિંદ, માધવ, જગન્નાથ દીનબંધુ." કીર્તન બાદ વાર્તાલાપ શરૂ થયો.

પ્ર.—ભગવન્નામમાં રુચિ કેવી રીતે થાય?

મા—ભગવન્નામ લેતાં લેતાં જ રુચિ થાય છે.

પ્ર.—મોક્ષ જો થઈ ગયો તો મોક્ષનું જ્ઞાન શા માટે નથી હોતું?

મા—ગોસ્વામી તુલસીદાસે શું કહ્યું છે?

પાઠક—મુક્તિ જ્ઞાન વિના નથી મળતી. ભગવન્નનામ જે કોઈ પ્રકારે લેવાય તે મુક્તિપ્રદ છે.

મા—બધાં નામ ભગવાનનાં જ નામો છે. બધાં રૂપ ભગવાનનાં જ રૂપો છે. ભિન્ન ભિન્ન દૃષ્ટિની વાત છે.

પાઠક—નામ તારક છે, પાલનકર્તા છે.

એટલામાં શ્રી ગોપાલ ઠાકુર કંઈક બોલવા જાય છે. માએ કહ્યું, "ગોપાલ ઠાકુર કહે છે કે નામના મહિમાની વાતો ખૂબ સંભળાય છે, પરંતુ જ્યાં નામ આરંભ થાય છે ત્યાં કોઈ કોઈ ભાગવા માંડે છે."

પન્નાલાલ—ભગવન્નામ કરવાથી મને હજી સુધી કંઈ ફાયદો થયો નથી.

ઠાકુર—તમે વિધિપૂર્વક નામ કર્યું નહિ હોય.

પન્નાલાલ—જો વિધિથી જ કરવાનું હોય તો પછી ભગવન્નામની શું જરૂરિયાત?

મા—વિધિથી નથી કર્યું. ભગવન્નામ લેતાં લેતાં સ્વાદ આવી જશે. નામનો સ્વભાવ છે સ્વાદ દેવાનો. પિતાજી, નામ લેતાં લેતાં રસ નથી આવતો? જો રસ ન આવતો હોય તો નામ છોડી દેતા શા માટે નથી? પરંતુ નામ છૂટી શકતું નથી. તમારા મનમાં જે આવ્યું કે નામ છોડી શકાતું નથી એ જ એક મોટો ફાયદો છે.

પ્ર.—જાણવા છતાં પણ ખરાબ ટેવ પડયા પછી છૂટતી નથી.

મા—ઠીક વાત છે. રામનામ જો ન છોડી શકો તો સમજવું કે રામે તમને પકડી લીધા છે. બિમારીમાં અમુક ખાવાની મનાઈ હોય છતાં સ્વભાવવશ થઇને ખાઈ જવાય છે. કોઈએ મને કહ્યું, "આ ભાઈ સાહેબ ખાવાના ખૂબ શોખીન છે." મેં તેમને કહ્યું, "તમે જ્યારે જે કંઈ ખાઓ તે બધું ભગવાનને મનમાં મનમાં અર્પણ કર્યા બાદ ખાવાનું રાખજો." તેના મનમાં પ્રશ્ન થયો કે તે કેમ બને? તે તો જે કંઈ મળે તે ખાતો હતો. માંસ માછલી બધું ઠાકુરને કેવી રીતે અપાય? એકવાર કોઈ

તેની પાસે અર્ધ બાફેલું ઇંડુ લઈ આવ્યું. તેણે કહ્યું, "આ હું ભગવાનને કેવી રીતે ભોગ ધરાવું ?" પરિણામે આવું બધું ખાવાની ટેવ જ ચાલી ગઈ.

(ડૉ. પન્નાલાલ પ્રત્યે) મૂળ વાત સાંભળો. જે છૂટવાનું હશે તે છૂટી જશે. રામનામજપની જો આદત લાગે તો તે છૂટતી નથી.

ત્યાર બાદ કિસનપુરમાં શ્રી. સુધીર સરકાર તથા ચારુબાબુની સિગારેટ છોડાવવાની વાત નીકળી. શ્રી. સુધીર સરકારને છેલ્લા ૩૬ વર્ષથી સિગારેટ પીવાની ટેવ હતી. ૧૯૪૮ના મે મહિનામાં તેઓશ્રી મા પાસે કિસનપુર આવ્યા હતા. મા તે વખતે બહાર શચીદાની જગ્યાએ ફરવા ગયાં હતાં. મેં કહ્યું, "મા ત્યાં ગયાં છે. ત્યાં જાઓ." તેમણે કહ્યું, "રાખ રાખ, હવે તારી માના પરિચય કરતાં મારી સિગારેટનો પરિચય બહુ જૂનો છે. ૩૬ વર્ષથી સિગારેટનો પરિચય છે." આમ વાત થઈ ગયા પછી તે જ દિવસે તેઓ તથા મુક્તિબાબા આશ્રમની બહાર સિગારેટ પીવા ગયા. એટલામાં દૈવયોગે કોઈએ આવીને કહ્યું કે, "મા બોલાવે છે." આમ તેઓએ તે દિવસે લગભગ ૧૧ વાર સિગારેટ પીવાનો પ્રયત્ન કર્યો, પણ દરેક વખતે કોઈ કોઈ બહાને મા બોલાવે એટલે મા પાસે જાય. આમ ૧૧ વાર થયા પછી તેમના દિલમાં લાગ્યું કે, "અમે સિગારેટ પીએ તેમ મા ઈચ્છતી નથી. માટે સિગારેટ છોડી દો." બસ ત્યારથી સિગારેટ હંમેશને માટે છોડી દીધી.

મા—તે દિવસે તેઓ ૧૧ વખત સિગારેટ પીવા ગયા. હું જાણતી ન હતી પરંતુ અકસ્માત જ તે થઈ ગયું. અને કારણસર બોલાવતી. બસ ત્યારથી સુધીરબાબુ તથા ચારુ-

બાબુએ સિગારેટ ફેંકી દીધી. સત્સંગનું જ ફળ તો હોય છે ને? ભગવત ભાવ લીધા પછી માણુસ બહુ પાપ નથી કરી શકતો.//

ત્યારબાદ બ્રહ્મચારી કૃષ્ણાનંદજી (શોભન)નું કીર્તન થયું. નિશ્ચિત કરેલા સમય કરતાં શ્રી. શોભન વધારે ગાય છે. તેથી ડૅા. પન્નાલાલ અને શ્રી. શોભન વચ્ચે ઝઘડો થઈ જાય છે. તેથી માએ કહ્યુ, "સત્સંગમાંથી ક્ષોભ લઈને ન જવું જોઈએ."

શરણાનંદજી—નામ કીર્તનમાં વિરોધથી જો કોઈના મનને આઘાત લાગે તો સમજવું જોઈએ કે આ કીર્તન પ્રીતિથી નથી થયું પણુ ઈરાદાથી થયું છે.

ગોપાલ ઠાકુર—કોઈપણુ અનુષ્ઠાન અંતે કીર્તન શા માટે કરે છે? શું તાત્પર્ય? આખો દિવસ સત્સંગ કર્યા પછી જો કીર્તનમાં મન લાગે તો સમજવું જોઈએ કે બીજા સત્સંગમાં પણુ તેને રસ લાગ્યો છે. એ પ્રમાણે પ્રત્યેક દિવસે સારું લાગશે. આવું હોય તો ઉચિત ખરું કે નહિ? અનુષ્ઠાન અંતે કીર્તન એટલે કે 'મધુરેણુ સમાપયેત્.'

મા—(શોભન તથા પન્નાલાલના ઝઘડાને લક્ષ્યમાં રાખીને) દ્વંદ્વ ઉત્પન્ન થવાનું કારણુ એ છે કે કોઈ કોઈ ભગવાનનું કીર્તન કરવાનો અમુક સમયનો સંકલ્પ લઈને શરૂ કરે છે. ત્યારબાદ નામમાં સ્વાદ લાગે તો ડૂબી જાય છે. અને સમય વધારે લઈ લે છે. સંકલ્પ એટલે સીમા. ભગવત કાજમાં સીમા રાખવા જતાં દ્વંદ્વ આવે છે.

શરણાનંદજી—ક્રિયાભેદ થવાથી પ્રીતિભેદ થાય છે. અને જો લક્ષ્યભેદ થાય તો તેમાં સાધકની આસક્તિ હોય છે.

મા—કોઈને ધ્યાન સારું લાગતું હોય છે તો કોઈને કીર્તન સારું લાગતું હોય છે, કોઈ ધ્યાનમા લીન થઈ જાઇ છે. તેને એમ થાય છે કે કીર્તન ક્યારે બંધ થઈ જાય. કોઈને વળી કીર્તનમા જ ખૂબ આનંદ આવતો હોય છે. રુચિ ભેદ હોય છે. આથી કોઈએ કોઈના ઉપર આ સંબંધમાં ગુસ્સો ન કરવો જોઈએ. જો કોઈના મનમાં ગુસ્સો આવી જાય તો કપૂરની માફક ઉડાડી દેવો જોઈએ.

પ્ર.—સાધુ લોકો ગેરુઆ રંગનાં કપડાં શા માટે પહેરે છે?

શરણાનંદજી—રોટલી જલ્દી મળી જાય તેટલા માટે.

મા—(સંન્યાસીઓને દેખાડીને) આ લોકો તો સ્મશાનમાં બેઠા છે. તેમની દાઢી વાળ બધું જલી ગયું છે. ગેરુઓ રંગ અગ્નિનો પ્રતિનિધિ છે. પિતાજી, જૂઠી વાત હોય તો કહી દેજો.

શરણાનંદજી—આપે જે કહ્યું તે ખોટું હોય તો પણ સત્ય થઈ જશે. વાત યોગ્ય છે, કારણ કે વાત કરવાવાળો યોગ્ય છે. ક્રિયાથી કર્તાનો પ્રાદુર્ભાવ થાય છે.

મા—હું તો નાનકડી બાળકી છું. પિતાજી આમ ન કહે તો બાળક કદાચ રડી પડે.

શરણાનંદજી—તમને બધા લોકો 'મા' કહે છે અને તમે તમારી જાતને બાળકી કહો છો.

ગોપાલ ઠાકુર—કર્તાના સૌંદર્યનો તેના કાર્યમાં પ્રકાશ પડે છે.

એટલામાં સ્વામી શરણાનંદજી અને એક યુવક વચ્ચે ઉપવાસ સંબંધમાં આલોચના થઈ. આલોચનાને અંતે માએ કહ્યું, "એકાદશી ત્રણ પ્રકારની હોય છે. (૧) ઉત્તમ

(૨) મધ્યમ (૩) કનિષ્ઠ. કોઈને પૂછયું, "કેવી એકાદશી કરશો ? ઉત્તમ એકાદશીવાળાને કંઈ ખાવાનું નહિ મળે. મધ્યમ એકાદશીવાળાને થોડો નાસ્તો અને કનિષ્ઠ એકાદશીવાળાને બે વાર ખાવાનું મળશે."

પ્ર.—આ ત્રણ પ્રકારની એકાદશીના ફળમાં ફેર ખરો કે નહિ ?

મા—ઉપવાસ=ઉપ એટલે નિકટ અને વાસ એટલે રહેવું. જે દ્વારા ભગવાનની પાસે રહેવામાં સહાયતા થાય તે ઉપવાસ.

પ્ર—કોઈએ કહ્યું છે કે જગન્નાથનાં દર્શન કર્યા બાદ એકાદશી કરવી જોઈએ.

મા—સ્થાનમાહાત્મ્ય જુદું છે. જેવી રીતે પ્રયાગ, કાશી, વગેરેનું ભિન્નભિન્ન માહાત્મ્ય છે.

## પ્રયાગ—ત્રિવેણી તટે અર્ધકુંભ મેળો

તા. ૪ ફેબ્રૂઆરી ૧૯૪૮–પોષ વદ ૧૦, ૨૦૦૪, બુધવાર

સવારે પેન્ડોલમાં આવતાં માએ ઠીકઠીક મોડું કર્યું. લગભગ ૧૧ વાગ્યા પછી મા આવ્યાં. તે વખતે દેવી ભાગવતનો પાઠ ચાલતો હતો. સવારનો વખત માએ આરામમાં અને ખાનગી મુલાકાતો આપવામાં પસાર કર્યો. ૧૧–૪૦ પછી મા સ્વામી શરણાનંદજીની જમવાની વ્યવસ્થા કરવા માટે ગયાં. આજે સાંજે માઘમેળાના વ્યવસ્થાપકને ત્યાં માતાજીને લઈ જવામાં આવ્યાં હતાં. માની સાથે ભક્તોની ટુકડી પણ ગઈ હતી. સુંદર કીર્તન થયું. ધ્વનિવર્ધક યંત્રની પણ વ્યવસ્થા હતી કે જેથી કીર્તન આખાએ મેળામાં લાખો લોકો સાંભળી શકે. માને ખાંસી થયેલી હતી છતાં ડૉ. પન્નાલાલના આગ્રહે માએ થોડું ગાયું.

(૧) હે ગોવિંદ, માધવ, જગન્નાથ, દીનબંધુ ”
(૨) ગોવિંદ, ગોવિંદ, ગોવિંદ, ગોવિંદ;
ગોવિંદ, ગોવિંદ, ગોવિંદ, ગોવિંદ.
(૩) ગોપાલ; ગોપાલ, ગોપાલ, ગોપાલ,
ગોપાલ, ગોપાલ, ગોપાલ, ગોપાલ.

માનું કીર્તન ખૂબ સુંદર થયું. ભક્તજનો મુગ્ધ ભાવે માનું કીર્તન સાંભળી રહ્યા હતા. તદુપરાંત ધ્વનિવર્ધકયંત્રને લીધે લાખો માણસો માનું મધુર કીર્તન સાંભળીને ધન્ય થયાં. ત્યારબાદ વ્યવસ્થાપકના પત્નીએ માની આરતી ઉતારી. પ્રસાદ વહેંચાયા બાદ મા પાછાં ચાલ્યાં આવ્યાં.

કથા પ્રસંગે માએ કહ્યું, “એક કહાની છે. કોઈ મહાત્મા પાસે કોઈ એક વૃદ્ધ પુરુષ ગયો હતો. તેણે જઈને મહાત્માને કહ્યું, “યુવકત્વ જોઈએ છે. તમે કૃપા કરીને મને જુવાન બનાવી દો.” વારંવાર આવી પ્રાર્થનાથી મહાત્માએ કહ્યું, “તું મારું કમંડલુ લઈને ચાલ્યો જા.” તેણે કહ્યું, “કમંડલુ લઈને હું શું કરું? મારે તો યુવકત્વ જોઈએ છે.” તેને બિચારાને સમજ ન પડી એટલે તેણે કમંડલુ લઈને ક્યાંક ફેંકી દીધું. એ કમંડલુ ભાગ્યવશાત્ ઘટનાક્રમે કોઈ ધોબી પાસે આવ્યું. સાંભળ્યું છે કે ધોબીના કપડામાં ડાઘા પડી જાય તો તે જગ્યાએ તે કપડું થોડું ચાલે છે. પાસે કમંડલુ પડ્યું હતું તે પાણીમાં નીચોવીને કપડાંને ચાવવા માંડ્યો. આમ કરતાં કરતાં તે બુઢ્ઢો ધોબી જુવાન થઈ ગયો.

પેલો માણસ સમજ્યો નહિ, પરંતુ કમંડલુમાં મહાત્માએ એવી શક્તિ રાખી હતી કે જેથી વૃદ્ધત્વનો નાશ થઈને યુવકત્વ આવે. વૃદ્ધત્વનું મૃત્યુ થયા પછી તો

યુવકત્વ આવે. કોઈએ પૂછ્યું હતું કે મૃત્યુને કોઈ જલાવી શકે કે નહિ ? મહાત્માની પાસે જાઓ, આદેશપાલન કરવાનો પ્રયત્ન કરો, તો વૃદ્ધ પણ જુવાન થઈ શકે છે. જે ચાલે છે તે જગત છે. જગત એટલે ગતિ—જેમાં ગતિ છે તે જગત છે.

ડૉ.પન્નાલાલ—આધુનિક વિજ્ઞાન કહે છે કે આ બધું જગત જે દેખાય છે તે નક્કર નથી, પરંતુ માત્ર વિચારનાં આંદોલનો છે.

મા—આથી ભગવાન અને વેદાંતને સિદ્ધ કરો. (થોડી વાર રહીને) ગતિ એટલે બદલાઈ જવું. જગત એટલે જ પરિવર્તન.

શરણાનંદજી—બુદ્ધિજન્ય જ્ઞાન કરતાં અનુભવગમ્ય જ્ઞાન વધારે સંગીન હોય છે.

મા—(ડૉ.પન્નાલાલ પ્રત્યે) આ જગાએ બેઠેલા શું તમે હજી તેના તે જ છો ? (કહો.)

પન્નાલાલ—પ્રત્યેક મિનિટે મિનિટે પરિવર્તન થઈ રહ્યું છે.

મા—મિનિટે મિનિટે શા માટે ? પ્રત્યેક ક્ષણે પરિવર્તન થઈ રહ્યું છે.

પન્નાલાલ—લાભદાયક કોઈ વાત બતાવો.

મા—પરમાર્થ ચિંતનને લીધે જે ગતિ ચાલી રહી છે તે તો સારી છે. તમે અહિં બેઠેલા છો તે તથા આ જગ્યા, આ બધું બદલાઈ રહ્યું છે. જો પરમાર્થ ચિંતનને માટે તમો બદલાઈ રહ્યા હો તો તો સારી વાત છે. જો વિષય ચિંતનમાં બદલાઈ રહ્યા હો તો ખરાબ વાત છે. આ તો ત્રિવેણી સંગમ છે. અહિં તો કંઈ બાધા વિઘ્ન જ નથી.

પ્ર.–દરેક વ્યક્તિ એવું ઈચ્છે છે કે એવી આગ જલાવી દો કે જેથી કોઈ પ્રશ્ન જ ન રહે. બધા પ્રશ્નો જલીને ભસ્મ થઈ જાય.

મા–એકદમ ચુપચાપ રહેવા છતાં પણ અંદર પ્રશ્નો જાગે છે. પ્રશ્નો જાગે તો પૂછવું વધારે સારું છે. પિતાજી, સાંભળો. ભીંજાયેલાં લાકડાંને સુકાવો દો. બહુ સુકાઈ જશે એટલે સુંદર જલશે. પથ્થર જેવી ઠંડી વસ્તુને પણ જો ઘસવામાં આવે તો આગ નીકળે છે. પિતાજી (શરણાનંદજી) ની પાસે એવા પ્રશ્નો લેઈને આવો કે જેથી લાકડાં સુકાઈ જાય અને આગ જલે. સળગવાનું હશે તે સળગી જશે.

પ્ર.–મા કુંભવાળી વાત કહો. ત્રણ વર્ષ પછી કુંભમેળો શા માટે થાય છે?

મા–તિથિની સાથે કંઈક સંયોગ રહે છે–અમૃત યોગ રહે છે.

શરણાનંદજી–આ તો ધર્મપરિષદ્ છે.

પ્ર.–મા તમે તો કહ્યું કે 'ભૂખ ઉઘાડો, પરંતુ આધ્યાત્મિક ભૂખ ઉઘડતી જ નથી.

મા–એક વાત છે. તમે લોકો અપચો થાય તેવી ચીજો વધારે ખાઓ છો. કુસંગ કરવો તે અપચો થાય તેવી ચીજ ખાવા બરાબર છે. સદ્ભાવનો જ્યાં અભાવ તેને કુસંગ કહે છે. કુસંગ કરવાથી અપચો વધે છે.

પ્ર.–તો કોઈ ચૂર્ણ બતાવો.

મા–સત્સંગમાં આવ્યા કરવાથી ચૂર્ણ મળી જશે. આ બિલકુલ સત્ય વાત છે. દરેક વાતમાં બીજી અનેક વાતો રહેલી હોય છે. આ જગતમાં ગતિ ચાલે છે. કોઈ

વિષયી પુરુષનો સંગ કરે તો વિષયી થઈ જાય છે. વિષય શું છે? વિષય એટલે ઝેર છે. વિષયમાંથી ઝેર ઉત્પન્ન થાય છે. જે સંગ કરવાથી મૃત્યુનો રસ્તો ખુલ્લો થઈ જાય છે તે વિષયનો રસ્તો છે. આમાંથી અપચો જરૂર થાય છે. અમૃતનો રસ્તો જો પકડો તો જ ઉદ્ધાર છે. મૃત્યુને જીતવા માટે, અમૃતનો રસ્તો પકડો. અમૃત શું છે? રામ કહો, કૃષ્ણ કહો, તમને જે ભગવાનનું નામ સારું લાગે તે નામનો જપ કરો. રામ એટલે શું? જે રસ્તે જવાથી બેઆરામ ન થાય તે. **જ્યાં રામ ત્યાં જ આરામ. જ્યાં નહિ રામ ત્યાં બેઆરામ.** રામ કૃષ્ણની તરફ જવાનો રસ્તો અમૃતનો રસ્તો છે. જો વિષયના રસ્તે જશો તો દુઃખી થશો. તેથી પાછા ફરવાની ટિકિટ મળશે. જન્મ મૃત્યુના ચક્કરમાં ફરવું પડશે. જ્યાંથી તમારો પ્રકાશ થયો છે તે મૂળ રસ્તે ભગવાન તરફ જાઓ.// સત્સંગથી અમૃતનો રસ્તો ખુલ્લી જશે. મૃત્યુના રસ્તા ઉપર જતા નહિ. વિષયની તરફ પણ ન જાઓ. એ તો વિષ છે. જ્યાં વિષ છે ત્યાં મૃત્યુ છે. એટલા માટે તમે નિર્વિષયી મહાત્મા-ઓની પાસે જાઓ. તેઓનો સંગ કરો. ત્યાંથી અમૃતનો રસ્તો મળશે. જે શક્તિ દ્વારા તમે બધાં કોઈ એન્જિનિ-યરની, કોઈ ડોકટરની, કોઈ વકીલની પરીક્ષા પાસ કરો છો કેટલી સુંદર રીતે બુદ્ધિનો ઉપયોગ કરો છો, તો આટલી સુંદર શક્તિને ઝેર શા માટે બનાવો છો? આસક્તિના ઝરણાંને અમૃતના રસ્તા તરફ લગાવો. જેટલો સત્સંગ કરશો, કથા સાંભળશો, સદ્ભાવ રાખશો, તેટલું સારું છે. તમે પોતે જ જગતરૂપ છો. ગતિની વચમાં જગત છે. તમે જે રસ્તે જશો તેમાં મન મગ્ન થશે. વિષય તરફ

જશો તો મન વિષયમાં જામી જશે અને જો ભગવત્ પંથે જશો તો તેમાં જામી જશે. તેથી જે કૌશલ દ્વારા અનેક વિદ્યાઓ શીખો છો તે શક્તિ નિર્વિષયી સંગતમાં લગાવો. સંગત સારી ન લાગે તો પણ કરતા રહો. દવા ન ભાવે તો પણ જબરજસ્તીથી પીવી પડે છે. દવા પીએ તો સારું થાય છે. દવાને માત્ર સ્પર્શ કરવાથી જ સારું થશે? દવા પીઓ, હજમ કરો તો ધીરે ધીરે ભગવત્ તરફનો રસ્તો આપોઆપ ખુલ્લી જશે. પરમાર્થ જગતની ધારા ખુલ્લી જશે. જગત ક્યાંથી ઉત્પન્ન થયું છે, તે બધું ખબર પડી જશે. આથી આધ્યાત્મિક ભૂખ પણ વધી જશે. કુંભ શું છે? શાસ્ત્રમાં જે લખ્યું છે તે ઠીક છે. મૃત્યુની તરફ જે આવાગમન થાય છે તેને કંઈ પણ ઉપાયે ભગવાનની કૃપાથી જો અમૃતની તરફ લઈ જવાય તો પૂર્ણકુંભ પ્રાપ્ત થશે. પૂર્ણકુંભ એટલે કે અમૃત. કુંભમાં શું હતું? અમૃત હતું? શું થશે? આનાથી અમૃતત્વ પ્રાપ્ત થશે. તમે પૂર્ણ થઈ જશો. અર્ધકુંભ એટલે શું? સૂર્યના સંયોગમાં જો સ્નાન થાય તો—જો યોગ્ય રીતે સ્નાન કરવામાં આવે તો કદાચ સંયોગમાં ફળ મળે. તેથી આ એક ક્રિયા છે. ક્રિયાયોગમાં ફળની આશા રહેતી હોય છે. સ્નાન શું? અમૃતકુંડમાં ડૂબકી મારવી. ડૂબકી મારો. તેમાં મૃત્યુ છે જ નહિ સમજ્યા? સ્વયં પૂર્ણકુંભ થઈ જશો. અમૃતનું જે સાધન કરે છે તે મૃત્યુને જીતે છે. જો કોઈ આવાગમન ચાહે તો પ્રભુ દાસરૂપ થઈ શકે છે. પ્રભુ સાથે આવાગમન તે પ્રાકૃત આવાગમન નથી. હનુમાને કહ્યું હતું કે એક દૃષ્ટિએ હું અને શ્રીરામ એકાત્મા

છીએ. બીજી દૃષ્ટિએ તે પૂર્ણ અને હું અંશ છું. ત્રીજી દૃષ્ટિએ તે પ્રભુ અને હું દાસ છું.

પ્ર.–ત્રિવેણીમાં જ્યારે ડૂબકી મારીએ ત્યારે શું એવી કલ્પના કરવી કે અમૃતકુંડમાં સ્નાન કરી રહ્યાં છીએ?

મા–ત્રિવેણીસંગમ–ત્યાં જો અમૃતકુંડ માનો તો સંગમ એટલે શું? આ બધી શી વાતો છે? કુંભયોગની જુદી વાત છે. ભિન્નભિન્ન જગાએ કુંભમેળા શા માટે રાખ્યા છે? કુંભયોગ અને ત્રિવેણી સ્નાનની જુદી વાતો છે. સંપૂર્ણ અને અર્ધકુંભ શા માટે રાખ્યા છે? વિધિના સંયોગથી આમ રાખે છે. હું તો કંઈ જાણતી નથી. તૂટીફૂટી ભાષામાં જે આવી ગયું તે બોલી નાખું છું. કુંભમાં શું છે? અમૃતકુંભ સ્નાન એટલે અમૃતત્વની પ્રાપ્તિ.

ગોપાલ ઠાકુર–માનાં દર્શન કર્યા પછી ગંગામાં ડૂબકી મારવા શા માટે જાય?

મા–દેખો, આપણને જો પરમમાતા, પરમપિતાનાં દર્શન થઈ જાય તો પછી કહેવાની શું વાત! વળી જેને દર્શન થાય તેનું આમૂલ પરિવર્તન થઈ જાય છે.

ગોપાલ ઠાકુર–બન્ને રસ્તા ખુલ્લા છે. જેને જે રસ્તો પસંદ આવે તે રસ્તે જાય.

ડૉ.પન્નાલાલ–વિષયના રસ્તાને બંધ કરવાનો ઉપાય શું છે?

મા–સત્સંગ. ગુરુના આદેશનું પાલન કરો. સત્સંગ કરો. પોતાને યોગ્ય શિષ્ય બનાવવા પ્રયત્ન કરો. પાકા શિષ્ય થવા માટે પ્રયત્ન કરો. ગીતામાં જેવા શિષ્યની વાત લખી છે, તેવા શિષ્ય બનવા પ્રયત્ન કરો.

ડૉ. પન્નાલાલ—પાકા શિષ્ય થવું તે ખૂબ કઠણ છે. પહેલાં પોતાનું માથું આપવું પડે છે. અને કશાની આશા રાખવાની મના છે.

મા—જ્યાં લેવડદેવડની વ્યવસ્થા હોય ત્યાં તો વેપાર થઈ જાય છે. શિષ્ય થવા માટે પ્રયત્ન કરો.

ગોપાલ ઠાકુર—જ્યારે ગુરુ આવે ત્યારે શિષ્ય થાય છે.

મા—ગુરુ ન હોય તો શિષ્ય કેવી રીતે થાય? . શિષ્ય થવા માટે પ્રયત્ન કરો.

ડૉ. પન્નાલાલ—મને તો વિષયચિંતન સારું લાગે છે. બીજું બધું ફિક્કું વાગે છે.

મા—કૂતરું પોતાનું લોહી ચાટીને સ્વાદ માણે છે. કૂતરું હાડકું ચાવે છે ત્યારે પોતાના મોંમાંથી જ લોહી નીકળે છે. તે લોહી દેખીને કૂતરું સમજે છે કે હાડકામાંથી લોહી નીકળ્યું તે પોતાનું જ લોહી ચાટીને તેનો સ્વાદ માણે છે. વિષય પોતાનો ક્ષય કરીને સુખ માને છે.//

પ્ર.—મા એવો કોઇ ઉપાય છે કે તમારી વાતો અમારા મનમાં એકદમ ઘર કરે?

મા— થઇ શકે છે. મને તમારી નાનકડી બાળકી બનાવી દો. એટલે આ શરીરનું સ્મરણ તમને રહેશે. જો તમે મા બોલવાનું શીખી લેશો તો તમારો 'મા'ભાવ છે. 'મા' ન બને તો બાળક ભાવ રાખો. મા ભાવ, પિતૃભાવ, મિત્ર-ભાવ, બાળભાવ પણ છે. સાંભળો. જે લોકોને પોતાનું બાળક હોતું નથી તે બીજાનાં બાળકને દત્તક લે છે જો તમે આ શરીરને નહિ યાદ કરો તો હું સમજીશ કે આ બાળકી તમને ગમી નહિ એટલા માટે ન લીધી.

આમ વાતો ચાલે છે તેવામાં એક બહેન માની પાસે ખૂબ ફરિયાદ કરે છે. તે કહે છે કે, મા, તમે તો ફક્ત પુરુષોની સામે જોઈને જ વાતો કરો છે. અમારી તરફ જોતાં જ નથી." આ સાંભળીને એક ભાઈએ કહ્યું, "શું અમે બધા ખરાબ માણસો છીએ ?"

મા–હવાથી, બોલવાથી પણ સ્પર્શ થઈ રહ્યો છે. સ્ત્રીઓની પાસે તો ફક્ત શરીર જ રાખ્યું છે.

પ્ર.–મા, તમે આટલો બધો પ્રેમ શા માટે કર્યો ? પ્રેમ કરીને હવે દૂર શા માટે રાખો છો ?

મા–મા, તમે તો ખૂબ ભાગ્યશાળી છો. આ નાનકડી બાળકીને તમે દાન કરી દીધી છે.

એક સ્ત્રી–આવડી મોટી મારી માંદગી તમે મટાડી દીધી. આપની દયાથી હું ચાલીને આવી છું. આજકાલ પેટના રોગથી પીડાઉં છું. મા, મારી તરફ દૃષ્ટિ કરો.

મા તેને એક નારંગી આપે છે,

પન્નાલાલ–તેણે તો તમને લૂંટી લીધાં.

મા–તેને સ્થૂલ વસ્તુ મળી છે. સૂક્ષ્મ કંઈ મળ્યું નથી.

પન્નાલાલ–નારંગી મળ્યા પછી તે બહેન ચૂપ થઈ ગઈ.

નારદ ભકિતસૂત્ર નં. ૬ 'ભકત સ્તબ્ધ થઇ જાય છે.' भक्तः स्तब्धो भवति ॥ //૧૨-૧-૭૩

## (૯૪) પ્રયાગ-ત્રિવેણી તટે–અર્ધકુંભ મેળો

તા. ૫ ફેબ્રુઆરી ૧૯૪૮–પોષ વદ ૧૧, ૨૦૦૪, ગુરુવાર

મા સવારના લગભગ ૧૦ વાગ્યા સુધી આરામ તથા ખાનગી મુલાકાતોમાં રોકાયેલાં હતાં. ૯॥ વાગે એક જૈન સાધુ માની મુલાકાતે આવ્યા હતા.

માએ પૂછયું, "ઘર કયારે છોડયું ?"

જૈન સાધુ–બાળપણમાં.

મા–ઘરમાં જવા માટે ઘર છોડયું ?

માની રહસ્યમય ભાષા તેમનાથી સમજાઈ નહિ. એટલે તેમણે કહ્યું, "ના ઘેર પાછાં જવાં માટે નહિ." એટલામાં એક ભકતે તેમને સમજાવ્યું, "અસલી ઘરમાં જવા માટે ઘર છોડયું ?" આ સાંભળીને જૈન મહારાજ હસી પડયા

આજે સવારે ૧૦ વાગે મા ભકતોની ટુકડી સાથે સાધુ દર્શન માટે નીકળી પડયાં. પહેલાં મા ભોલાગિરિ મહારાજનાં કેમ્પમાં ગયાં. ત્યાંનાં મહંત મંડલેશ્વર મહાદેવાનંદગિરિના તંબૂમાં પહોંચી ગયાં. માએ જતાં જ નીચે પડીને પ્રણામ કર્યાં અને કહ્યું, "બાબા નમોનારાયણ" અહા ! સાક્ષાત ભગવાનનો મૂર્ત પ્રકાશ હોવા છતાં કેટલી નમ્રતા ! બાબાએ બધા ભક્તોને પ્રસાદ આપ્યો. મહંતજીએ સંગમતત્ત્વ, કુંભમેળાતત્ત્વ સુંદર રીતે સમજાવ્યું. બધાંએ ચુપચાપ સાંભળ્યું. ત્યારબાદ માને તેમણે થોડા એલચી દાણા આપવા માંડયા. માએ મુખ પહોળું કરીને કહ્યું, "બાબા, પાત્ર ગોઠવ્યું છે. પ્રસાદ આમાં મૂકો."

મંડલેશ્વરજીએ ખૂબ પ્રેમથી પ્રસાદ માના મુખમાં મૂકયો.

મંડલેશ્વરજી–માએ કૃપા કરીને દર્શન આપ્યાં.

મા–બાબા, આ તો એક નાનકડી છોકરી છે.

ત્યારબાદ વિનયના અવતારસમાં મા બધાંને પ્રણામ કરતાં કરતાં બહાર નીકળ્યાં. ત્યાંથી જૂના નિર્વાણી અખાડામાં ગયાં. અંદર છેક સુધી ગયાં. ત્યાંના એક સાધુ મહાત્માએ માનું સુંદર પ્રેમભર્યું સ્વાગત કર્યું, પરંતુ

મહંતજી ત્યાં ન હોવાથી માએ ચાલવા માંડયું. ત્યાંથી મહંત ધનંજયદાસજીના કેમ્પમાં ગયાં. ત્યાં પણ મહંતજી સ્નાન કરવા ગયેલા હોવાથી થોડી મિનિટો સુધી રાહ જોયા બાદ મા પાછાં ફર્યાં.

**સાંજે**

માનો દરબાર રોજની માફક જામ્યો છે. ભક્તો માનાં મુખ તરફ આનંદથી તાકી રહ્યા છે. એક ભકતે પ્રશ્ન કર્યો.

પ્ર.—સત્સંગ કેવી રીતે કરવો જોઈએ તે સમજાતું નથી.

મા—સમજમાં જો આવી જ જાય તો પછી સત્સંગ શા માટે કરવો પડે ?

પ્ર—કેવી રીતે સત્સંગ કરવો ?

મા—ઠીક. આમ વાત છે. જાઓ વૃક્ષની નીચે જઈને બેસી જાઓ.

પ્ર—સમજાયું નહિ. ઝાડની નીચે જઈને બેસું ?

મા—(હસે છે) એક વખતે મારી પાસે એક ભાઈ આવ્યા. મેં તેમને કહ્યું, "હરવખત સાકરનો ગાંગડો મોંમાં રાખજો." મારો બોલવાનો અર્થ તે સમજ્યો જ નહિ. તેણે તો સાચે જ પાન જેવી રીતે મોઢામાં રાખે તેવી રીતે સાકર રોજ મોંમાં રાખવા માંડી. હું જ્યારે કલકત્તા ગઇ ત્યારે ફરીથી મુલાકાત થતાં મેં જોયું કે તેના મોંમાં સાકરનો ગાંગડો છે. મેં પૂછયું, "આ શું રાખ્યું છે ?" તેણે કહ્યું, "માતાજી, તમે તો મને કહ્યું હતું કે સાકરનો ગાંગડો મોઢામાં રાખજો" હું હસી પડી અને કહ્યું: "મારી વાતની મતલબ તમે સમજ્યા નહિ. સાકરનો ગાંગડો એટલે ભગવાનનું નામ હરવખત મોંમાં

રાખવા કહ્યું હતું. આમ કરતાં કરતાં ભગવન્નામજપ મીઠો લાગી જશે."

પ્ર.—તમારી ઝાડવાળી વાત તો સમજાઈ નહિ.

મા—જ્યાં સત્સંગ થતો હોય ત્યાં બેસી જજો. જ્યાં મહાત્મા લોક ઉપદેશ દેતા હોય ત્યાં જઈને સાંભળતા રહેજો. મનમાં પ્રશ્ન આવે તો પૂછજો. ઝાડ એટલે શું? ઝાડ એટલે કે મહાત્મા—એ જગા. આવું મહાત્મારૂપી કોઈ વડનું ઝાડ મળી જાય તો બહુ સારી વાત છે. સત્સંગ કેવી રીતે થાય છે?

પ્ર.—મા, હવે તો સાકર અથવા ખાંડનું નિયમન રહ્યું નથી.

મા—(હસે છે) આવી જ વાત બીજા એક જણ સાથે થયેલી. મેં તેને કહેલું, "ત્રિફળાનું જળ પીજો." તેણે સાચે જ ત્રિફળાનું જળ પીવા માંડયું અને આથી શરદી થઈ ગઈ. તેણે મને આવીને કહ્યું, "મને તો ત્રિફળાનું જળ પીવાથી શરદી થઈ." મેં કહ્યું: "આ ત્રિફળાનું જળ નહિ (મા ખૂબ હસે છે.) સત્ત્વ, રજ અને તમ. આ ત્રિફળા છે. અસલી રસ તો આ છે. ત્રિગુણાતીત રસ મેળવો તો પીઓ." તેણે મને પૂછયું હતું: "કેવી રીતે શાન્તિ થાય?" મેં કહ્યું, "ત્રિફળાનો રસ પીઓ."

પ્ર.—ત્રિફળા તે શું કરે?

મા—જે ત્રિગુણાતીત છે—સત્ત્વ, રજ અને તમ જેને કહેવામાં આવે છે, તે ગુણમાં નિબદ્ધ નથી. તે જ અસલી જળ છે.

પ્ર.—આ જળ કેવી રીતે મળે?

મા—ગુરુ કૃપાથી.

પ્ર.–ગુરુથી કેવી રીતે? વાત સમજાઈ નહિ.

મા–થોડા દિવસ ઉપર મારી પાસે એક ભાઇ આવ્યા હતા અને કહેતા હતા, "તમે શું મનુષ્યને ગુરુ કરવા કહો છો?" મેં કહ્યું, "મનુષ્યને ગુરુ માનવો શા માટે? પહેલાં શિષ્ય બનતાં શીખો. જમીન જો તૈયાર હશે તો બીજ વવાશે."

પ્ર.–સાચા શિષ્ય કેવી રીતે થવાય?

મા–અર્જુન કેવી રીતનો શિષ્ય હતો? ગીતામાં કૃષ્ણે ખૂબ સ્પષ્ટ રીતે અને સુંદર રીતે કહ્યું છે.

ગોપાલ ઠાકુર–શિષ્ય જો ન હોય તો ગુરુ શું કરવાના?

મા–જ્યાં ગુરુની વાત છે ત્યાં જ શિષ્યની વાત આવે છે. શિક્ષક ન હોય તો નાનું બાળક વિદ્યાર્થી કેવી રીતે બને? જ્યાં સુધી ભણવા ન જાય ત્યાં સુધી વિદ્યાર્થી કેવી રીતે કહેવાય?

પ્ર.–ગુરુને શોધવાની વાત તો મુશ્કેલ છે. નિશાળના શિક્ષક તો બદલાય છે. ગુરુ એક વખત કર્યા પછી બદલાય નહિ.

મા–ગુરુ વારંવાર બદલી શકાય એવા શિક્ષક જેવા નથી. જો શિષ્યને સાચે જ ગુરુ માટે તલસાટ હોય તો સમજવું જોઈએ કે. તેને ગુરુપ્રાપ્તિની વાર નથી. ગુરુપ્રાપ્તિ થવાની છે એટલા માટે જ તેનામાં ગુરુ માટેનો આ ભાવ જાગૃત થયો છે. આટલા માટે જ તેનામાં આટલી વ્યાકુળતા છે. ગુરુ અંદર પણ છે અને બહાર પણ છે.

પ્ર.–જો દીક્ષા ગુરુનો દેહાંત થઈ જાય તો?

મા—દીક્ષા ગુરુનો દેહાંત થઇ ગયો છે તે તમારો ભ્રમ છે. દેહ દૃષ્ટિથી તે જરૂર મરી જાય છે, પરંતુ તમારી સાથે જે આધ્યાત્મિક સંબંધની ગાંઠ બંધાઇ છે તે તૂટતી નથી. તમારી દિવ્ય દૃષ્ટિ નથી એટલે તમે નથી દેખી શકતા, બાકી એક દૃષ્ટિએ તે છે પણ ખરા. બીજી દૃષ્ટિએ તે નથી પણ ખરા. તમે શ્રીગુરુમહારાજનું ધ્યાન કરવા માંડો તો ખબર પડશે કે તમે જ્યારે ઇચ્છા કરી ત્યારે ગુરુજીનાં દર્શન થઇ શકે છે. ગુરુ વિના કોઈ છે જ નહિ. તમારા ગુરુ જગત્‌ગુરુ છે એમ માનજો.

પ્ર.—ગુરુ અંદર પણ છે અને બહાર પણ છે તે સમજાતું નથી.

મા—અંદર બહાર ગુરુ એક છે. બહાર એક વાત છે. તમારી અંદરના જન્મજન્માંતરના અજ્ઞાનરૂપી અંધકારને તે હઠાવે છે. ભગવાન અંતર્યામી ગુરુરૂપ અંધકારનો નાશ કરે છે. જો અંદરના અંધકારનો નાશ કરે તો શું ગુરુ અંદર નથી? તમે તો શાસ્ત્રો વાંચો છો. તમને શું ખબર નથી? ઉત્તરાના ગર્ભમાં પ્રવેશ કરીને પરીક્ષિતની રક્ષા કરી હતી? ભગવાને રક્ષા કરી હતી એટલે એમ નહિ સમજતા કે તે અંદર ન હતા. તે અંદર પણ બિરાજે છે. ગુરુ સાક્ષાત ભગવાન જ છે. ભગવાન સિવાય કોણ ગુરુ થઈ શકે? જેવી રીતે એક એમ. એ. થઈ ગયેલ વ્યક્તિ નાના બાળકને ક, ખ, ભણાવે છે ત્યારે તે નાના બાળકની માફક મોટા મોટા અક્ષરે ક, ખ, લખે છે. તેથી શું તે વખતે તેનું એમ. એ.નું જ્ઞાન કંઇ અદૃશ્ય થાય છે ખરું? સર્વ રૂપમાં ભગવાન જ છે. કદાચ તમને

વિશ્વાસ નહિ આવે કારણ તમે જે અવસ્થામાં છો, જે તમારી દૃષ્ટિ છે તે અવસ્થામાં આ વાત ન સમજાય. ચશ્માં નથી ને ? તેવા ચશ્માં હોય તો જ દેખી શકાય. ગુરુ કોઈ દિવસ મનુષ્ય થઈ શકે ? ગુરુના સ્થાન માટે બીજો કોઇ માણસ અધિકાર કરી શકતો નથી. ગુરુમાં માનવ-બુદ્ધિ રાખવી તે પાપ છે. મૂર્તિમાં પથ્થરબુદ્ધિ પણ ન રાખવી જોઈએ.

પ્ર.—મૂર્તિમાં ભગવાનબુદ્ધિ રાખવી સહેલી છે. પરંતુ મનુષ્યમાં ભગવાનબુદ્ધિ રાખવી મુશ્કેલ છે.

મા-તમે વહેપારની માફક સહેલી વસ્તુ માગો છો. यत्र जीवः तत्र शिवः, यत्र नारी तत्र गौरीः આમ દરેકમાં ભગવાનબુદ્ધિ થઇ જાય ત્યારે ભગવત્પ્રાપ્તિ થાય. ભગવાનની સર્વ રૂપોમાં પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી સાચી ભગવદ્-પ્રાપ્તિ થઈ ન કહેવાય. ભગવાનને સર્વરૂપોમાં પ્રાપ્ત કરવા જોઈએ. આ દરેક રૂપમાં કોણ છે ? ભગવાન પોતે જ બિરાજી રહ્યા છે. જેવી રીતે હનુમાને કહ્યું હતું કે, " એક દૃષ્ટિએ હું અને શ્રીરામ એક છીએ. બીજી દૃષ્ટિએ હું અંશ છું અને શ્રીરામ પૂર્ણ છે. ત્રીજી દૃષ્ટિએ હું દાસ છું અને શ્રીરામ પ્રભુ છે." કોઇ પણ ઉપાયે જો ભગવદ્-પ્રાપ્તિ થાય તો સર્વ પ્રાપ્ત થયું કહેવાય. ગુરુનો દરજ્જો ખૂબ ભારે છે. તમે જે અવસ્થામાં છો ત્યાંથી તમને નહિ દેખાય. જ્યાં તમે ઊભા છો ત્યાંથી આવું જ દેખાશે. તેમાં તમારો કોઇ દોષ નથી. એટલા માટે જ કહું છું કે વડના ઝાડ નીચે ( મહાત્માઓના સત્સંગમાં ) વધારે વાર બેસવા પ્રયત્ન કરજો. આમ બેસતાં બેસતાં અજ્ઞાન-

રૂપી અંધકારનો નાશ થશે. જો ભગવાનની કૃપા થાય તો વાદળ ખસી જશે અને સૂર્યના દર્શન થશે. બીના ફક્ત આટલી જ છે. સૂર્ય છે સર્વ સમય પ્રકાશિત. વાદળ હઠાવવા માટે જ આટલું સાધન ભજન કરવું પડે છે. જે ભૂમિમાં છો ત્યાંથી તમારાથી તે જોઈ શકાશે નહિ. જેવી રીતે તમે અહિં ત્રિવેણી ઉપર બેઠા છો છતાં ત્રિવેણી દેખી શકતા નથી.

પ્ર.—થોડા દિવસ પહેલાં ત્રિવેણીની વાત નીકળી હતી. ત્રિવેણી કોને કહેવાય ?

મા—ગંગા ને જમુનાનું જે મિલનસ્થાન છે તેને ત્રિવેણી કહેવાય.

પ્ર.—સરસ્વતી તો ત્યાં દેખાતી નથી.

મા—પિતાજી ત્રિવેણીના દર્શન જ્યારે થઇ જશે ત્યારે સમજ પડશે. જેવી રીતે રસગુલ્લાં મોમાં પડે ત્યારે તેના સ્વાદની ખબર પડે. રસગુલ્લાં ખાવા પ્રયત્ન કરો. તેણે સાકર ખાધી હતી તેથી ફાયદો જ થયો હતો ને ? ત્રિવેણીની ત્રણ ધારાઓ છે. કહેવાય છે કે સરસ્વતીની ગુપ્ત ધારા છે. સરસ્વતી વાક્દેવી છે. તે ઘણી ગપ્ત રહે છે. ~~ઋષિકેશમાં પણ સરસ્વતી ગુપ્ત રહે છે,~~

પ્ર.—એક મહાત્માએ દૃઢ નિશ્ચય કરેલો કે મારે સરસ્વતીનાં દર્શન કરવાં છે. કુંડની પાસે જઈ તે બેઠા. તેમના નિશ્ચયથી કહેવાય છે કે જમુનામાં સફેદ જળનો પ્રવાહ દેખાયો હતો. પરંતુ ત્રિવેણીની બાબતમાં વાત શું છે તે કહો.

મા—પુસ્તકમાં લખેલું છે. મહાત્મા જાણતા હોય છે. ( ગોપાલ ઠાકુર પ્રત્યે ) બાબા, તમે કંઇક બોલો. ત્રિવેણી શું ? યમુના કોને કહેવાય ?

( આમ વાતો ચાલતી હતી તેવામાં શરણાનંદજીને માએ કહ્યું, 'નમો નારાયણાય.' માના મુખ ઉપર આનંદ પ્રગટ થઇ ગયો છે. ચક્રપાણિજી પણ સાથે આવ્યાં છે. )

મા—પિતાજી, યમુના કોને કહેવામાં આવે છે ? ગંગા કોને કહેવામાં આવે છે ? ત્રિવેણી શું છે ? આ બધા પ્રશ્નો ઉપસ્થિત થયા છે. મને ખ્યાલ થયો હતો કે પિતાજી આવે તો સારું. તમે લોકો જેવું વગાડશો તેવું સાંભળશો

ચક્રપાણિજી—હું તો શુષ્ક ઉત્તર આપીશ.

મા—હું શુષ્ક ઉત્તર સાંભળીશ. બહુ સુંદર વાત. બીજા કોઇની પાસે કહેતા નહિ. મારી પાસે બોલો. યમુના કોને કહેવામાં આવે છે ? //૧-૬-૧૯૭૩

(૬૫) ચક્રપાણિજી—કોઈ પણ અલૌકિક પ્રથાના કારણને શોધવા માટે ફક્ત આર્ષ પ્રમાણ જ માનવામાં આવે છે. અનુમાન, હેતુ અથવા કોઇ લૌકિક શબ્દોની ત્યાં પહોંચ નથી હોતી. શ્રીજમુનારાણીના સંબંધમાં ત્રણ પ્રકારની વ્યવસ્થા છે, (૧) ભૂત દૃષ્ટિ (૨) અધિદૈવ દૃષ્ટિ (૩) આધ્યાત્મિક દૃષ્ટિ.

(૧) ભૂત દૃષ્ટિ :—જગતમાં પાંચ મહાભૂત છે—પૃથ્વી અગ્નિ, જળ, તેજ અને પ્રકાશ. તો આ દૃષ્ટિએ જમુનાનું જળ પાંચ ભૂતમાંનું એક છે. ~~પ્રાંચ~~ પ્રકૃતિની માત્રાથી જળની સૃષ્ટિ થાય છે, પરંતુ જમુનાનાં જળ અપ્રાકૃત

જળ છે. આ જળરાશિ રાધા–કૃષ્ણનો અનુરાગ જમુના છે. આ જળ સાધારણ જળ જેવું નથી. ગંગાનું જળ પણ દિવ્ય જળ છે. નિત્ય ધામમાંથી આ જળપ્રવાહ આવે છે. બ્રહ્માના કમંડલમાં ગંગા છે. અમે લોકો ગંગા જમનાને સરખી નથી માનતા. અમે જમુનાના જળ શ્રેષ્ઠ માનીએ છીએ.

મા–ગંગાને પણ બ્રહ્મવારિ કહેવામાં આવે છે.

ચક્રપાણિજી–ગંગા યમુનામાં આવીને મળે છે. નાનકડી બાળકીની જેમ જમુનારૂપી માની ગોદમાં જઇને બેસે છે. આ દશ્ય પ્રયાગમાં ત્રિવેણી સંગમ જોવાથી ખબર પડશે. ગંગા દોડતી દોડતી આવીને જમુનામાં મળે છે. જમુનાએ ગંગાને કહ્યું, "તેં મારી સાથે આટલો બધો પ્રેમ કર્યો તેથી તારું નામ ગંગા રાખું છું" આ મિલન બાદ ગંગાનો રંગ નીલ થઇ ગયો.

મા–મિલન થઇ ગયું એટલે રૂપ પણ આપી દીધું.

પ્ર.–સરસ્વતીની વાત તો રહી ગઇ.

એક ભાઇએ કહ્યું, "કાલે કહેશે"

મા–કાલ કરો તો આજ કરો. આજ કરો તો હમણા કરો.

ચક્રપાણિ–સરસ્વતીનો વિચાર કર્યો નથી. સરસ્વતી દેવી પુરાણના આધારે ગોલોક ધામની ચીજ છે. (૧) ભૂત દષ્ટિથી ગંગા, જમના, સરસ્વતી જળ રૂપે છે, (૨) અધિદૈવ દષ્ટિએ સરસ્વતીને બ્રહ્માની પત્ની માનવામાં આવે છે. કોઇ કોઇ તો એમ માને છે કે આ ત્રણે ભગવાનની પત્નીઓ છે. બદ્રીનારાયણથી એક માઇલ દૂર સરસ્વતીનો પ્રકાશ છે. સરસ્વતીના કિનારે કિનારે કૈલાસ

જવાનો રસ્તો છે. રાજા શાંતનુએ ગંગાજી સાથે લગ્ન કર્યું હતું, તે શું જળની સાથે? નહિ, ગંગા અન્દર જે શક્તિ તત્ત્વ હોય છે તે પ્રગટ થઇ જાય છે. જમુના સૂર્યની પુત્રી છે. યમુનાએ કહ્યું હતું, "હું શ્રીકૃષ્ણને પતિરૂપે ચાહું છું" યમુના શ્રીકૃષ્ણની અષ્ટ પટરાણીઓમાંની એક છે. (૨) આધ્યાત્મિક દૃષ્ટિએ બધું પરમાત્મા, તદ્રૂપ જ છે.

મા—મૂળમાં તો પરમાત્મા જ છે.

પ્ર.—સરસ્વતી ગુપ્ત શા માટે થઇ ગયાં? પ્રયાગમાં ગુપ્ત થયાં?

મા—સરસ્વતીને બ્રહ્મવિદ્યા પણ કહેવામાં આવે છે//

પ્ર.—પૂજા કોને કહેવામાં આવે છે?

ચક્રપાણિજી—પોતાના ઇષ્ટદેવ જેનાથી પ્રસન્ન થાય તે પૂજા.

મા—મારવાથી કોઇ રીતે પૂજા થાય?

ચક્રપાણિજી—રાવણને ભગવાને માર્યો તેથી તો ભગવત્ ધામમાં ગયો. અને જેઓએ પ્રેમ કર્યો તેઓ વચમાં લટકી રહ્યા. શત્રુભાવથી પણ પૂજા થાય છે. પૂજા એટલે પ્રસન્ન કરવું.

મા—ત્રિવેણીમાં સ્નાન કરવાનું શું ફળ છે?

ચક્રપાણિજી—સ્નાન કરવાથી પ્રકૃતિનું બન્ધન કપાઇ જાય છે. સ્પર્શ, આચમનથી પણ ફાયદો છે. એથી કુંડલિની શક્તિનું જાગરણ થાય છે.

મા—કુંભ શાથી કહેવામાં આવે?

ચક્રપાણિજીઃ—મા, હવે તો હું જાઉં.

મા—ત્રિવેણી એટલે ત્રિશક્તિ—આમાં જે સ્નાન કરશે તે પ્રકૃતિના બન્ધનથી મુક્ત થઇ જશે. હવે હું પ્રશ્નો નહિ કરું.

ગોપાલ ઠાકુર—હજી પણ બીજી વાતો છે.

મા—અનન્ત વાતો પડી છે. હરેકની ભિન્ન ભિન્ન ગતિ હોય છે.

ચક્રપાણિ—એક દિન એક તમારા ચરણારવિન્દ (બોલતા અધુરું)

મા—તમે આવું બધું શું કહો છો ? હું તો તમારી બચ્ચી છું. આવું શા માટે કહ્યું ? શું મારો કોઇ અપરાધ થયો છે ?

આમ વાર્તાલાપ અધૂરો મૂકીને શ્રી. ચક્રપાણિજી ચાલ્યા ગયા.

## પ્રયાગ—ત્રિવેણીતટ—અર્ધ કુંભ મેળો

તા: ૬ ફેબ્રુઆરી ૧૯૪૮–પોષ વદ ૧૨, ૨૦૦૪, શુક્રવાર

મા પેન્ડોલમાં આવીને બેઠાં છે. એક દન્ડી સન્યાસી મહાત્મા પધાર્યા છે. બીજા સન્યાસીઓ પણ આવ્યા છે. માના આગ્રહથી સ્વામીજીએ આત્મા ઉપર। ઉપદેશ કર્યો. ત્યારબાદ તે ઉપદેશ સંબન્ધમાં ચર્ચા શરૂ થતાં/ /માએ કહ્યું, "પાંચ કોષમાં એક કોષ જો ન હોય તો પૂર્ણ થાય નહિ. ત્રણ શરીરોમાં પણ એક ન હોત તો પૂર્ણ થાત નહિ."

પ્રશ્ન:—આનન્દમય કોષનો આનન્દ અને સચ્ચિદાનન્દમાં શો ફરક ?

મા—તમે લોકોએ તો આ શરીરને કાંઇ ભણાવ્યું ગણાવ્યું નથી. શું થાય ? કોષ શી વસ્તુ છે ? શામાં રહે છે ? કોષમાં જે આનન્દ છે તે સીમિત આનન્દ

છે. સચ્ચિદાનન્દ અસીમ આનન્દ છે. આનન્દ દૃષ્ટિ તો એક જ છે. એક વ્યાપક છે, એક સીમિત છે. જો તેને અસીમ કહીશું તો કોષની વાત ત્યાં નહિ રહે. જેવી રીતે શુદ્ધ જળ અને ગંદું જળ તત્ત્વતઃ એક જ છે. એકમાં આવરણ છે. એક શુદ્ધ છે. ઘડાની અંદર જે શૂન્ય છે તે સીમિત આકાશ છે. આ બંનેમાં આકાશ તો એક જ. ફક્ત ફરક એટલો જ છે કે એક સીમિત છે અને બીજું વ્યાપક છે. ગંદા જળને શુદ્ધ કરે તો શુદ્ધ જળ બહાર આવશે, ફક્ત ગંદું આવરણ જ હટી જાય છે. એક [illegible] છે. તે પરમાનંદ છે. પરમ શા માટે કહેવામાં આવે છે? કારણ તેમાં શુદ્ધ આનંદ છે. આને નિરતિશય આનંદ કહેવામાં આવે છે. શુદ્ધ જળને આત્મરૂપ માનો અને ગંદા જળને જીવાત્મા માનો. હવે તમે લોકો આના ઉપર વિચાર કરો.

પ્ર.—પરમાનંદમાં તો દ્વૈત કલ્પના રહે છે. આનાથી પરમાનંદ નથી એવું સિદ્ધ કરવાવાળું કોણ રહેશે?

મા—તમે જે ભાષામાં બોલવા જશો તે ભાષા સીમિત થઇ જશે. તે વસ્તુને ભાષાદ્વારા સમજાવી શકાતી નથી. તે મન વાણીનો વિષય નથી. જેવી રીતે જળ નિરાકાર છે અને બરફ આકારવાળો છે, પરંતુ વસ્તુ તો એક જ છે. એક દૃષ્ટિએ જોઈશું તો જણાશે કે તે મનવાણીનો વિષય છે અને નથી પણ, અને છે પણ. જો મનવાણીનો વિષય નથી એમ કહેવા જઇશું તો પણ ભાષાદોષ આવી જ જશે. કોઇ પણ પ્રકારે ભાષાદ્વારા બતાવવાનું છે.

મા—જ્યાં સુધી ભાષા, વાણીમાં વાત કરવા જશો ત્યાં સુધી આવી જશે. ભાષા તો ભાસે છે એટલે કે પાણીમાં

તરે છે. જેવી રીતે માણસ તરતો હોય ત્યારે તેનું માથું બહાર હોય છે તો તે બોલી શકે છે, પણ ડૂબકી માર્યા પછી ભાષા બંધ થઇ જાય છે. જેને જે દર્શન, અનુભવ, પ્રકાશ થાય છે તે બધું ભગવાન જ છે, ભગવાન જ છે. ભગવાન સ્વપ્રકાશ છે. જે કોઇ વ્યક્તિ જે કોઈ ભાષામાં કહેવા જશે ત્યાં ફેરફાર રહી જશે જ.

પ્ર –પોતાને પોતાની દ્વારા જાણો.

મા–જાણવું કહો કે સ્થિતિ કહો, ગમે તે ભાષાથી કહેવા જાઓ, પણ ભાષા સિવાય રસ્તો નથી.

આજે સાંજે મા દેવઘરના બાલાનંદજીના આશ્રમના મહંતશ્રી મોહનાનંદજી અને ભક્તોની સાથે નૌકા વિહાર કરવા ઊપડયા. આશરે ૧૦૦ થી ૧૨૫ ભક્તો સાથે હતા. છ નૌકાઓ ભાડે કરવામાં આવી હતી. બધાંની આંખો માના ઉપર જ કેન્દ્રિત થઈ રહી છે. સૌ પોતપોતાના નાવિકને પોતાની નાવ માની નાવ પાસે રાખવા આગ્રહ કરે છે. અહા ! કેટલું સૌંદર્ય ! યમુનાના નીલ જળ ઉપર આ બધાં નાવડાં ખૂબ જ ધીરે ધીરે આવી રહ્યા છે. એમ લાગે છે કે નાવડા જાણે સ્થિર જ ઊભાં છે ! શ્રીરામ જયરામ જય જયરામનું કીર્તન ચાલે છે. માના મુખ ઉપર સુંદર હાસ્ય શોભી રહ્યું છે ! આનું વર્ણન કરવું મુશ્કેલ છે. ધીરે ધીરે નાવડાં ત્રિવેણી સંગમ ઉપર પહોંચ્યાં. બધાંના મુખ ઉપર હાસ્યનો ભાવ છે. સંગમ ઉપરથી પાણી લઇને સૌએ પોતપોતાને છાંટયાં.

સાંજના ૭–૧૦ થયા છે. મા પેન્ડોલમાં આવીને બેઠાં છે. બધા ચુપચાપ માના તરફ દ્દષ્ટિ કરીને બેઠા છે.

એક ભાઈએ કહ્યું, " બધાં ચુપચાપ કેમ બેઠા છે ? કોઈ પ્રશ્ન પણ આજ પૂછતું નથી. "

મા—બધા પાસ થઈ ગયા છે.

આમ વાતો ચાલતી હતી તેવામાં ડૉ. પન્નાલાલ તેમના મિત્રોને લઇને મા પાસે આવ્યા. માની પાસે તેમણે તેમનો પરિચય કરાવ્યો. મા હસી રહી છે. એક ભાઈએ માને પ્રશ્ન કર્યોઃ " મા દુનિયામાં બહુ દુઃખ છે. કુંભ-મેળામાં પણ કેટલાંયે લંગડાં, કાણાં આવ્યાં છે. તમારાથી આ બધું દુઃખ જોયું કેવી રીતે જાય છે ?"

મા–(હસી રહી છે) હું તો નાની બાળકો છું શું જવાબ આપું ? આમાં એક વાત છે. જો દુઃખ જોવાય તો તો દુઃખની અનુભૂતિ થાય છે, પરંતુ અહિં તો વાત એવી છે કે દુઃખને જોઈ શકાતું જ નથી. જો દુઃખને દુઃખ તરીકે જોવાતાં હોય તો તો દુઃખનું સુખમાં પરિણામ આવી જાય છે. બીજી વાત એવી છે કે દુઃખ જોઇને દુઃખસ્વરૂપ બની જવું. દુઃખનું જો વાસ્તવિકરૂપ દેખાય તો તો દુઃખ નથી રહેતું. આ બધાં ભગવાનના જ રૂપો છે. દરેક ગુણમાં, દરેક ભાષામાં તેનો પ્રકાશ છે. ખેલને માટે જ ભગવાને પોતાને આ રૂપમાં રાખ્યો છે. ભગવાનની લીલા છે! આવી રીતે જોવાથી શું થશે ? જે પહેલાં બોલાયું હતું તેવું પછીથી નહિ બોલાય. હું તો યંત્ર છું. જેવી રીતે જેને બજાવવુ હોય તે બજાવી લે. જેનો સારો પગ છે તે લંગડો થઈને આવે છે. જે ધનિક છે તે ગરીબ થઈને આવે છે.

પ્ર.–જે લૂલા લંગડાઓ આવે છે તે શું ભગવાનના ખેલો છે?

મા–જેઓ સારા છે તેઓ લંગડા બને તો દુઃખ થશે જ. જેવી રીતે તમે બહુરૂપી થઈને ખેલ કરો છો, ~~કેટલો એ વાર્નિશ લગાવીને ખેલ કરો~~ છો. જ્યાં સુધી ખેલો છો ત્યાં સુધી આનંદ આવે છે.

મા–( અન્ય કથા પ્રસંગે ) દુનિયામાં જોશો તો માલૂમ પડશે કે બહેનો સુંદર સાડીઓ, સોનાનાં ઘરેણાં વગેરે પહેરે છે. સોનારૂપાનાં કેટલાં ભારે ઘરેણાં કાન, હાથ, નાકમાં છે, છતાં તેઓને ભાર નથી લાગતો. તેઓને તેમાં આનંદ આવે છે. આનંદ આવે છે તેથી ભાર લાગતો નથી. ખરું પૂછો તો સાચું ઘરેણું ભક્તિ છે. જે ભક્તિ-ભાવથી મગ્ન થઈ જાય છે તે જ સાચો અલંકાર છે. ભગવાનની પ્રાપ્તિ વિના આનંદ મળતો નથી. ભગવાનનો સારો ય તત્ત્વ પ્રકાશ થાય તે માટે જ સાધના મળે છે. વેદાંત મતે एक ब्रह्म द्वितीयो नास्ति છે. બસ સર્વ રૂપે ભગવાન જ છે! ભગવાન જ છે! ભગવાન જ છે! આજે દુઃખ છે, કાલે તે દુઃખ રહેતું નથી. દુઃખ તો ક્ષણિક આવ્યું હતું, તે આવ્યું, ચાલ્યું ગયું. મામલો ફક્ત આ જ છે. આગળ પણ વેદાંત એદાંત છે. અંતમાં દાંત પડી જાય છે. ફક્ત વચમાં જ દાંત હોય છે. એટલે જ આ દાંતોને લઈને બધી ગરબડ છે. આથી જ બધું દુઃખ અને દર્દ થાય છે. જેને દાંત હોતા નથી તેને કષ્ટ કેવી રીતે થાય? દુઃખની વાત જ ત્યાં નથી હોતી. જ્યાં एक ब्रह्म द्वितीयो नास्ति ત્યાં દુઃખ કેવી રીતે રહે? જો તે કષ્ટ દેખે તો

પણ તે કહે છે, "હે ભગવાન આં બધા તારા ખેલો છે. તું જ આ રૂપમાં બન્યો છે. તું જ ભિન્ન ભિન્ન રૂપે સર્વત્ર બિરાજી રહ્યો છે."

પ્ર.–તત્ત્વ જાણવાવાળા ગુરુઓ બહુ જ થોડા મળતા હોય છે.

મા–તત્ત્વ જાણવાવાળા થોડા હોય છે. દુઃખ માથે ઓઢીને દુઃખ નિવારણ કરવા કોણ જાય છે? તે ભગવાન જ છે. જેવી રીતે કોઈ પડી ગયું હોય અને કોઈ આવીને ઉઠાવી લે છે. જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી તેવી દૃષ્ટિ રહેશે. જ્યારે તત્ દૃષ્ટિ એટલે કે ભગવત્ દૃષ્ટિ થઈ જાય ત્યારે તો પ્રશ્ન જ નથી ઊઠતો. આ શરીરની વાતને તો છોડી દો. એક માત્ર ગુરુ જ સાફ કરી શકે છે. દુનિયામાં જે મૂર્ખ હોય છે તેને ગુરુ એમ. એ. પાસ કરાવી દે છે. આ શરીરની વાત છોડી દો.

પ્ર.–ભગવાનનો આ ખેલ બહુ બહુ તો એક કલાકનો હોવો જોઈએ. અહિં તો આખા જીવનનો પ્રશ્ન છે.

મા–બ્રહ્માનો એક દિન કોને કહેવાય તે જાણો છો? પિતાજી, તમે કહો.

એક ભાઈ–બ્રહ્માનું એક મુહૂર્ત એટલે આપણાં ૬૦૦૦૦ વર્ષ.

મા–સૂર્યનું વર્ષ સમજી લો. (મા ખૂબ હસી રહી છે)

પ્ર.–મા આયુષ્ય તો સર્વનું નિર્ધારિત થઈ જાય છે. કેવી રીતે થતું હશે? શ્વાસ ઉપર ગણતરી હશે?

મા–જેવી રીતે ગણવું હોય તેવી રીતે ગણો. શ્વાસથી પણ ગણતા હોય છે કે, આ શરીરમાં આટલો શ્વાસ ચાલશે,

શ્વાસ નિર્દિષ્ટ હોય છે. પૂર્વ સંસ્કારથી જે કંઈ કર્યું છે તે બધું મળશે.

એવામાં એક ભાઇ આવી માને પ્રણામ કરે છે. મા તેને હાર પહેરાવે છે અને કહે છે, " ભગવાનના શ્રીચરણે તમારા શિરને જોડી રાખજો. "// ૨૭/૧૦/૭૩

(૭૭) પ્ર.–પુરુષાર્થ અથવા ગુરુશકિતમાં કોણ વધારે ફળદાયક છે?

મા–પુરુષાર્થ એટલે શું?

પ્ર.–પોતાની ઇચ્છા પ્રમાણે કરવું.

મા–તમારી પોતાની ઇચ્છાના શું તમે માલિક છો? પ્રાણ જાગે છે કયાંથી? શું તમે એમ માનો છો કે હું બરાબર રીતે, શું યોગ્ય છે કે અયોગ્ય છે તે નક્કી કરીશ? ગુરુની શી જરૂર છે? પુરુષાર્થનો અર્થ તમે જાણો છો? પરમ પુરુષ ભગવાનને મેળવવા માટે જે પ્રયત્ન તેને પુરુષાર્થ કહેવામાં આવે છે. ગુરુની જરૂરિયાત છે. ગુરુ-કૃપા વિના કંઈ છે જ નહિ. ગુરુકૃપા વિના આપણે કંઈ જ નથી કરી શકતા. જેઓ કર્મ કરતાં કરતાં એમ માને છે કે અમો પુરુષાર્થથી કરી રહ્યાં છીએ તેઓ સાચે જ ગુરુશકિતથી કરી રહ્યા હોય છે.

એક જાતનું એક કર્મ છે કે જેમાં કોઈ લેવાવાળો અને દેવાવાળો હોય છે. હું કરી રહ્યો છું, મારે વાંચવું પડશે, નહિતર પાસ નહિ થવાય. આવા રૂપમાં પણ કર્મનો પ્રકાશ થાય છે. ધ્યાન કરવું એટલે પોતાની પ્રાપ્તિ કરવી. આવરણને હટાવવા માટે ધ્યાન કરવું પડે છે. આથી દુનિયાના આકર્ષણોમાં વિરાગ ઉત્પન્ન થાય //

છે. વિરાગથી આવરણ આખ થઈ જાય છે. વિરાગ ઉપર પણ વૈરાગ્ય થઇ જાય છે. આથી શું થશે ? તેને સમજાવવા માટે ભાષા નથી. પ્રભુભકિત અને ભગવત્‌કૃપાથી વાસનાઓ ગળી જાય છે. જેવી રીતે જ્ઞાવાગ્નિ જલાવી દે છે, તેવી રીતે ગુરુકૃપા, ભકિતરસ ગાળી નાખે છે. ગળાવી દેવું અને જલાવી દેવું શું છે ? ગળાવી દેવાથી શું થશે ? દુનિંયાની વાસનાઓ જે દુઃખદાયક છે તે બધી ગળી જાય છે. આમાંથી પૂર્ણાંગ જીવન તૈયાર થાય છે. જલાવી દેવાથી આવરણ વિનાનો પ્રકાશ થઈ જાય છે. આનાથી શું થાય છે ? પોતાની પ્રાપ્તિ એટલે કે સ્વરૂપ સાક્ષાત્કાર. તમે ભલે આત્મરૂપે પ્રાપ્તિ કરો અથવા દાસરૂપમાં મેળવો. મને એક સુંદર વાર્તા યાદ આવી છે. તેનું નામ છે "ઘડાની આત્મકથા." એક મહાત્માએ ઘડામાં મંત્ર મારીને પ્રાણપ્રતિષ્ઠા કરી. પ્રાણપ્રતિષ્ઠા થતાં જ ઘડો બોલવા લાગ્યો. તેણે પોતાની આત્મકથા સુંદર રીતે કહી બતાવી: "હું પહેલાં જંગલમાં કાદવકીચડમાં માટી રૂપે પડયો હતો. ત્યાં એક ભાઈએ આવીને મને પાવડા મારવા માંડયા. મને ખૂબ જ દુઃખ થતું હતું. પાવડાથી કાપ્યા બાદ મને ગાડામાં બેસાડીને તે ઘેર લઈ ગયો. મેં ધાર્યું હતું કે હવે મને શાંતિ મળશે. પરંતુ મારું કમનસીબ ! શું થાય ? બીજે દિવસે તેણે મને લાકડીથી ખૂબ પીટયો. હાય, હાય, મારા ભુક્કા કરી નાખ્યા. હું તો હેરાન થઈ ગયો. મને થયું આટલો માર પછી હવે શાંતિથી રહેવા દેશે.. ત્રીજે દિવસે તેણે તો મારા ઉપર ખૂબ પાણી રેડવા માંડયું, અને તે પગથી મને રગદોળવા માંડયો. ખુબ દુઃખ થયું દુઃખ સહન કર્યે જ છૂટકો ! શાન્તિથી

આશા રાખીને બેઠો. એટલામાં તો કુંભારે આવીને મને ચાકડા ઉપર ચઢાવ્યો અને પરિણામે મને ઘડારૂપે તૈયાર કરવામાં આવ્યો. મેં વિચાર્યું કે હવે હું તો તૈયાર થઈ ગયો છું. નિરાંતે જંપવા દેશે. પરંતુ તે પણ ખોટો નીકળ્યો. મને તો ધૂમ તડકામાં બેસાડી દીધો. હેરાન પરેશાન થઈ ગયો. આ દુઃખ મટે એટલા માટે તો પેલા ક્રૂર કુંભારે મને સળગતી ધખધખતી આગમાં બેસાડી દીધો. મારા દુઃખનો પાર જ રહ્યો નહિ. છેવટે આ અગ્નિપરીક્ષામાંથી પણ મહા મુસીબતે નીકળ્યો. મેં ધાર્યું કે આણે આટઆટલાં દુઃખ આપ્યાં, હવે કાંઈ સુખ આપશે. મારો તો રંગ જ બદલાઈ ગયો. હું તો ભર બજારે વટબંધ બેસવા માંડયો. ગ્રાહક આવતા જાય અને મને આંગળી વડે ટપલા મારતા જાય. ટપલા ખાતાં ખાતાં હું તો થાકી ગયો. ત્યાં તો ભગવાનની કૃપા મારા ઉપર ઊતરી અને બજારમાંથી આ મહાત્માજીના ઘરમાં આવીને બેઠો. મારામાં ગંગાજળ ભર્યું અને મહાત્માજીએ મારામાં પ્રાણ મૂકયો એટલે મારી આપવીતી મેં તમને કહી સંભળાવી." જયારે બિલકુલ પાકો થઈ જાય ત્યારે ગંગાજળ અંદર ભરાય છે. અને સ્વયં બોલવું શરૂ કરે છે. દેખો, બાળકનો જન્મ થાય છે તો તમે આનંદ કરો છો. બાળકના મૃત્યુથી તમે દુઃખી થાઓ છો// જયાં સુધી સાચો આત્માનંદ, ભગવત્ આનંદ, સચ્ચિદાનંદ ન મળે ત્યાં સુધી આમ રહેશે. દુનિયા એટલે દો. એટલે કે દ્વૈતને લઈને જ દુનિયા. એકદમ ત્યાગ તમારાથી સહન નહિ થાય. ત્યાગ અને ભોગ લઈને ચાલો. થોડા દિવસ ત્યાગ કરવા જતાં જો આંતરિક અવસ્થા સારી નહિ રહે તો પછીથી બેગણા ભોગમાં

પડી જશો. માટે ત્યાગને જ ભોગ બનાવો. ભોગને દોસ્ત બનાવી દો. મનને સમજાવવું કે ચાલ આજે આટલો ત્યાગ કરી દે, પછી તને થોડો ભોગ આપીશું. આમ કરતાં કરતાં કોઈ કોઈને ત્યાગભાવ આવી જાય છે. જે થવાનું હશે તે થશે, એમ સમજીને છોડી દેશો તો નહિ થાય. એક છે નિયમનનો રસ્તો. આગળ જતાં એટલે કે સાધનાની ઊંચી અવસ્થાએ પહોંચ્યા બાદ ત્યાગભોગનો પ્રશ્ન જ નથી રહેતો.

પ્ર.–ઘડો તો કુંભાર ઠીક કરે છે.

મા–તમે યંત્રરૂપ બનો અને ભગવાનના હાથમાં તમારી જાતને છોડી દો. તે જે કહે તે કરો. તમારી જાતને, તમારા નાનકડા અહંકારને તેનામાં અર્પણ કરી દો.

પ્ર.–અહંકાર કેવી રીતે છૂટે ?

મા–(૧) વેદાંત દૃષ્ટિથી: હું આત્મા છું, આમાં અહંકારને ડૂબાવી દો.

(૨) દ્વૈત દૃષ્ટિથી: હે ભગવાન, તું પૂર્ણ છે અને હું અંશ છું.

(૩) હે પ્રભુ ! તું માલિક છે અને હું દાસ છું.

પ્ર.–શું ફક્ત મનથી આમ વિચારવાથી જ થઈ જશે ?

મા–જો ભગવાન પૂર્ણ છે અને આપણે અંશ છીએ તો જે થવાનું હશે તે આપોઆપ થઈ જશે. આ રસ્તામાં તો પોતપોતાના ગુરુદેવ જેમ કહે તે પ્રમાણે ચાલવું જોઈએ.// ૫-૩-૭૪

(૬૯) પ્ર.–જેને ગુરુપ્રાપ્તિ ન થઇ હોય તે શું કરે ?

મા–તે જપ કરે, ધ્યાન કરે, ભગવાનનું નામ રટયા કરે. કોઈને કોઈ સાકાર રૂપ ધ્યાન સારું લાગતું નથી.

તું કોણ છે? હું કોણ છું? આવા વિચારો લઈને સ્થિર બેસીને વિચારો. જેટલું વધારે બેસી શકો તેટલું સારું. 'હું કોણ છું' આ ચિંતન કરો. શરીરને પણ શૂન્ય કરી દો. શરીરને જડ ન થવા દેતા. 'હું' રહેવું જોઈએ. 'હું' થી જ 'હું' ને મેળવવાનું છે. 'હું' ની સત્તા રહેવી જોઈએ. આમ રાખીને સ્થિર થઇને બેસી જાઓ. જેઓ ભગવાનના રૂપગુણનું ધ્યાન ધરે તેઓ ભગવાનનાં નામ, જપ, ધ્યાન બધું તેના ચરણમાં સોંપે. હાથે કામ કરો અને મનમાં તેનો જપ કરો. (એક બહેન સ્વેટર ગૂંથતાં હતાં તેના પ્રત્યે જોઈને) કામ કરતી વખતે ભગવાનનું નામ લેતાં જશો તો તમારા સ્વેટરના દરેક ટાંકામાં તેનું નામ રહી જશે. ભગવાનની પ્રાપ્તિ માટેનાં કર્મો ખૂબ કર્યા કરો. બધાં કર્મો ભગવાનને અર્પણ કરો. રોટલી, દાળ, જે કાંઇ બનાવો છો તે ફક્ત જીભ માટે જ ન બનાવો. જે કાંઈ બનાવો તે ભગવાનને માટે બનાવો. રસોઈ થઇ ગયા પછી પ્રથમ ભગવાનને ભોગ ધરાવો. સવારે જ્યારે નિદ્રામાંથી ઊઠો ત્યારે પ્રથમ ભગવાનને પ્રણામ કરો અને પ્રાર્થના કરો કે, 'હે ભગવાન, આખાયે દિવસમાં તારે જે કાર્યો કરાવવાં હોય તે કરાવી લેજે. હું તો યંત્ર છું. બધાં કાર્યો તારાં ચરણમાં અર્પણ કરું છું. હે ભગવાન, તું શુદ્ધ કાર્યો મારી પાસે કરાવી લેજે." રાત્રે સૂતાં પહેલાં ભગવાનને પ્રાર્થના કરવી અને આખાયે દિવસનાં બધાં કર્મો ભગવાનના શ્રીચરણે અર્પણ કરવાં. તથા રાત્રે સૂતી વખતે એવી ધારણા કરજો કે જાણે તમે ભગવાનની ગોદમાં સૂઈ રહ્યા છો. આવી રીતે આખા દિવસમાં સારા કામો કર્યા કરો. જો તમે ખરાબ કામો નહિ કરો તો તમે જરૂરથી

બદલાઈ જશો. ગંદા પાણીમાંથી જેટલો મેલ નીકળી જશે તેટલું પાણી સાફ થઈ જશે.

પ્રશ્ન—ગુરુના આદેશપાલનનું કામ તો મુશ્કેલ છે.

મા—તમારામાં જેટલી શક્તિ છે તે બધી કામમાં લગાવી દો. બાકીનું જે થવાનું હશે તે આપોઆપ થતું જશે. ગુરુના આદેશનું પાલન કરવાની કોશિષ કરવી જોઈએ. જો કોઈ સારો ઉપદેશ સાંભળો તો સમજવું જોઈએ કે ગુરુકૃપાથી આવો સુંદર ઉપદેશ સાંભળવાનો સંયોગ મળ્યો. જગતગુરુ આપણા ગુરુ છે.

પ્રશ્ન—ભાવનાઓ અધૂરી રહી ગઈ હોય અને મૃત્યુ થાય તો શું થાય ?

મા—બીજા જન્મમાં ભાવનાઓ પૂરી થાય છે. દુનિયામાં કહેવાય છે કે વાસનાઓને પૂરી કરવા માટે ફરીથી જન્મ લેવો પડે છે. એટલા માટે જ કહેવાય છે કે જે ભાવના ઉત્પન્ન થાય તેની પાછળ કંઈ કારણ જરૂર હોય છે જ. મનમાં ઈચ્છા થઈ કે લગ્ન કરવું છે. લગ્ન કર્યું. બાળબચ્ચાં થઈ ગયાં. તમે મનમાં કલ્પના કરી કે મારે વિદ્વાન થવું છે અને વિદ્વાન થઈ ગયા. આમ કોઈ ડોકટર, કોઈ એન્જિનિયર થઈ જાય છે. આ દૃષ્ટિથી જ દુનિયાની ઉત્પત્તિ થાય છે. દુનિયામાં જન્મ લઈને એક ભગવાનને લઈને જ રહો. આખી દુનિયા એકમાત્ર ભગવાનનું જ કુટુંબ છે. તમારા મનને ભગવત્ ચિંતનમાં જોડો. મનની કલ્પનાથી સારો દુનિયાના વ્યવહાર કરો છો અને ભગવાનની વેળા આવે છે, ત્યારે તમે કહો છો ભગવાન તો કલ્પના છે. તમે બાગની કલ્પના કરી ને બાગ તૈયાર થઈ

ગયો. તમારી કલ્પનાથી ત્રિવેણીમાં અહિં તંબૂ તૈયાર થઈ ગયો. આ બધામાં કલ્પનાશક્તિ છૂપાયેલી છે. જે વસ્તુ બનતી નથી તે કદી નકામી નથી જતી. જેવું વાવશો તેવું લણશો. તમે કોઈ વખત કોઈ વસ્તુની આશા કરો છો, પરંતુ મળતી નથી, તેનું કારણ તમે કોઈની આશા ભાંગી હશે. ભગવાનના રાજ્યમાં કદી અન્યાય થતો નથી. તમારામાં જે શક્તિ છે તે ભગવાનની સેવામાં જોડો. તમારામાં જેટલી કલ્પનાઓ અને ભાવનાઓ આવશે તે પ્રાપ્ત થશે. જો તે પહેલાં મૃત્યુ થઈ જાય તો બીજા જન્મમાં શરૂ થશે. તમે જે કરશો તે બધું ભગવાન પોટલીમાં બંધ કરીને રાખી મૂકશે.

પ્ર.—પોટલી ભૂલમાં બીજાની પાસે ચાલી જાય તો ?

મા—ભગવાનના રાજ્યમાં એવું થતું નથી. તેના રાજ્યમાં અન્યાય છે જ નહિ. કોઈની ચીજ કોઈની પાસે જતી નથી રહેતી. જેવી રીતે તમે તમારાં બાળકોનાં જુદાં જુદાં કપડાં રાખો છો, તેવી રીતે ભગવાન પણ પોટલીઓ જુદી જુદી રાખે છે.//૨૩।૭।૭૪

(૬४) પ્ર.—બાળકોની ઉપમા બરોબર નથી, કારણ બાળકો તો કપડાં બદલી લે છે.

મા— સાંભળો, તમારો હિસ્સો જેટલો હશે તેટલો જરૂર મળશે જ. જેનો જેટલો હિસ્સો હશે તેને તેટલો મળશે જ. જેટલું કમાશો તેટલું જરૂર મળશે જ.

પ્ર.—પોતપોતાની શકિત કામમાં લાવવી જોઈએ.

મા—તમે શક્તિ ક્યાંથી લાવ્યા ?

પ્ર.—માનો કે ભગવાને આપી.

મા–ભગવાનની ચીજ જ ભગવાનને આપવાની છે. તેની ચીજ તેને સોંપતા નથી એટલે દુઃખી થાઓ છો. તમે ભગવાનના થઇ જાઓ, ત્યારે આનંદ આનંદ આનંદ.

ડૉ.પન્નાલાલ–અમને મા પણ જોઇએ છે અને ચાકુ પણ જોઇએ છે. (એટલે કે ભગવાનની પણ જરૂર છે અને સાંસારિક વસ્તુઓની પણ જરૂર છે.)

મા–(હસે છે) ડોકટર (ગુરુ)ની પાસે ઈન્જેકશન લેવું જોઈએ. આટલા માટેજ વૃક્ષની તળે બેસવું જોઇએ. (સત્સંગ કરવો જોઇએ. મહાત્માઓના ચરણ આશ્રયે બેસવું જોઈએ.)

પ્ર–વૃક્ષને ઓળખવું કેવી રીતે? (વૃક્ષ=મહાત્મા)

મા–એની ઓળખ છે. જ્યાં ઝાડની હેઠળ ગયા ત્યાં ઠંડક લાગે છે. ઠંડીમાં ગરમ લાગે છે અને ગરમીમાં ઠંડક લાગે છે. ખૂબ સુંદર વૃક્ષની તળે બેસી જાઓ. અને જો સંશય જાગે તો તેમને પૂછી જુઓ.

પ્ર.–તમે ઉપર જે સદ્‌ગુરુની વાત કહી તેવા સદ્‌ગુરુ મળવા દુર્લભ છે. કરોડમાં પણ એકાદ મળતા હોય છે.

મા–કોટિમાં ગોટી મળે છે. ભગવાન સર્વરૂપે પ્રકાશે છે. વિશ્વાસ રાખીને ગોપીઆનંદ કહેતાં કહેતાં એક ભક્તનું કામ થઈ ગયું.

મા–કોઈ એક વ્યક્તિને સાધનભજન કરતાં કરતાં ધ્યાનમાં કોઇ સુંદર મહાત્માનાં દર્શન થતાં હતાં. આવાં દર્શન થાય ત્યારે મનમાં વિચારવું જોઇએ કે, હે ભગવાન તું જ આ રૂપે આવ્યો છે. તમે તમારું લક્ષ્ય છોડી દેતાં નહિ. મૂળમાં પ્રાણના ઠાકુર તો ભગવાન જ છે. તેની માર-ફતે ભલે જગતનાં વિધવિધ રૂપો તમારી સામે આવે.

કૃષ્ણની અંદર તો સારુંયે વિશ્વ બ્રહ્માંડ રહ્યું છે. તમે ખરાબ વિચારો રાખતા નહિ. જે દર્શન થાય તે દર્શનને ઉચ્ચ સ્થાન દેજો. બધામાં ભગવત્ રૂપને જોવા પ્રયત્ન કરજો. આખાયે વિશ્વ બ્રહ્માંડમાં વિષ્ણુ, દુર્ગા, કાલી આ બધું એક જ છે. મલિન ભાવને અંદર આવવા નહિ દેતા. સર્વ સમયે ઉજ્જવલ ભાવને રાખવા પ્રયત્ન કરજો. ગુરુનો ઉપદેશ માનજો. જો કોઇ અન્ય મૂર્તિનું દર્શન થાય તો માનજો કે આ સ્વયં ગુરુદેવ જ છે. પોતાના ગુરુદેવને વિશ્વ બ્રહ્માંડનું રૂપ માનો. અનંતરૂપે તેનાં દર્શન થાય ત્યારે જ પ્રાપ્તિ થાય છે.

પ્ર.—મારા ગુરુદેવનો તો દેહાંત થઇ ગયો છે.

મા—તમે મૃત્યુ જુઓ છો. મને લાગે છે કે આમાં તમારાં ચશ્માંનો દોષ છે.

પન્નાલાલ—તમે એવાં ચશ્માં આપો, જેથી ગુરુદેવનાં દર્શન થાય.

મા—જ્યાં સુધી તમારો ઉદ્ધાર ન થાય ત્યાં સુધી ગુરુ તમને છોડતા નથી. શાસ્ત્રમાં શું શું લખ્યું છે તે તો તમે જાણો છો. તમે લોકો સ્નેહ કરીને મને સંભળાવો છો.

પ્ર.—જ્યારે મૌન હોય ત્યારે ભગવન્નામ ન લેવું જોઇએ ?

મા—કોઇ કોઇ મૌનમાં પણ ચંડીપાઠ, ગીતાપાઠ કરે છે. ભગવન્નામ પણ કરે છે.

પ્રશ્ન— ગુરુ તો ચાલ્યા ગયા. બીજા આવ્યા. બીજા કેવી રીતે પૂર્તિ કરશે ?

મા— ગુરુ બીજા થઇ શકે જ નહિ. ગુરુ તો હૃદયમાં રહી જાય છે. જ્યાં સુધી દેહાત્મબુદ્ધિ રહે છે ત્યાં સુધી ગુરુ દૂર રહે છે.

પ્રશ્ન—ગુરુના દેહાંત પછી સ્મૃતિ ઝાંખી થઇ જાય છે.

મા—જો હૃદયમાં સારી રીતે ગુરુની પ્રતિષ્ઠા થઇ ગઈ હોય તો સ્મૃતિ ફિક્કી નથી પડતી. કોઇ મહાત્માના મિલનથી જો તમારામાં ગુરુની સ્મૃતિ થઇ આવે તો તેની પાસે જવું, તેનો ઉપદેશ લેવો. પહેલાં એક વાર ગુરુ કર્યા પછી જો કંઈ લાભ થાય તો સમજવું જોઇએ કે બન્ને ગુરુઓની સાથે કંઇક યોગાયોગ હતો. એક વાર લગ્ન થયા પછી બીજું લગ્ન થતું નથી.

પ્રશ્ન—ઉપદેશ જામી જાય છે.

મા—ઉપદેશ, ગુરુ આદેશનું પાલન કરો. જો તમને મંત્ર મળ્યો હોય તો મંત્ર રૂપે તે તમારી પાસે છે જ. તેમના આદેશનું પાલન કરવું જોઇએ. કોઇ કોઇ વ્યક્તિને મંત્ર લીધા પછી ગુરુનો દેહાંત થઈ જાય પરંતુ તેના મંત્રથી જ કામ થઇ જાય છે. //૮-૮-૧૯૭૪

(૭૦) પ્ર.—એકથી વધારે ગુરુ કરવા જોઈએ ?

મા—કૂવો ખોદવો હોય તો એક જગ્યાએ ખોદો તો જ પાણી નીકળે. રોજ જુદી જુદી જગ્યાએ ખોદવા જાઓ તો પાણી ન નીકળી શકે. દત્તાત્રેયે ૨૪ ગુરુ કર્યા હતા. બધાંને માટે એક જ રસ્તો નથી હોતો. એક વાત ખાસ ખ્યાલમાં રાખજો કે ગુરુનું આદેશપાલન જરૂર કરવું જ જોઇએ. પછી ભલે શરીર રહે કે ન રહે. એકનિષ્ઠ થવું જોઇએ. એકનિષ્ઠ થયા વિના કેવી રીતે કામ થશે ? જ્યાં જાઓ ત્યાં વિચારો કે આ બધું તો મારા ગુરુનું જ છે. આ ભાવ આપ મેળે જ પ્રકટ થતો હોય છે. જે મહાત્મા પાસેથી અનુકૂળ ઉપદેશ મળે તે પ્રમાણે તેનું પાલન કરવું જોઇએ. પરંતુ જો તમારા ગુરુથી પ્રતિકૂળ ઉપદેશ મળે

તો તેમ ન કરવું જોઇએ. ત્યાં જવું પણ ન જોઇએ. તેથી અનિષ્ટ થાય છે.//જેનાથી અનિષ્ટ નથી તે જ ઇષ્ટ છે. જ્યાં જ્યાં સત્ કથા ઉપદેશ, ત્યાં ત્યાં સમજવું જોઇએ કે, હું સદ્‌ગુરુનો આશ્રિત છું, તથા તેમની કૃપા છે એટલે આવો સુયોગ મળે છે. આ બધું ગુરુ તરફથી જ મળે છે. જગતની બધી વસ્તુઓમાં પોતાના ગુરુને અથવા ઇષ્ટને જોવા પ્રયત્ન કરો. ગુરુના આદેશનું પાલન કરો.

પ્ર.–દીક્ષા લીધા બાદ જો ગુરુનો દેહાંત થઈ જાય અને ત્યાર બાદ તેમની મુક્તિ થઇ જાય તો શું તેઓને અમારા સંસ્કાર માટે પાછું આવવું પડે ?

મા:–જો ગુરુની મુક્તિ સમજો તો શું થશે ? કયા રસ્તે તે તમને મદદ કરતા હોય છે, તેની તમને ખબર નહિ પડે. તમારા ગુરુ જ સર્વ છે. કયા રૂપે કઇ રીતે તમને તેઓશ્રી ભગવાન પાસે લઈ જશે તેની અત્યારે તમને સમજણ નહિ પડે. તમે દર્શન માટે ઇચ્છા રાખો. દેખો, કયા ભાવથી, કયા રૂપે આવીને તમને તૃપ્ત કરી જાય છે.

## પ્રયાગ–ત્રિવેણી તટે–અર્ધ કુંભમેળો

તા. ૭ ફેબ્રુઆરી ૧૯૪૮–પોષ વદ ૧૩, ૨૦૦૪, શનિવાર.

સવારમાં પેન્ડોલમાં પાઠ ચાલી રહ્યો છે. મા આવીને બેઠાં છે. માનો દરબાર ભક્તોથી ભરાયો છે. પાઠ બાદ એક ભક્તે પ્રશ્ન કર્યો: "મન ઉપર કાબૂ કેવી રીતે આવે ?"

મા:–મનરૂપી બાળકની સેવા કરો. સેવા કરવાથી મનને શાન્ત પડવાની આદત પડી જશે.

પ્ર.–મન જે કહે તે કરવું જોઇએ ?

મા:-તમે બાળક જે પ્રમાણે કહે તે પ્રમાણે કરો છો ? બાળકને ધીરે ધીરે સમજાવીને કામ લેવાય છે. ખ્યાલ રાખો કે પિતામાતા બાળકને કાબૂમાં રાખવા માટે સત્સંગ એટલે કે સારી સોબતમાં રાખે છે. બાળકને સારું સારું ખાવાનું આપજો. સારી સોબતમાં રાખજો તો બાળક ભણવામાં મન પરોવશે. મનનું શુદ્ધ ભોજન-સત્સંગ અને જ્યાં સુધી કરી શકો ત્યાં સુધીનું ભગવત્‌સ્મરણ. ભગવત્‌સ્મરણમાં વધારે સમય આપો. જપ, ધ્યાન, મહાપુરુષનો સત્સંગ, પૂજા, સ્તોત્ર, સ્તવન, મંત્ર ગમે તે ઉપાયે મનને ખોરાક આપો એટલે મન જ્યાં ત્યાં ભટકતું બંધ થઇ જશે. જેવી રીતે બાળકને રમકડાં આપે તો તો તે બીજી વસ્તુઓ ભૂલી જઇને રમવામાં પડી જાય છે, તેવી રીતે મનને કોઇક એક પવિત્ર કર્મમાં રોકી રાખો. જે અહંબુદ્ધિથી તમે કામ કરો છો તે જ બુદ્ધિ અને શક્તિને ભગવાનના કામમાં લગાવો. તમારી કુવાસનાઓ ચાલી જશે, આવી રીતે મનરૂપી બાળકની સેવા કરો.

પ્ર.-મારામાં ક્રોધ વધારે છે. શું કરવું જોઈએ ?

મા:-તમે ભગવાનનું ભજન કરશો તો ક્રોધ ભાગી જશે, બિચારો ઠંડો પડી જશે. મનુષ્યમાં જ્યારે ક્રોધ આવે ત્યારે તે તેમાં મસ્ત થઇ જાય છે, શરીર લાલઘૂમ થઇ જાય છે. સુંદર દૂધની બનાવેલી ખીરમાં ઝેરનાં થોડાં ટીપાં નાખો તો ખીર ખરાબ થઇ જશે. ક્રોધથી આપણો ક્ષય થાય છે. એક મા પોતાના બાળકને ધવરાવતી હતી તે સમયે ઓચિંતો તેને ક્રોધ થયો, આથી બાળક દૂધ પીતાં પીતાં મરી ગયું. ક્રોધથી બાળકની માતાનું દૂધ

વિષમાં બદલાઇ ગયું. ક્રોધ એટલે મૃત્યુ અને મૃત્યુનો આશરો ન લેવો જોઇએ. ક્રોધ ઝેર છે, ક્રોધ પાપને જ મારે છે. જેની તમે નિંદા કરવા જશો અથવા જેના પર ક્રોધ કરવા જશો તેનાં પાપો તમારી પાસે આવી જશે આનાથી શો ફાયદો? પાપનો હિસ્સો શા માટે લેવા જાઓ છો? જે કામ કરવાથી પાપનો ક્ષય થઇ જાય તેવાં કામો કરો. ક્રોધ સાથે મિત્રતા કદી કરવી જ નહિ.

પ્ર.–ક્રોધ દૂર કરવા માટે શો ઉપાય છે?

મા:–વૃક્ષ કોહાવા માંડે ત્યારે શું કરો છો? તમે તેના મૂળમાં પાણી રેડો છો. તમને જ્યારે કમજોરી લાગે ત્યારે આખા શરીરને તમે ખવરાવો છો? તમારામાં જે ક્રોધ છે તે દુર્બુદ્ધિને લીધે છે.

પ્ર.–ક્રોધ દૂર કરવાની શકિત કેવી રીતે આવે?

મા:–શકિત કેવી રીતે આવે? ગુરુનું આદેશ પાલન કરો. સત્સંગ કરો. હરસમયે એવો ખ્યાલ કરવો જોઇએ. જ્યારે ક્રોધ આવે ત્યારે વિચારો કે ક્રોધ તો મૃત્યુ તરફ લઈ જાય છે. મારે અમૃત તરફ જવું છે. ભગવાનના ચિંતનનો રસ્તો જપ, ધ્યાન, પાઠ કરો. તેનાથી વધારેમાં વધારે સત્સંગ મળે તેવું કરો. મૂળમાં પાણી પડશે એટલે ખૂબ શકિત આવશે.

પ્ર,–તમો કહો છો કે તમારામાં જે ઇચ્છાઓ, વાસનાઓ છે, તેને ભગવદ્ પ્રાપ્તિમાં લાગાવો, તેનો શો અર્થ તે કહો?

મા:–જેવી રીતે કોઇ બાળક કંઇ વસ્તુ માગતું હોય તેવી રીતે આપણે ભગવાનને ચાહવા જોઇએ, ભગવાન

વિના આપણે રહી શકીએ જ નહિ. ભગવાનને જે રૂપે ચાહે છે તે રૂપે તેને મળે છે.//

(૭૧) પ્ર.—ભગવાન જે આપે છે તેનું સ્વરૂપ કેવું હોય છે? શું મનની કોઈ આસ્થાને ભગવાન કહો છો? મને તો વિશ્વાસ છે કે ભગવાન મનની કલ્પના છે.

મા:—ભગવાનનાં અનંત રૂપો છે, વળી પાછું એકરૂપ પણ છે. કોઈ સચ્ચિદાનંદ કહે છે. તમે જેવું રૂપ જોવા ચાહશો તેવી રીતે મળશે. //

પ્ર:—સચ્ચિદાનંદ શું મનની કોઇ અવસ્થા છે?

મા:—મનની જેવી અવસ્થા હોય તેવાં દર્શન થાય છે. તમારું મન જેવું વિકસિત થયું હોય તેવાં દર્શન થાય છે. તમે પણ કૃષ્ણના દર્શન કર્યાં હોય અને બીજી પણ વ્યક્તિએ કૃષ્ણના દર્શન કર્યાં હોય, પરંતુ બંનેમાં કૃષ્ણ અલગ અલગ હોય છે. તમારા કૃષ્ણ તે જ બધાનાં કૃષ્ણ છે. જેવી રીતે કહેવાય છે કે પોતાના ગુરુ, એ જ જગદ્‌ગુરુ છે. અથવા જગદ્‌ગુરુ તે આપણા ગુરુ. જે તત્ત્વ પ્રકાશ કરે છે તે ગુરુ છે. દર્શનનો પણ ભિન્ન ભિન્ન પ્રકાશ હોય છે.

પ્ર.—મૂળ સ્વરૂપ શું છે?

મા.:—પ્રભુ પ્રાપ્તિ એટલે આત્મ પ્રાપ્તિ. એટલે આત્મ પ્રાપ્તિ એ પ્રભુ પ્રાપ્તિ. આત્મા શું છે? શું પ્રાપ્ત થાય છે તે ભાષામાં વ્યક્ત કરી શકાતું નથી.

પ્ર.—સત્‌ની શોધમાં જઈ રહ્યો છું. ભગવાન શું કોઈ વ્યક્તિ હોય છે?

મા:—ભગવાન દરેક રૂપમાં મળી શકે છે. ભગવાન બાળક, ઘરડો, અથવા ઘરડી ડોશીના રૂપમાં પણ મળી શકે છે. તેનાં દર્શન દરેક રૂપમાં દરેક ભાવમાં થઇ શકે છે.

પ્ર.—ભગવાનની મૂર્તિ શું બદલાય છે? એક લક્ષ્ય એટલે શું? રોજ રોજ ભાવ બદલાય તે શું સારું કહેવાય? આજે એક ભાવ, કાલે બીજો ભાવ. એ શું ઠીક કહેવાય?

મા:—જેવી રીતે આપણી મા આપણા માટે રસોઇ બનાવે છે. કોઈ વખત પથારી પાથરે છે. તેથી શું મા બદલાઈ જાય છે? તમે શું એમ ચાહો છો કે ભગવાન આવી રીતે બેઠા જ રહે? //

પ્ર.—આજે કૃષ્ણનો બાળપણ ભાવ, કાલે બીજો ભાવ આવે. આમ વારંવાર બદલાય તો શું કરવું? શું ભાવને દબાવવા પ્રયત્ન કરું?

મા:—જો સાચે જ બાલ્ય સ્વરૂપનાં દર્શન થયાં હોય તો પ્રશ્ન જ નહિ ઊઠે. તમારું મન ચંચળ હોય છે, એટલે તમને આવું દેખાય છે. મન ગંભીર ભાવની અવસ્થામાં ન ગયું હોય ત્યાં સુધી આવું થયા કરે છે. એક લક્ષ્ય રાખવું જોઈએ. શા માટે? ભગવત્પ્રાપ્તિ માટે.

પ્ર.—બંદૂક ચલાવતી વખતે જો મન અહિં તહિં ભટક્યા કરે તો નિશાન બરોબર ન સંધાય.

મા:—પિતાજીએ જે વાત કહી તેવો પણ એક ઉપાય છે. જેને પ્રયત્ન છતાં આવડતું નથી અથવા મનમાં ધ્યાનમાં કોઈ ઉપાય નથી જડતો તેને માટે શું કરવું? એક લક્ષ્ય સ્થિર કરો. ભગવાનનું ધ્યાન કરવા માટે કોઈ પણ મૂર્તિનું ધ્યાન કરો. દા. ત. ઊભેલી મૂર્તિનું ધ્યાન કરો અથવા કોઈ જગ્યાથી શરૂ કરો. તમે ચરણમાં મનને સ્થિર કરો. આમ ધ્યાનમાં કરતાં કરતાં ચરણ પ્રત્યક્ષ થઈ જશે. ત્યાર બાદ પૂરી મૂર્તિનાં દર્શન થશે. કોઈ મુખમંડળનું ધ્યાન કરે છે

અને પૂરી મૂર્તિનાં દર્શન થાય છે. સર્વમાં તેનાં જ દર્શન થશે.// જે જે સ્થાનનો અધિકારી હોય તે તે રીતનું ધ્યાન કરે છે. કોઇ પણ ઉપાયે ધ્યાન થાય તેમ થવા દો. જેવી રીતે મા કોઈ વાર પીરસે છે. કોઇ વાર પથારી કરે છે. ચાલતાં ફરતાં, સૂતાં, બેસતાં ભગવાનની પાસે જ બેઠા રહો. જે જે અધિકારી છે તે લક્ષ્યને લઇને ચાલતા રહો. આગળ જતાં ભગવદ્ દર્શન થશે, ભગવત્ પ્રાપ્તિ થશે. દરેક રૂપમાં દરેક ભાવમાં ભગવાનને જોવા પ્રયત્ન કરો. એક લક્ષ્ય લઈને ચાલતા રહો. એક મહાત્મા સમાધિઅવસ્થામાં આડા પડયા હતા. જે અણસમજુ છે તે તો કહેશે કે આ મહાત્મા તો ઊંઘે છે, પરંતુ જે જ્ઞાની છે તે સમજી શકે છે કે આ તો સમાધિઅવસ્થામાં છે. જ્યારે ઊંચી અવસ્થા આવે છે ત્યારે સમજે છે કે દરેક રૂપમાં, દરેક ભાવમાં ભગવાન જ ભગવાન છે. જ્યાં નજર નાખો ત્યાં તે બંસીવાળા મુરલીધર છે. તે બાંકેબિહારી છે કે જેનું ધ્યાન શિવ પણ કરે છે. દરેકમાં આ મૂર્તિ હોય છે. ભગવાનનાં અનંતરૂપો કહેવાય છે. વળી પાછું એકરૂપમાં પણ સ્થિત હોય છે. કોઈ કોઈ એવી અવસ્થા આવે છે કે જ્યાં અનંતરૂપ, અનંતગુણ, અનંતભાવમાં બસ તે તે જ છે.// અનંતમાં બધું આવી જાય છે. મનને એકાગ્ર કરો. મન અનેક વસ્તુ તરફ દોડતું હોય છે, તેને ખેંચીને એકાગ્ર કરો. એક લક્ષ્ય થવાથી શું થશે? જેવી રીતે શૂન્ય પૂર્ણમાં પરિણત થઇ જાય છે. બિંદુમાં સિંધુ સમાઈ જાય છે, ભિન્ન ભિન્ન પ્રકારની સાધનાઓ હોય છે. એકલક્ષ થાઓ. એકભાવને રાખો. એકાગ્ર થાઓ. ભગવત્ પ્રાપ્તિ થયા પછી કંઈ પ્રાપ્ત કરવાનું બાકી નથી રહેતું.// ૧૮-૨-૭૫

(૭૨)

પ્ર.—ભગવદ્દર્શન એટલે શું? જેવી રીતે સિનેમા દેખીએ છીએ તેવી રીતે દેખાય?

મા:—સિનેમા નહિ. જે રસગુલ્લાં ખાય તે તેનો સ્વાદ જાણે. દર્શન વ્યક્તિગત રીતે ભિન્ન ભિન્ન હોઈ શકે છે. તમારું દર્શન બીજાને નથી થતું. જેને સાચું દર્શન થાય છે તે બીજાને સમજાવી શકતો નથી. દર્શનનાં સંબંધમાં ભાગવતમાં પણ લખેલું છે. ભગવત્પ્રાપ્તિ થયા પછી બીજી કોઇ વસ્તુની પ્રાપ્તિ બાકી નથી રહેતી. જે વસ્તુ પ્રાપ્ત થયા પછી, પ્રાપ્તિ કે અપ્રાપ્તિની કોઈ વાત જ બાકી રહેતી નથી. ભગવાનના રાજ્યમાં એક અદ્ભુત ચમત્કાર છે કે જો ભગવાનનું નામ લે તો ભગવાન પોતે આવીને દર્શન આપે છે. ભગવાનનો એવો સ્વભાવ છે કે તેને કોઈ ન માને તો પણ તે સ્વયં આવીને પકડી લે છે. સ્વયં કૃપા કરીને તેની પાસે પ્રકાશ કરે છે.

પ્ર.—માતાજી, દર્શન વાદળ હટી જવાથી થતું હશે?

મા—સ્વરૂપપ્રાપ્તિ માટે એવું જ થાય છે. તે તો સ્વયંપ્રકાશિત છે. ભગવાન કયાં નથી? ભગવાનને બિચારાને પાસું ફેરવવાની પણ જગ્યા નથી. ભગવાન સિવાય અન્ય વસ્તુને તમે જુઓ છો એટલે દુઃખી થાઓ છો.

પ્ર.—વાદળ ફરીથી બીજી વાર તો ન આવે ને?

મા—જ્ઞાનનો જો સાચે જ એકવાર પ્રકાશ થઈ જાય તો ફરીથી વાદળ નથી આવતું. જ્ઞાનાગ્નિથી જે ભસ્મ થવા જેવું હોય છે તે ભસ્મ થઇ જાય છે.

પ્ર.–માતાજી, એક છોકરાને રાધિકાજીનાં દર્શન થયાં હતાં. સારો વખત રાધિકાજી તેની પાસેથી ખસતાં જ નહિ. તેને સૂવા પણ ન દેતાં. આ કઈ અવસ્થા કહેવાય ?

મા–આવાં કોઈ કોઈને દર્શન થાય છે. કોઈને ખબર પણ નથી પડતી કે શેનાં દર્શન થાય છે. પરંતુ તેના રૂપવર્ણનથી ખબર પડી શકે છે. એક જણની પાછળ પાછળ એક રૂપ પડયું હતું. તેનું જાગરણ થયું ન હતું. કોઈ કોઈનું સહેલાઈથી જાગરણ થઇ જાય છે. કોઇ કોઇનો પ્રકાશ બંધ થઇ જાય છે. જ્યાં સુધી સાચો તત્ત્વપ્રકાશ ન થાય ત્યાં સુધી કામ બનતું નથી.//

પ્ર.–મારે એક મિત્ર છે. ૧૦ દિવસ પહેલાં તેમને સ્વપ્ન આવ્યું હતું. તેમાં ભગવાનની યુગલ મૂર્તિનાં દર્શન થયાં હતાં. આમાં તત્ત્વની કોઈ વાત નથી. ભગવાને પૂછયું, "તું શું ચાહે છે ?" તેણે કહ્યું, "મારે કંઈ નથી જોઈતું. મારે તો ભક્તિ જોઈએ છે." ત્યારબાદ ભગવાન ચાલ્યા ગયા. ફરી આવ્યા અને કહી ગયા કે, 'તું બાબુ જાનકીપ્રસાદને કહે જે કે સરકાર તને યાદ કરતા હતા.' આ સ્વપ્નથી શું સમજાય છે ? જ્યારે આંખ ઊઘડી ત્યારે તેમને સંસારમાં પરિવર્તન માલૂમ પડયું.

મા–આમાં તો ભગવાનની કરુણાનો પ્રકાશ થયો છે.

પ્ર.–તે ભગવાનની તે જ રૂપમાં પૂજા કરે ?

મા–પૂજા કરવી જોઈએ. દર્શનથી આનો ઈશારો થાય છે. તેમના મનમાં પૂજા કરવાની ઇચ્છા થાય તો કરે. પૂજા કરતાં કરતાં ભગવાન એક ક્ષણમાં દર્શન આપીને અદૃશ્ય થઈ જાય છે. પૂજા કરો, જે વ્યવસ્થા થવાની હશે

તે થયે જશે. હું તો બધાં ભાઈઓને કહું છું કે ઉપાસના ઘણા ઊપાયોથી થઈ શકે છે. કોઈ ભાઈ કૃષ્ણની ઉપાસના કરતાં કરતાં તેમને કાલી, શિવ, દુર્ગાનાં દર્શન થવાં માંડયાં. તેમણે મને પૂછયું. મેં કહ્યું, "જે સાધના કરતાં કરતાં આ દર્શન તમને થયાં તેને નહિ છોડતાં. જેનાં દર્શન થાય તેને પ્રણામ કરો."

પ્ર.—સાધકે ઊર્ધ્વ દૃષ્ટિ રાખીને ચાલવું જોઇએ ?

મા—નીચી દૃષ્ટિ નાની દૃષ્ટિ છે. ઊંચી દૃષ્ટિ મોટી દૃષ્ટિ છે.

પ્ર.—ધ્યાનમાં ભગવાનના કયા અંગ ઉપર ધ્યાન કરવું જોઇએ ?

મા—ધ્યાન નાભિમાં, હૃદયમાં કરો. અરે ! જ્યાં ઇચ્છા હોય ત્યાં કરો.

પ્ર.—સંસારની પ્રત્યેક વસ્તુ ભગવાનનું જ સ્વરૂપ છે.

મા—જે થવાનું હશે તે આપોઆપ થયે જશે.

પ્ર.—ધ્યાનમાં જો માનાં દર્શન થાય તો શું માને પણ ઉડાવી દઉં ?

મા—માને નહિ ઉડાવી શકો. જે ભાવ અંતરમાં આવે તેને આવવા દો. અને જ્યાં જવાથી ઇષ્ટનું સ્ફુરણ થાય ત્યાં જાઓ.

એટલામાં પ્રશ્ન કરનાર ભાઈમાં ભાવની ઊર્મિનાં પૂર ઊલટયાં અને ચોધાર આંસુએ રડવા લાગ્યો. આ જોઇને મા તેમને કહેવા લાગ્યાં, "ભગવાનના ભાવો જેટલા પ્રકટ થાય તેટલું સારું છે. ભાવ આવે તો આવવા દો."//

૧૨|૫|૭૪

પ્ર.—માતાજી, સંસારનો ત્યાગ કરવાથી ભજન થઈ શકશે. સંસારી વાતોથી ભગવદ્ ભાવ ચાલ્યો જાય છે. સંસારનો ત્યાગ જ ઉત્તમ છે.

મા—તમે એક કામ કરો. ભગવાનને સીધા પકડો. સંસાર ત્યાગની વાત કરતા નહિ. ભગવાનને યોગ્ય રીતે પકડવાનો પ્રયત્ન કરો. ભગવચ્ચિંતન કરતાં કરતાં જે છૂટવાનું હશે તે છૂટી જશે અને રહેવાનું હશે તે રહી જશે. ઇચ્છામાત્રથી ત્યાગ થતો નથી. ભલે તમે ગમે તેટલો ત્યાગ કરો. કારણ અનંત જન્મોના સંસ્કારો અંદર પડયા છે. પરંતુ આમ ભગવદ્ભજન કરતાં કરતાં જેનો ત્યાગ કરવાનો હશે તેનો ત્યાગ થઈ જશે. જેવી રીતે પહાડને તોડવા માટે સુરંગ ફોડે છે. આથી બધું ઊડી જાય છે. તૂટવાવાળું તૂટી જાય છે અને રહેવાવાળું રહી જાય છે.

પ્ર.—રાધા કૃષ્ણ ઉપર ખૂબ પ્રેમ કરતાં હતાં. આજન્મ કૃષ્ણનો વિયોગ સહન કરવો પડયો. યોગમાં સુખ છે કે મિલનમાં સુખ છે?

મા—રાધા કોણ છે? રાધાકૃષ્ણનું યુગલ એ એક અને અભિન્ન છે. જો વિયોગ ન રહે તો રસ ક્યાંથી આવે? જેટલો વિયોગ તેટલો રસ હોય છે. ભગવત્લીલા માટે વિયોગ થતો હોય છે. કોઈને મીઠાઇ ખાવી ગમે છે તો કોઈને મીઠાઈ થવું ગમે છે. જેને વિરહરસ લેવો હોય તે ભલે વિરહરસ લે, તેને માટે તો યોગ્ય છે. આ સંબંધમાં કાલાચાંદ× ગીતામાં આવી ચર્ચા થઈ હતી.

× કાલાચાંદ ગીતા નામનો બંગાળીમાં પ્રસિદ્ધ ગ્રંથ છે. અમૃત બઝાર પત્રિકાના સ્થાપક. શ્રી. શિશિરકુમાર ઘોષ આ પ્રસિદ્ધ પુસ્તકના લેખક છે.

આમ વાતો ચાલતી હતી એટલે ડૉ. પન્નાલાલ કાલાચાંદ ગીતા સંબંધમાં થોડું બોલ્યા.

મા—જે કરવાથી તમને આનંદ મળે તેમ કરો. આવી પ્રાર્થના ભગવાનને કરવી જોઈએ.

પ્ર.—મારાં સારાં અથવા ખરાબ કર્મોનો ભાર ભગવાન ઉપર નાખી દેવો જોઈએ ? શું કરવું જોઈએ ?

મા—એક વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે ભગવાન આપણી પાસે કદી ખરાબ કામ કરાવતો નથી. કંઈ ખરાબ કામ કરો તો તમે પોતે કરી રહ્યા છો તેમ સમજજો. તમે જેટલું તેને સમર્પણ કરશો તેટલો પ્રકાશ તમે મેળવશો. દરેક રીતે તમારી જાતને તેના ચરણે સમર્પણ કરવાની કોશિષ કરો. જીવનના પ્રત્યેક કર્મ તેને અર્પણ કરો. દા. ત. ભોજન કરો તે પહેલાં ભગવાનને સમર્પણ કરો. જેવી રીતે ભીની લાકડીને અગ્નિ પાસે રાખશો તો તે લાકડી તાપથી સુકાઈ જશે. આવી રીતે બધાં કર્મો ભગવાનને અર્પણ કરતાં શીખશો એટલે તમારાથી ખરાબ કામો થતાં બંધ થઈ જશે. ભીની લાકડીઓ સળગતી નથી. તેને પહેલાં સૂકવવી પડે છે. ભગવાનનું ભજન, કીર્તન, ધ્યાન કરો એટલે કે આવી રીતે તમારી ભીની લાકડી, ભગવાનરૂપી આગની પાસે રાખો. જેટલા દોષો હશે તે બધા સાફ થઇ જશે. અગ્નિ ભીની લાકડીને સૂકવીને પછી સળગાવી દે છે. એટલે કે પોતાનામાં તેને મેળવી લે છે. તેવી રીતનો જ જ્ઞાન અગ્નિ છે. જેનો જ્ઞાનાગ્નિ પ્રજ્વલિત થયો હોય તેવા સદ્‌ગુરુ પાસે જાઓ અને તમારી ભીની લાકડી તેનામાં રાખો. જ્ઞાનાગ્નિથી બધું સળગીને ભસ્મ થઈ જશે.

પ્ર.–કર્મ અનુસાર બધું મળે તો ભગવાનને શા માટે ભજીએ?

મા–તમે શા માટે આવો પ્રશ્ન કરી રહ્યા છો? આ પ્રશ્ન જ કર્મસંયોગથી આવે છે. પોતાની વસ્તુ પોતાને પ્રાપ્ત થાય ત્યાં સુધી શાંતિ નથી વળતી. આત્મજ્ઞાન નથી થતું, તેથી જ દુઃખ થાય છે. ભગવત્પ્રાપ્તિ થઈ જશે એટલે દુઃખ નહિ મળે. "જહાં રામ વહાં આરામ જહાં નહિ રામ વહાં એ આરામ (વ્યારામ)."

પ્ર.–જે કર્મો કરી આવ્યાં છીએ તેનું ફળ મળી રહ્યું છે. હમણાં કર્મો કરીએ છીએ તેનું ફળ આગળ મળશે?

મા–બધાં કર્મોનાં ફળ મળે છે જ. ભગવાનના વૃક્ષમાં કંઈ નિષ્ફળ હોતું જ નથી. જગત એટલે ગતિ, પરિવર્તન. જેવાં કર્મ તેવાં ફળ મળે છે જ, મળ્યા છે અને મળશે. ત્રણ જન્મોનાં કર્મોની ખબર તો પડે છે. જેવું કરશો તેવું પામશો.

પ્ર.–આમ જે કંઈ કરીએ છીએ તે પાછલાં કર્મોનું ફળ છે? કર્મથી આપણે પરતંત્ર છીએ? મનુષ્યની સ્વતંત્ર ઈચ્છા છે જ નહિ?

મા–અકસ્માતમાં આગ પણ જલે છે. અનંત કર્મો, અનંત જગત, અનંત તરફ દૃષ્ટિ રાખશો તો ક્યારે ખલાસ થશે? દુનિયામાં તેનો કેવો પ્રકાશ છે? એક બીજમાં અનંત બીજો છૂપાયેલાં પડયાં છે. અનંત વૃક્ષો છૂપાયલાં છે. અનંત રૂપ; અનંત પ્રકાશ છે કે નહિ? આ કર્મ ગતિ પ્રમાણે ચાલે છે? કર્મ સંયોગથી એવું પણ બને છે કે કોઈ એવો યાત્રી (ગુરુ) મળી ગયો કે જે પંથ દેખાડી દે છે અથવા ભગવત્પ્રાપ્તિ કરાવી આપે છે?

પ્ર.—ઊઠવાની પણ સ્વતંત્રતા જ્યાં નથી ત્યાં કોશિષ કેવી રીતે કરે ?

મા—કોશિષ એટલે શું ? પાછલા જન્મોના કર્મો જ કોશિષ કરાવે છે અને તદુપરાંત ભગવતકૃપા પણ હોય છે. બે જાતની કૃપા હોય છે (૧) ક્રમિક કૃપા (૨) સ્વાભાવિક કૃપા. કોણુ જાણે ભગવાનની કયારે અહૈતુક કૃપા કોઈની ઉપર ઊતરી પડે ? હેતુ એટલે ક્રમ—જ્યાં ક્રમ અનુસારે કૃપા પ્રાપ્ત થાય—એટલે કે પૂર્વ જન્મોના કર્મો અનુસારે કૃપા પ્રાપ્ત થાય. ભગવાનના રાજ્યમાં સર્વ સંભવિત છે.

પ્ર.—પાછલા જન્મોમાં કર્મો કર્યાં, હમણાં કર્મો કરી રહ્યા છીએ, આગળના જન્મમાં કયાં કર્મો કરીશું ?

મા—તમે જે કર્મો કર્યાં હતાં તેનું ફળ અત્યારે ભોગવી રહ્યા છો. તમે હમણાં જે કર્મો કરી રહ્યા છો અને ભવિષ્યમાં કરશો—આની વચમાં જો એવા સંજોગો ઉપસ્થિત થાય તો તમે વિવેકવૈરાગ્ય દ્વારા કર્મોને જલાવી શકો છો અથવા ભક્તિ દ્વારા ગાળી નાખી શકો છો. સર્વ વસ્તુ સર્વ સમયે સંભવિત છે. કયા કર્મો કરવાં કે ન કરવાં આની પંચાતમાં પડવા કરતાં તમે તમારું કર્તવ્ય—ભગવત્ ચિંતન જ કર્યાં કરો. આવો સુંદર મનુષ્ય જન્મ મેળવીને નકામો ન વેડફો. મૃત્યુની તરફ જવું તે પાપ છે. અમૃતની તરફ ગતિ કરો. ભગવાનની તરફ જવા માટે કોશિષ કરો. જે વ્યક્તિ ભગવાન તરફ જવા કોશિષ નથી કરતો તે આત્મહત્યાની તરફ જઈ રહ્યો છે. એવો વિચાર ન કરતા કે મેં કર્મો કર્યાં છે તેથી હું ભોગવું. પકડો, એવી

વસ્તુનો આશ્રય પકડો કે જેથી કોઈની સહાયતાની જરૂ-રત ન રહે. જીવનની પ્રત્યેક ક્ષણે જે તમને (ભગવાન) પકડીને રહ્યો છે તેને પકડવાની કોશિષ કરો. પકડવું એટલે ભગવાનનું ધ્યાનજપ વગેરે કરવું, અથવા જેની જેવી અવસ્થા હોય તે પ્રમાણે સાધનભજન કરવું.

પ્ર.—વાસના અને કર્મમા શો ભેદ ?

મા—તમારું હાલનું શરીર જ વાસનાના પરિણામે મળ્યું છે, તેથી કહું છું કે શુભ કર્મો કરો. શરીરમાં મેલ લાગી ગયો છે. સાબુથી ધોઈ નાખો. આવાગમનમાંથી બચવા પ્રયત્ન કરો. એટલે કે જન્મમરણના ફેરામાંથી બચો.

પ્ર—કર્મથી આ શરીર થયું નથી ? વાસનાથી થયું છે ?

મા—વાસનામૂલક જે બીજો છે તેને બાળી દો, એટલે તેમાંથી અંકુરો નહિ ફૂટે. જ્ઞાનાગ્નિથી અનેક બીજોને બાળી શકાય છે. ભગવદ્ ચિંતન કરો. કરતાં કરતાં કર્મ અને વાસનાનાં તે બીજો ભસ્મીભૂત થઈ જશે. બીજો ભક્તિ-રસથી ગળી જશે અને જ્ઞાનાગ્નિથી જલી જશે.

## પ્રયાગ—ત્રિવેણીતટે—અર્ધકુંભમેળો

તા. ૮ ફેબ્રુઆરી—૧૯૪૮—પોષ વદ ૧૪. ૨૦૦૪, રવિવાર

આજે માતાજીના કેમ્પમાં ખૂબ ભીડ થઈ છે, કારણ આવતી કાલે કુંભનું મુખ્ય સ્નાન છે. એટલે માતાજીના ભક્તોથી કેમ્પ ઊભરાઈ ગયો છે. આમાં અજાણી વ્યક્તિઓ પણ માના આશ્રય હેઠળ આવી ગઇ છે. સવારનો ઘણો-ખરો વખત માતાજી ભકતોની સાથે અંગત વાતોમાં રોકા-યેલાં હતાં. શ્રીદેવીભાગવતના પાઠ વખતે મા થોડીવાર માટે પેન્ડોલમાં આવીને બેઠાં હતાં. આજે શ્રીદેવી ભાગ-

વતના પાઠની પૂર્ણાહુતિ થઇ. માના આદેશથી "જય અંબે ગૌરી મૈયા" નું ગીત ગયું. બહારના અન્ય મહાત્માઓ પણ પધાર્યા છે. સુંદર કીર્તનનો પણ આરંભ થઇ ગયો. ભાવાવેશમાં માએ પણ કીર્તન સુમધુર કંઠથી ગાયું : "હે ભગવાન, હા ભગવાન, જ્ઞેયભગવાન, ધ્યેયભગવાન હે ભગવાન, હા ભગવાન, શ્રેય ભગવાન, પ્રેયભગવાન !"

કીર્તન બંધ થયા બાદ એક ભાઈએ પ્રશ્ન કર્યો, "સાંભળ્યું છે કે શિષ્ય જ્યાં સુધી યોગ્ય ન બને ત્યાં સુધી ગુરુની પ્રાપ્તિ થતી નથી. તો યોગ્ય કેવી રીતે થવાય ?"

પેન્ડોલમાં એટલી બધી ભીડ થઈ ગઈ છે કે તેના પરિણામે ખૂબ ગરબડ થઈ રહી છે. વાતો સંભળાતી નથી. એક બહેને બૂમ પાડીને કહ્યું, "ચૂપ રહો." આ સાંભળીને એક ભાઈએ ખુશ થઇને કહ્યું, "Nice" માએ આ સાંભળીને હસતાં હસતાં કહ્યું, "Very nice."

મા–શિષ્ય કેવી રીતે બને તે પૂછવું પડતું હશે કે ? (શરણાનંદજી પ્રત્યે) પિતાજી, બોલો.

શરણાનંદજી–ભૂખ કેવી રીતે લાગે ? ઈચ્છાને જરૂરિયાતમાં બદલી છે ? જરૂરિયાત વર્તમાન જીવનની ઈચ્છા રાખે છે. ઈચ્છાને આવશ્યકતામાં બદલવું સુગમ થઈ પડશે.

પ્ર.–જાગૃતિ કેવી રીતે થાય ?

શરણાનંદજી–કોઇ એમ પ્રશ્ન કરતું નથી કે ભૂખ કેવી રીતે લાગે ? અપ્રાપ્તિમાં વેદના છે. તમે શિષ્ય નથી બની શક્યા તેની વેદના શું તમારામાં છે ? આ પ્રશ્ન તમારામાં જાગ્યો છે, તેજ દેખાડી આપે છે કે તમારામાં શિષ્ય

થવાનું કામ શરૂ થઈ ગયું છે. આ પ્રશ્નને જ તમારી સામે રાખજો. શિષ્ય થવાની લાયકાત આવી જશે.//

મા–પિતાજી, સંસારમાં દેખાય છે કે ખેડુત ખેતરમાં ઘઉં અને ચોખાનાં બી વાવે છે. બગીચામાં માળી પણ તેવી રીતે ફૂલોનાં બી વાવે છે. માળી જ જાણતો હોય છે કે કયા છોડ પર કેવું ફૂલ થશે!

પ્ર.–માળીના મજુરો શું કરે?

મા–માળીના (ભગવાનના) આદેશનું પાલન કરવું એ મજુરનું (સાધકનું) કામ છે. તે જ રસ્તો બતાવે છે. જમીન જ્યારે ઠીક થઈ જાય છે ત્યારે ગુરુ બી વાવી દે છે, એટલે દીક્ષા આપે છે.

પ્ર.–એક છોકરાએ માને કહ્યું હતું કે ઈશ્વરદર્શન જોઇએ છે. તે નવાં ચશ્માં ઇચ્છતો હતો. તીવ્ર ઈચ્છા રાખતો હતો. તીવ્ર ઇચ્છા હોય તો પાષાણમૂર્તિ પણ સાકારરૂપે દર્શન આપે છે.

મા–આ કુંભમેળામાં કેટલી બધી રક્તમાંસની મૂર્તિઓ આવી છે. (મહાત્માઓને બતાવીને) તેઓની પાસે જશો તો તેઓ આપી દેશે. પાષાણ, માળી, વૃક્ષ, અગ્નિ પણ જાગૃત થઈને આપી શકે છે, તો મનુષ્યની તો વાત જ શી?// બધામાં તત્ત્વ તો એક જ છે. રક્ત, માંસ એ જ મનુષ્યનું સર્વસ્વ નથી. તેનામાં ચૈતન્ય તે જ મુખ્ય છે; ભગવાન ક્યાં નથી? પાણીમાં, સ્ફટિકસ્તંભમાં–સર્વત્ર. વિશેષરૂપ જોઈ શકો તો ભગવાનનાં દર્શન થશે (જેવી રીતે પ્રહલાદને સ્તંભમાંથી ભગવાને દર્શન આપ્યાં હતાં) જો ભાત ખાતી વખતે મનમાં ભાવ આવે તે ભાતને કેવી

રીતે ચાવું ? ભાત તો ભગવાન છે! ચાવવાવાળો, ચાવવાની વસ્તુ, આ બધું એક જ રૂપે દેખાય તો દ્વંદ્વ ન રહે.

આ જવાબ સાંભળીને એક ભાઇએ કહ્યું, " આ ભાઈ કહે છે કે મા એ મારા પ્રશ્નને ઉડાવી દીધો. પાષાણમાં જો વિશ્વાસ થઈ શકે તો શકય હશે, પરંતુ ભગવાનનું જો અસ્તિત્વ છે જ તો શા માટે દર્શન નથી થતાં ? "

મા–તેનાં દર્શન તો થઇ જ ગયાં.

પ્ર.–જો શિષ્યને પોતાના પગ પર જ ઊભા રહેવાનું છે તો પછી બાકી શું રહ્યું ?

શરણાનંદજી–શિષ્યમાં જેટલી શક્તિ હોય તેને પહેલાં ખર્ચી લેવા દો. પછી ગુરુ ધ્યાન પર લેશે.

જે શક્તિ છે તેને ખર્ચી નાખો. ફક્ત મુખે ગુરુ કહો છો પણ તેનામાં વિશ્વાસ કરતા નથી.

મા–પિતાજી, વ શ્વાસ કેવી રીતે આવે તે ભાઈ જાણવા માગે છે.

શરણાનંદજી–આપણે જેવા તૈયાર હોઈશું તેવું તૈયાર થશે. દરેક મનુષ્યમાં ક્રિયાશકિત, ઈચ્છાશકિત અને જ્ઞાન–શકિત હોય છે. આ ત્રણે શકિતઓ જયારે સમાન થઈ જશે ત્યારે ગુરુ સહાય કરે છે. ગુરુ આવીને હાથ પકડી લે છે. તમે તો નથી ગુરુમાં પૂર્ણ વિશ્વાસ કરતા કે નથી ગુરુથી નારાજ થતા. જે કંઇ ક ા તે સંપૂર્ણ કરો. ભલે ગુરુમાં પૂર્ણ વિશ્વાસ કરો અથવા પૂર્ણ અવિશ્વાસ કરો. તમને સફળતા નથી મળતી કારણ પૂરો વિશ્વાસ પણ નથી, પૂરો અવિશ્વાસ પણ નથી.

પ્ર.—આટલી શક્તિ મનમાં હોત તો પછી ગુરુ કરત શા માટે?

શરણાનંદજી—ગુરુનો ધર્મ છે. સૂર્યની ફરજ છે તમને રોજ દર્શન આપવાની. સૂર્ય તમને પૂછવા થોડા જ આવે છે?

પ્ર.—આ બધું શું સત્ય છે?

મા—એટલે (મોહનાનંદજી× પ્રત્યે) બાબા, બોલો, બોલો.

મોહનાનંદજી—સત્ય તો નિરપેક્ષ નથી. અનુમાને બોલવું તે ઠીક નથી. અનુમાન ભૂલ પણ હોઈ શકે એટલા માટે તમે જ બોલો.

મા—એક વાત છે. દષ્ટિ રહી છે. દષ્ટિથી સત્‌અસત્‌ માનો છો. જ્યાં સત્યપ્રકાશ છે ત્યાં સત્ય સિવાય કંઈ જ છે જ નહિ. મામલો શું છે? પોતપોતાની દષ્ટિએ જે કંઇ યોગ્ય હોય તે કરો. ફેરફાર ફક્ત દષ્ટિના જ છે.

માનો દરબાર વિસર્જન થયો. પેન્ડાલની પાસે જ નાના કેમ્પમાં થોડા દિવસ થયાં અખંડ નામકીર્તન ચાલે છે. કીર્તન ખૂબ જ જોસમાં જામ્યું છે. મા કોઇ કોઈ વાર આવીને ડોકિયું કરી જાય છે. આજે આખા કેમ્પમાં એટલી બધી ભીડ થઈ પડી કે ક્યાંય બેસવાની કે સૂવાની જગ્યા રહી નથી. આથી માએ સંદેશો કહેવરાવ્યો કે "તમે બધા અહીં સૂવા આવ્યા નથી. ભગવાનનું નામ કીર્તન કરો." પણ કોણ સાંભળે? થોડા માણસો સિવાય બધા લગભગ સૂઈ ગયા. આવડા મોટા તંબૂમાં એક તસુ

× મોહનાનંદ બ્રહ્મચારી, દેવઘર, (બિહાર)ના બાલાનંદ આશ્રમના મહંત છે.

જગ્યા પણ રહી નથી. રેલવેના ત્રીજા વર્ગના વેઈટીંગ રૂમમાં જેવી ભીડ હોય છે તેવું દૃશ્ય લાગે છે.

## પ્રયાગ-ત્રિવેણીતટે-અર્ધકુંભમેળો

### તા. ૯ ફેબ્રુઆરી ૧૯૪૮-પોષ વદી અમાવાસ્યા (મૌની અમાવાસ્યા), ૨૦૦૪, સોમવાર

પ્રયાગના ઈતિહાસમાં આજનો દિવસ ખૂબ જ અગત્યનો ગણાય છે. તેમાં વળી કુંભનો યોગ છે, તદુપરાંત સોમવતી અમાવાસ્યા છે. ઘણા સુયોગો મળ્યા છે. આ કુંભનું સ્નાન કરવા માટે સારાયે ભારતવર્ષના ખૂણેખૂણેથી લાખોની સંખ્યામાં લોકો આવે છે. આવી સુંદર સુવર્ણ તક પ્રાપ્ત થઇ છે. તેથી જ ત્રિવેણી સ્નાન કરવા આવે છે. માતાજીના આદેશ મુજબ બે મોટાં નાવડાં તથા બે નાનાં નાવડાં ભાડે કરવામાં આવ્યાં છે. સવારના પહોરમાં સૂર્યોદય પહેલાં માના આદેશથી અમે બધાં નાવડામાં જઇને બેઠાં. લગભગ ૨૦૦ માણસો માની સાથે હશે. મઝાનો શીતલ પવન વાઇ રહ્યો હતો. યમુનાનાં નીલનિર્મળ જળમાં મોજાં શીતળ વાયુના સ્પર્શથી તેમ જ જાણે જગજ્જનની માના સ્વાગતાર્થે ખૂબ નાચી રહ્યાં છે. ધીરે ધીરે નાવડાં સંગમ તરફ વહી રહ્યાં છે. આજે અસંખ્ય માનવમેદની ત્રિવેણી સંગમ ઉપર તેમ જ યમુના ને ગંગાના તટ ઉપર ઊભરાઇ છે. એક અદ્‌ભુત, અભૂતપૂર્વ દૃશ્ય ખડું થયું છે. આમાં વળી પરમકૃપાળુ 'મા' ની સાથે છીએ. એટલે હૃદયમાં આનંદની ઊર્મિઓ ઊભરાય છે. બધાનાં મુખ ઉપર આનંદની ઊર્મિઓ દૃષ્ટિગોચર થાય છે. માએ પોતાના વાળને શિવજીની જટાની માફક બાંધ્યા છે. મા ગંભીર થઇને આખીયે માનવ મેદની ઉપર તેની કરૂણામયી

કૃપામયી દૃષ્ટિ નાખી રહી છે. મા જાણે માનવ મેદનીને સંબોધતી ન હોય કે, ' હે મારાં પ્રિય બાળકો, આવો, મારી ગોદમાં—અમૃત રૂપી દૂધનું પાન કરો. ' બરોબર સંગમ ઉપર પહોંચ્યાં. પછી અમે લોકો ત્રિવેણીમાં બરાબર કુંભયોગ (સવારના ૬–૨૯ થી ૬–૪૪ સુધી)માં સ્નાન માટે કૂદી પડયાં. ખૂબ આનંદપૂર્વક સ્નાન કર્યાં બાદ ત્રિવેણી મૈયાને ફૂલો અર્પણ કર્યાં. સ્નાનવિધિથી પરવાર્યા બાદ માના નાવડામાં જવા માટે બીજાં નાવડામાંથી કૂદતો કૂદતો માના નાવડામાં પહોંચ્યો. મા સુંદર ઢબે ઊભાં છે. ક્યાંયથી મને એક સુંદર માળા પણ મળી ગઈ. મેં આ માળા માને પહેરાવી અને પ્રણામ કર્યાં અને માનસિક પૂજા તથા પ્રાર્થના કરી. ત્યાર બાદ સંગમમાંથી થોડું પાણી લઈને માને કહ્યું, " મા, આ પાણી મારા માથા ઉપર છાંટો. " માએ બાળકની પ્રાર્થનાને માન આપ્યું અને પાણી મારા ઉપર છાંટયું. મારા આનંદનો પાર નથી. આ સમયના આનંદનું વર્ણન કરવાની મારા શબ્દોમાં તાકાત જ ક્યાં છે ? ત્યાર બાદ બધાનું સ્નાન થયા બાદ નાવડાં અમારા ઘાટ તરફ ઊપડયાં. માનું નાવ અમારા નાવની સાથે જ દોડતું હતું.

મા ફરીથી બે વખત સંગમમા ગયાં. જ્યાં મહાત્માઓ સ્નાન કરતા હતા ત્યાં તેઓનું સ્નાન તે નિહાળતાં હતાં. માના આદેશથી ડૉ. વ્યાસે કેટલાયે સાધુ મહાત્માઓને સુંદર સુંદર માળાઓ પહેરાવી. થોડા સમય બાદ મા કેમ્પમાં પાછા ફર્યાં. આજે કેમ્પમાં ખૂબ જ ભીડ થઈ ગઈ છે. માના ઓરડામાં પણ ઘૂસવાની જગા રહી નથી. આજે મા કાશી તરફ લગભગ ૪ વાગ્યા બાદ ઊપડી ગયાં.

॥ ॐ मा ॥

# ॥ मातृ-स्तोत्रम् ॥

[ काश्यप विरचितम् ]

यस्याः स्मितं हन्ति जगद्वरेण्यं ।
ज्योत्स्नेव शश्वन् मनसोऽन्धकारं ॥
वाङ्माधुरी मुग्धकरी च यस्याः ।
आवर्ज्जयत्यत्र समस्त लोकान् ॥
स्नेहेन या भक्तजनानसंख्यान् ।
सदात्मसाद्वै कुरुते प्रसन्ना ॥
नमो नमश्चैव नमोऽस्तु तस्यै ।
आनंदमय्यै जगयम्बिकायै ॥ ॥ १ ॥

तत्त्वं तु यस्याः परमं निगूढं ।
न जीवबुद्धेर्गमनीयमस्ति ॥
या सर्वदा ब्रह्मपरायणापि ।
मायाविहिनाप्यभियाति साक्षात् ॥
धैर्य्यक्षमापारगतेव माता ।
हीनप्रजानाम् वरमङ्गलार्थे ॥
नमो नमश्चैव नमोऽस्तु तस्यै ।
आनंदमय्यै जगदम्बिकायै ॥ ॥ २ ॥

यस्याः कृपा मे सदुपास्ति भक्ति
पराङ्मुखस्यैक इहावलम्बः ॥
यो दीयचित्ते कलूषेऽपि हर्ष-
रसाप्लुतं तत्कुरुते महिम्ना ॥
सर्व्वात्मियानं स्वजनैश्च यस्यै ।
मकं हि कृत्यं खलु धीयुतानां ॥
नमोनमश्चैव नमोऽस्तु तस्यै ।
आनंदमय्यै जगदम्बिकायै ॥ ॥ ३ ॥

## પરિશિષ્ટ ક

માતાજીના સંબંધમાં જે પુસ્તકો પ્રગટ થયાં છે, તેની યાદી નીચે આપવામાં આવી છે.

૧ માતૃદર્શન (બંગાળી) દ્વિતીય આવૃત્તિ કિંમત ૨—૦—૦
૨ સદ્વાણી ( ,, ) ,, ,, ,, ૧—૦—૦
૩ સદ્વાણી (અંગ્રેજી અનુવાદ) શ્રી ગંગાચરણ દાસગુપ્ત કિં. ૧—૦—૦
૪ શ્રી શ્રી મા આનંદમયી ભાગ ૧ થી ૭ દરેકની કિં. ૨—૦—૦
લેખિકા બ્રહ્મચારિણી ગુરુપ્રિયાદેવી
૫ શ્રી શ્રી મા આનંદમયી (હિંદી) કિં. ૨—૦—૦
૬ શ્રી શ્રી મા આનંદમયી પ્રસંગ ભાગ ૧-૨ દરેકનો ૧—૦—૦
અમૂલ્યકુમાર દત્તગુપ્ત
૭ મા આનંદમયીર આગમને શ્રી અરુણપ્રકાશ બંદોપાધ્યાય ૦—૧૦—૦
૮ મા આનંદમયીર બાની (અભય) ૦—૮—૦
૯ મા આનંદમયીર કથા (અભય) ૦—૮—૦
૧૦ મા આનંદમયી (ડૉ. પન્નાલાલ) ૨—૦—૦
૧૧ Ma Anandamayi By Devotees ૩—૮—૦
૧૨ મા (માના ૭ ફોટા સાથેનું બંગાળીમાં આલ્બમ) ૨—૦—૦
૧૩ Ma (૭ ફોટા સાથેનું અંગ્રેજીમાં આલ્બમ) ૨—૦—૦
૧૪ Mother as revealed to me By Bhaiji 1-12-0
૧૫ શ્રી મા આનંદમયી વૉલ્યુમ બીજું (હિંદી)
લેખિકા બ્રહ્મચારિણી ગુરુપ્રિયાદેવી

'આનંદવાર્તા' નામનું ત્રૈમાસિક, બનારસ આશ્રમમાંથી પ્રગટ થાય છે. તેમાં મા સંબંધી બંગાળી, હિંદી તથા અંગ્રેજી લેખો હોય છે. આ સામયિકનું વાર્ષિક લવાજમ રૂા. ચાર છે.

ઉપરનાં પુસ્તકો મેળવવાનું ઠેકાણું :—

શ્રી બ્રહ્મચારી કમલાપ્રસન્ન ભટ્ટાચાર્ય
આનંદમયી આશ્રમ, બી. ૨/૯૪, ભદૈની,
બનારસ યુ. પી.

## —: ગુજરાતી પુસ્તકો :—

૧ માતૃદર્શન–દ્વિતીય આવૃત્તિ–રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ.

૨ શ્રી મા આનંદમયી લીલા કથા ( પ્રથમ આવૃત્તિ ) બધી નકલ પૂરી થઇ ગઈ છે.

૩ સદ્દવાણી ( અનુવાદક કાન્તિભાઇ વ્યાસ ) ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપોસ ક્રોસ રોડ, અમદાવાદ.

૪ મા આનંદમયીના સાંનિધ્યમાં પ્રથમ ખંડ ( અંતેવાસી કાન્તિભાઈ વ્યાસ )

૫ શ્રી શ્રી મા આનંદમયી ( ગુરુપ્રિયાદેવી ) રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ.

ફ્રેન્ચ પુસ્તક :—

૧ સદ્દવાણી ( ફ્રેન્ચ અનુવાદ ) Mr. D. Geen Harbert
11, Sent Ruis Street,
Paris ( France )

## પરિશિષ્ટ ખ

### ભજન

(જય) હૃદયવાસિની શુદ્ધા સનાતની (શ્રી) આનંદમયી મા
ભુવનઉજ્જ્વલા જનની નિર્મલા પુણ્યવિસ્તારિણી મા
રાજરાજેશ્વરી સ્વાહાસ્વધા ગૌરી પ્રણવરૂપિણી મા
સૌમ્યા સૌમ્યતરા સત્યા મનોહરા પૂર્ણપરાત્પરા મા
રવિશશિકુંડલા મહાવ્યોમકુંતલા[૧] વિશ્વરૂપિણી મા
ઐશ્વર્યભાતિ મા માધુર્યપ્રતિમા મહિમા[૨] મંડિતા મા
રમા મનોરમા શાન્તિ શાન્તા ક્ષમા સર્વ દેવમયી મા
સુખદા વરદા ભક્તિજ્ઞાનદા કૈવલ્યદાયિની મા

---

૧ વિરાટ આકાશ જેવા જેના કેશ છે. ૫ મિલી–મળીને
૨ મહિમાથી ભૂષિત ૬ પ્રાણે–હૃદયમાં

વિશ્વપ્રસવિની વિશ્વપાલિની વિશ્વસંહારિણી મા
ભક્તપ્રાણરૂપા મૂર્તિમતી કૃપા ત્રિલોકતારિણી મા
કાર્યકારણભૂતા ભેદાભેદાતીતા પરમ દેવતા મા
વિદ્યાવિનોદિની યોગીજનરંજિની ભવભયભંજિની મા
મંત્રબીજાત્મિકા વેદપ્રકાશિકા નિખિલવ્યાપિકા મા
સગુણા સરૂપા નિર્ગુણા નિરૂપા મહાભાવમયી મા
મુગ્ધ ચરાચર ગાહે[3] નિરન્તર તવ ગુણ મધુરી મા
(મોરા)[4] મિલી[5] પ્રાણે[6] પ્રાણે પ્રણમિ (શ્રી) ચરણે જય જય મા
ડાકો[7] મા મા મા મા મા મા મા
બોલો મા મા મા મા મા મા મા
ગાઓ મા મા મા મા મા મા મા
ભજો મા મા મા મા મા મા મા
જપો મા મા મા મા મા મા મા
ડાકો મા મા મા મા મા મા મા

રમણા, ઢાકા. ભાઇજી

## પરિશિષ્ટ ગ

પરમપૂજ્ય સ્વ. ભાઈજીએ માતાજીનું ધ્યાન, મંત્ર, ગાયત્રી તથા પ્રાર્થનાની રચના કહી હતી તે અહીં આપવામાં આવી છે.

ધ્યાન : ॐ धृत सहज समाधिं बिभ्रतीं
नयन-सरसिजाभ्यां स्नेहराशीन् किरन्तीम् ॥
मनसि-कलित भक्तिं भक्तमानन्दयन्तीम् ।
स्मित-जित-शरदिन्दुं मातरं धीमही ह ॥ १ ॥
ॐ तपन-सकल कल्पं कल्पवृक्षोपमानम् ।
शरणागत जनानां तारकं क्लेशपाशात् ॥
हृदयकमलमध्ये स्थापयित्वेह मातु ।
विहितविविधकल्पं पादपीठं भजामि ॥ २ ॥

---

૩ ગાહે—ગાય છે
૪ મોરા—આપણે
૭ ડાકો—પુકારો

(સાહજિક સમાધિમાં રહેતાં, ઉજ્જ્વળ સૌવર્ણ કાન્તિવાળાં, સુંદર ચક્ષુઓથી પ્રેમના ઓઘ વહાવતાં, મનમાં સભર ભક્તિવાળાં, ભક્તવૃંદને આનંદ આપતાં અને પોતાના સ્મિતથી શરદ ઋતુના ચંદ્રને ઝાંખો પાડી દેતાં માતાજીનું અમે ધ્યાન ધરીએ છીએ...૧)

(સકળ દુઃખને દૂર કરવા શક્તિમાન, કલ્પવૃક્ષ જેવું, શરણે આવેલાંને ક્લેશના બંધનોમાંથી છોડાવનાર, વિવિધ શક્તિઓથી યુક્ત, માતાજીના પાદપીઠને હૃદયમાં સ્થાપીને અમે ભજીએ છીએ...૨)

मंत्र : ॐ मा–श्री श्री मातृपादपीठाय नमः ।

गायत्री : ॐ श्री श्री पादपीठाय विद्महे आनन्दमयै धीमहि
तन्नो माता प्रचोदयात् ॐ

प्रार्थना : ॐ मातः प्रसीद परिपालय भक्तवृन्दान् ।
संसारदुःखदहनात् करुणा कटाक्षैः ॥
दूरीकरोतु दुरितानि सुदुःसहानि ।
त्वत् पादपीठमिह नः शरणागतानाम् ॥ १ ॥

ॐ नमस्ते तु मातर्भवानि प्रसीद ।
नमस्ते पदाम्भोजपीठाय भूयः ॥
शरण्ये तमः पारमस्मान्नय त्वम् ।
प्रपद्ये परं पावनं पादपीठम् ॥ २ ॥

(હે માતા, આપની કૃપાદૃષ્ટિથી સંસારનાં દુઃખોના દાવાનળમાંથી ભક્તવૃંદને બચાવો. તમારા ચરણે શરણે આવેલા અમારા અસહ્ય પાપકર્મોને દૂર કરો...૧)

(હે માતાજી, તમને નમસ્કાર હો. આપ પ્રસન્ન થાઓ. ફરીથી પણ આપના પાદપીઠને પ્રણામ હો. હે શરણ્ય, તું અમને અંધકારની પાર લઈ જા. અમે તારા પાવનકારી સર્વોચ્ચ પાદપીઠને ભજીએ છીએ...૨.)

## પરિશિષ્ટ ઘ

પરમપૂજ્ય માતાજી આનંદમયીના નામે ચાલતા આશ્રમોની યાદી :—

૧ શ્રી મા આનંદમયી આશ્રમ, કિસનપુર, દહેરાદુન યુ. પી.
૨ „ „ „ રાયપૂર, દહેરાદુન યુ. પી.
૩ „ „ „ ડાંગા, દહેરાદુન યુ. પી.
૪ „ „ „ કલ્યાણવન, કિસનપુર, દહેરાદુન યુ. પી.
૫ „ „ „ ઉત્તરકાશી (જી. ટીહરી) યુ. પી.
૬ „ „ „ પાતાલદેવી, અલ્મોરા યુ. પી.
૭ „ „ „ અષ્ટભૂજાપહાડ, વિંધ્યાચલ યુ. પી.
૮ „ „ „ બી ૨/૯૪, ભદૈની, બનારસ યુ. પી.
૯ „ „ „ ભીમપુરા પો. ચાંદોદ ગુજરાત
૧૦ „ „ „ ૪/૪ એકડાલીઆ રોડ, કલકત્તા ૧૯
૧૧ „ „ „ સ્વર્ગદ્વાર, પુરી, (ઓરીસા)
૧૨ „ „ „ રમણા, ઢાકા, (પાકિસ્તાન)
૧૩ „ „ „ સિદ્ધેશ્વરી, ઢાકા, (પાકિસ્તાન)
૧૪ „ „ „ ખેઉરા (જી. ત્રિપેરા) (પાકિસ્તાન)
૧૫ „ „ „ વૃંદાવન
૧૬ „ „ „ તારાપીઠ (જી. બિરભૂમ) પશ્ચિમબંગાળ

ભુવનેશ્વર (ઓરીસ્સા) અને દિલ્હીમાં આશ્રમની જમીન છે. ભવિષ્યમાં આશ્રમ થાય તેવો સંભવ છે. (હમણા જ આ આશ્રમનું ઉદ્ઘાટન થયું છે.) અલ્મોરામાં આનંદમયી વિદ્યાપીઠ ચાલે છે. આમાં પ્રાચીન આર્યપદ્ધતિની માફક મુખ્યત્વે આધ્યાત્મિક શિક્ષણ સાથે માધ્યમિકશાળાનું પૂરું શિક્ષણ આપવામાં આવે છે.

બનારસમાં બધા આશ્રમોની મુખ્ય શાખા છે. ત્યાં આનંદમયી કન્યાપીઠ ચાલે છે. આમાં પણ અલ્મોરાની વિદ્યાપીઠ જેવું શિક્ષણ અપાય છે.

# માની અમર વાણી

હરિ કથા હિ કથા; ઔર સબ વૃથા વ્યથા.

*　　*　　*

ભગવાનનું રાજ્ય કેવું અલૌકિક છે ! એક દૃષ્ટિમાં તો એના સિવાય કાંઈ છે જ નહીં. વળી પાછું એ તો છે જ, ને બીજું પણ જે કાંઇ છે તે એ જ છે. જે જગાએ પ્રકાશ માટે પ્રયત્ન કરો એ જગાએ પ્રકાશ મેળવી શકાય. થોડા માટેની દૃષ્ટિ હોય છે માટે જ થોડું કેય માંડ મળે છે. ભગવાન તો પૂર્ણ છે, અખંડ છે. ચાહો તો જરૂર પ્રકાશ થશે.

*　　*　　*

ગુરુ તો 'એ' જ છે. એની પ્રાર્થના અવિરત કર્યા જ કરો. જેવી રીતે પથ્થર પર અવિરત પાણીનાં ટીપાં પડયા કરે તો એને પણ કાળ જતાં ઘસારો લાગે છે, એવી રીતે અવિરત પ્રાર્થનાથી ગમે તેવું જડ મન પણ જરૂર પીગળશે જ. નિત્ય કર્મ કરો. કોઇ કામ નકામું નહીં જાય.

*　　*　　*

જ્યાં રામ ત્યાં આરામ; જ્યાં નહીં રામ ત્યાં બે-આરામ ( વ્યારામ ).

*　　*　　*

ચંચળતા એ મનનો સ્વભાવ છે, જન્મજન્માંતરોના એના પર સંસ્કારો પડેલા હોય છે. એટલે એ બહિર્મુખ બનેલું હોય છે. એને અંતર્મુખ કરવું તે સહેલું નથી. બહાર રખડવાની એને આદત પડી ગઇ હોય છે. જે અંતર્મુખ નથી તેને સાક્ષાત્કાર થતો નથી. માટે અંતર્મુખ બનવા પ્રયત્ન કરો. ભગવાન અંતર્યામી કહેવાય છે ને ? એને મેળવવા માટે અંતર્મુખ બનો, તો જ અંતર્યામીનો પ્રકાશ મળશે.